# ભરતી—ઓટ.

## ( ભાગ ૧ લો. )

---

## ( પાંરસી સંસારની એક વારતા )

રચનારઃ—સોરાબ બી. તાતા.

'તકદીરનું તોહેમત'; 'કીસમતની કમનશીબી'; 'સબુરીનો બદલો; 'ઇનસાન કે શયતાન'; 'કસરેવજનાં કારસતાન'; 'લાખમાં એક નેક'; 'કરણીનાં ફલ'; 'ગરીબાઇનો ગજબ'; 'જગ સાંમે જંગ'; 'મકકરની દુન્યા'; 'સરજતનો ખેલ'; 'શેતાનનો સીતમ'; 'ભરથાર કે સીતમગાર'; 'પ્યારની કસોટી' ઇત્યાદી, ઇત્યાદીના કર્તા.

---

આ પુસ્તક 'ભરતી—ઓટ' નંબર ૭૫, બન્નરગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધ્યે આવેલા નવરંગ પ્રીન્ટીંગ પ્રેસમાં તેના માલેક મી. અરદેશર બરજોરજી દેશાઇએ તેના કર્તાને માટે છાપ્યું છે, અને મી. સોરાબ બી. તાતાએ, નં. ૧૭, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ, મધ્યેથી પ્રગટ કીધું છે.

---

ઇ. સ. ૧૯૧૭.

—:૦:—



---

કીંમત રૂ. ૨.

# આભારનો ઉભરો!

વાહાલાં વાંચનારાંઓ સનમુખ આ મારૂં પુષતક રજુ થવાની ઉમીદ પાર પડવા માટે આ કમીનો સેવક પાકપરવરની પવીત્ર પનાહમાં હાથ જોડીને હેશાંનમંદ ઉગરે સર નમાવી ઉભો રહે છે. તે કરીમે કારસાજની મેહરબાની અને બરકતથી આ હાથ ધરેલું કામ આસાનીથી પાર પડયું છે અને એજ મીસાલ બીજાં કામોબી સવળાતા અને સગવડ સાથ ફતેહમંદ થાએ તે માટે પાક કરીમ રહીમની જનાબમાં આ નાચીઝ સેવક સર ઝુકાવી ખીદમતમાં ઓસ્તવાર ઉભો છે!

વાહાલાં વાંચનારાંઓની કરમ બક્ષેશ અને દીલસોઝ નવાજીશથી હું હીંમત કરી બાહાર પડયો છું, અને તે માટે આ ગરીબ લેખક તરફ અખંડ માયા બતાવનારાં મારાં દીલસોઝ વાહાલાં વાંચનારાંઓનો હું બેહદ હેશાંનમંદ છું. વર્ષો થયાંની આ ગરીબડી નાચીઝ કલમથી લખાતી આવેલી સંખ્યાબંધ વાર્તાઓ વાહાલાં વાંચનારાંઓ વચ્ચે એવી હદ સુધીની એકસરખી લાગણીથી પ્રસંસા પામી ચુકી છે કે તેવાં સેંહકડો દીલસોઝોએ તેની સાચી સીફારસ માટે વાજબી લખાવટ ખાનગીથી આ ગરીબ સેવકને કીધી હતી, અને ચોપડીનાં આકારમાં મારી વાર્તાઓ છપાવવાની તેવાં મેહેરબાંનોની ચાલુ લખાવટનાં પરિણામેજ ગોયા તેઓનીજ હીંમત અને બરકતથી હું દાવર દાદગરની પવીત્ર યાદ હૈયે ધરી બાહાર પડયો છું, અને મારી નાચીઝ કલમને એકસરખી રીતે વાહાલથી વખાંણનારાં વાંચકોના મોટા ભાગે માત્ર ખાનગી લખાવતના પરિણામમાં ઘણી ખુશી સાથ આ મારી ચોપડીનાં ઘરાક તરીકે મુબારક નામો નોંધાવ્યાં છે તે માટે તેવાં દીલસોઝ મેહરબાંનોનો હું દીલોજાનથી આભાર માનું છું, અને હવે પછી નીકળતાં બીજાં પુષતકોને એકસરખી રીતે વાહાલાં વાંચનારાંઓ ઉત્તેજન આપી ઘરાક થઇને સહાય થશે એવીજ નેક ઉમેદ રાખું છું.

આ નાચીઝ કલમ ઉપર સાચી ફીદાગીરી બતાવનારાં થોડાંક દીલસોઝ બાનુંઓ અને ગૃહસ્થોએ હવે પછી બાહર પડનારાં મારાં પુષતકો વગર પુછાવવે મોકલી આપવાની જે ઘરખમ લખાવટ લખી મોકલી છે, તે માટે તેવાં ચાલુ વાહાલાં ઘરાકોનો આ અદના નાચીઝ સેવક બેહદ આભાર માને છે, પણ કાગજોની મોંઘવારીનાં સમયમાં તેવી ઉમેદ પાર પડે એ એક મોટો સવાલ છે, છતાંબી મારાં મેહરબાંન વાંચકોનો તેવો ઘરખમ દીલસોઝ અને દયાળુ સાહયો અને ટેકો હાસે તો તે ખલકતનાં પેદા કરનાર પાક પરવરની મેહરબાનીથી તે ઉમીદ પાર પડશે!

આ દેહશતનાક અને ભયંકાર ખાનાખરાબી કરતી લડાઇનાં વખતમાં કાગજોનાં અને છાપવાની દરેક સામગ્રીનાં ભાવો દર દીને વધ્યાજ જતા હોવાથી તેવા ભારી અને મોંઘવારીનાં વખતમાં હીંમતથી ચોપડી બાહાર પાડવામાં બેશક કોઇબી પ્રકારની નફાભરી કમાણી નથીજ, અને તમો વાહાલાં ઘરાકો સનમુખ એક શોખની સેવા તરીકે, મોહોબતની મેહનત ( Labour of love ) તરીકેજ રજુ થયો છું, જો કે તેમ કરતાં કાગજ તેમજ છપાવવાની અસાધારણ મોંઘવારીને સબબે ગાંહનાં ગોપીચંદ કાહડવા પડયા છે !

આ વાર્તાનો બીજો ભાગ જે દીસેંબર માસમાં ઘણોખરો બાહાર પડશે તે દીલસોઝ ઘરાકો ઉપર તાબરતોબ રવાનાં કરવામાં આવશે. પેહલા ભાગ કરતાં બીજો ભાગ ભેદી વળાંથી બેહદ રસીલો છે, અને બધા ભરમોનો પદડો તેમાં એકેક પછી વાહલાં વાંચનારાં સનમુખ ઉઘડી જાએ છે. પેહલા ભાગ કરતાં બીજો ભાગ ઘણો મોટો થશે અને જોકે અગાઉથી તેની નકકી કીધેલી બે રૂપ્યાની કીંમતથી આ નાચીઝ સેવકને ખીસામાંથી થોડાઘણા વેરવા પડશે, છતાંબી આગળ જણાવવા મુજબ મોહોબતની મેહનત કે શોખની સેવા તરીકેજ, કમાવાની કશીબી આસા વિનાં, તમો વાહાલાં દીલસોઝ ઘરાકો રૂબરૂ હું એવીજ આસા અને ઉમીદમાં સર નમાવી ખડો થયો છું કે હવે પછીનાં બાહાર પડનારાં પુષતકો માટે તેઓ ઉલટ અને ઉમંગથી ઘરાક થઈ દીલશોજી બતાવશે !

આ પુષતકમાં જાહેરખબર આપનારાં સાહેબોને મારે અત્રે જરૂરજ યાદ કરી તેઓનો આભાર માનવાનો છે; તેઓ બધાજ આ ગરીબ કલમને વખાણનારા દીલસોઝ મીત્રો છે, અને માત્ર ખાનગી લખાવતથી તાબરતોબ જાહેરખબર મોકલાવી આપી આ ખાકસાર સેવકને માન આપ્યું છે તે માટે તેઓ સાહેબનું બેહદ હેશાંન માની છેવટે એવીજ અર્જ ગુજારીશ કે જેમ આ નાકેશ વાર્તાનાં પેહલા ભાગમાં પ્રેત્રોનેજ આપી છે, તેમજ બીજા ભાગમાં બી તેઓ સાહેબો મોટી ખુશીથી માનવંત આસરો આપસેજ !

પ્રજાપ્રીય અને માનીતા 'ફુરસદ' અને 'નવરાસ'નાં જાણીતા અધીપતી મી. બહમનજી ન. કાબરાજીએ, તેમજ લોકપ્રીય 'સાંજ વર્તમાન'નાં ચંચળ મદદનીશ અધીપતી મી. સોરાબ કાપડયાએ, આ ગરીબ લેખકને સહાય થઈ દીલસોજી બતાવી છે તે માટે આ ટકે તેઓ સાલેસ અને દીલસોઝ સાહેબોનું બેહદ હેશાંન માનું છું.

ખાકસાર સેવક,

આકટોબર, ૧૯૧૭. **સોરાબ બી. તાતા.**

તૈયાર થાય છે

નવી વાર્તા.

# દુનીયા કે દોજખ?

મરહુમ મશહુર કવી લેખક દાદી તારાપોરવાલાએ આ વાર્તા લખેલી છે.

અને

"ઢોંગ-સોંગ"નાં મી૦ દીનશાહ એ. કરકરયા.

પ્રગટ કરનાર છે.

**કીં૦ રૂા. ૨**

**વી. પી. પોસટેજ ૪ આના વધુ.**

# અશો યાદમાં !

## મારા મેહરબાન અને દીલસોઝ મુરબ્બીજી બંઘેવી
## મરહુમ એરવદ એદલજી કાવસજી કાંગા

જેવણનાં નાગપોરમાં તા. ૧૦ ઓકટોબર ૧૯૧૭ માં થએલાં ઓચીંટ,
અકાળ અને શોકજનક મરણથી હમો સર્વ દુઃખી વાહલાંઓને સદાનાં
શોક અને વિલાપનાં સાગરમાં ગોયા ડુબાડી દીધાં છે, જેઓની ભલાઈ,
દીલસોજી તથા ફરેસ્તાઈ ખસલતની મોતેબર, પવીત્ર અને દીલસોઝ
લાગણી અને અખંડ યાદ અને માયાથી આખાં નાગપોર તેમજ
તેની આસપાસ ચોમેર બધાંઓ વચ્ચે પોતાનાં મલતાવડા
અને ભલા ખવાસથી પંકાઇ અને વખણાઈ ગયા હતા,
જેઓનાં અકાળ મો'તની ખોટ ન પુરાએ એવી માહ-
ભારટ છે. મરનાર મુરબ્બીજીની મારાં વાહાલાંઓ
અને મારી તરફની અખંડ દીલસોજી અને
માયા ન ભુલાય એવી મોતેબર છે, તેવા
બાદશાહી ખવાસનાં નેક દીલસોઝ
અને અમીરી જીગરનાં અશો
નરની ગંભીર, નેક અને પવીત્ર
યાદમાં આ નાચીઝ પુષતક
અર્પણ કરૂં
છું !

**તે પાકપરવર આવા ભલા અને અશો નરને**
**સર્વોત્તમ બેહસ્ત બક્ષો !**



મરહુમ એરવદ એદલજી કાવસજી કાંગા.

# અત્તરનો ઝરો





એટલે

## બીનીયા હેરઓઇલ






દુનીઆનાં બધાં તેલો વાપરી તમે કંટાળી ગયા હશો પણ આ તેલ વાપરવાથી તમારૂં મગજ શાંત બને છે. નમુનાની શીશી મંગાવી ખાત્રી કરો.

કીં. બાટલી ૧ રૂ. ૧

**મોહીની એજનસી**

જુમા મસજીદ, મુંબઈ.

# અપુ મીનીસની કુંપની.

## કાપડ મારકીટ.




**ઓછા ભાવે માલ વેચતા સાલેસાઇ-ભર્યા પારસી બીરાદરોની આ દુકાન છે.**




તમોને શું શું જોઈએ છીએ ! ફેન્સી કાપડ—સાદું કાપડ—સુતરાઉ કાપડ—ગરમ કાપડ—વગેરે હમારે ત્યાં સંખ્યાબંધ ચીજો મળશે. નવો ખાતરી પુર્વક માલ, બજારનાજ ઉતરતા ભાવ, આબરૂદાર ચોખ્ખો વહીવટ એ બધું તમો હમારી દુકાનમનાં જોશો.

કાપડ બજારમાં કોઇનેબી અમારૂં નામ પુછશો તો તુરત તે અમારી દુકાન તમોને બતાવશે-એટલી જાણીતી અને માનીતી દુકાન અમારી થઈ પડી છે.

દુકાનમાં આવ્યા કે ખાસ કાંઈ ખરીદવા નીજ જરૂર નથી—ફકત જરા અમારો માલ તો જોઈ જજો—ઘરાકો સાથે નમનતાઈ તથા સાલેસાઇથી વરતવું એ તો અમારો કાયમનો મુદ્રાલેખ છે.



## બગીચાના શોકીનો માટે એક તક !

ફળફળાદીથી ભરાઇ ગયલાં ઝાડો અને મેવાથી લચી પડતાં
દરખ્તોવાલા બાગ બગીચામાં રહેવામાં કાંઇ ઓરજ મજાહ છે.
તમારા બંગલાના આગળા બગીચા અને પાછલા કંપાઉંડની
જમીનને શા માટે પડતી નાંખી મુકો છો ?—ઝાડઝાંખરાંથી
શા માટે તેને ભરાઇ જવા દો છો ?

તરેહવાર જાતની ફુરૂટ અને લીલા મેવાના ઝાડો—ચોતરફ રોપી
દેવો—તો બંગલા અને બગીચાની રૈનકમાં ઓર વધારો થવા
સાથ—ખાંણાંની ટેબલ ઉપર ખુદ ઘરની ઉગાડેલી ફુરૂટ
રજુ થવાંનો સંતોશ લઈ શકશો.

**ફળફળાદીના તરેહવાર જાતના ઝાડોની કલમો, છેલ્લાં પચીસ
વરષ થયાં અમો જુદી જુદી કોમના બંગલાવાલાઓ
તથા બગીચાવાલાઓને પુરી પાડીયે છીયે.**

બાર જાતની હાપુસ ત્રણ વરષની પાયરી—ઘણાં મોટાં કદના ચીકુ—
અને બીજાં તરેહવાર જાતના ઉમદા ફળોની પાકી કલમો તૈયાર મળશે.

**ભાવ ઘણાજ કીફાયત—નીચલે ઠેકાણેથી કેટલગ મંગાવો.**

# પી. વી. ભીલાડવાલા.

## સ્ટેશન ભીલાડ,

### બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે.

# જગપ્રસિદ્ધ ડૉ. બે. મોતીવાલાની દવાઓનું દરેક ઘરમાં સાચવી રાખવા લાએક લાસ્ટ.

નીચલી ઉત્તમ દવાઓનાં ગુણુ-એક વખત વાપરવા સિવાય તમુને ભરૂશો આવશે નહિ. આજ વરસોથી હમારી દવાઓ ગરીબો તેમજ તવંગરો, રાજાઓ, મહારાજાઓ, સેનાપતીઓ, એલચીઓ, જડજો, તબીબો, અને બીજાં ઘણુંક ઇંગ્રેજ તેમજ દેશીઓએ વાપડી છે, અને મોટા અભીપ્રાયો આપ્યા છે.

---

મોતીવાલાની પ્રખ્યાત, ઘરઘતુ, સસ્તી, અકશીર વનસ્પતીની દવાઓ

**મલવાનું ઠેકાણું:—ડૉ. બે. મોતીવાલા, મોરલેન્ડ રોડ,**

**ભાયખલા—મુંબઇ.**

---

| | | રૂ. આ. |
|---|---|---|
| ૧ | ખાંશીની ગોળીઓ... | ૦-૪ |
| ૨ | હરસનો મલમ. | ૦-૮ |
| ૩ | ,, ની ભુકી. | ૦-૮ |
| ૪ | ,, મસામાંથી પડતું લોહી બંધ કરવાની દવા.... | ૧-૪ |
| ૫ | કેનસર વિગેરે ગાંઠો ઉપર લગાડવાનો લેપ. | ૦-૧૨ |
| ૬ | મીઠી પીશાબની દવા. | ૧-૪ |
| ૭ | મરદાની દવા. | ૦-૪ |
| ૮ | કોલેરાની દવા | ૦-૪ |
| ૯ | ડાએરીઆની દવા... | ૦-૪ |
| ૧૦ | લોહી સુધારવાની દવા. | ૧-૪ |
| ૧૧ | તાપની ભુકીની ડબીના | ૦-૧૨ |
| ૧૨ | ,, ગોલીની શીશી | ૦-૮ |
| ૧૩ | જુલાબનો પાક | ૦-૮ |
| ૧૪ | ખહીની ભુકી | ૦-૧૦ |
| ૧૫ | ભેજાંને તાકાત આપી ઠાક દુર કરવાની દવા | ૧-૪ |
| ૧૬ | શરીરમાં કઉવત આપી ભુખ વધારવાની દવા | ૧-૪ |
| ૧૭ | બદહજમી દુર કરવાની ગોળીઓ | ૦-૬ |
| ૧૮ | હીસતીરીઆ માટે ગોળીઓ... | ૦-૬ |
| ૧૯ | દરાઝ, ખરપશાંની ભુકી | ૦-૬ |
| ૨૦ | દાઝી જવા ઉપરનો મલમ... | ૦-૬ |

# ઘણીક અમેરીકન તીજોરાઓ કચરા જેવી હોય છે એવું અમેરીકનોજ કહે છે.

વેલાતી બનાવટની તીજોરીઓ આગમાં કેવી ટકે છે તેનો હીસાબ **ગોદરેજે** પ્રજાને આપ્યો છે. કોટની ઈવર્ટ લેધમની ઑફીસની આગમાં અને કાપડ બજારની મોટી આગમાં જુદા જુદા મેકરોની સંખ્યાબંધ તીજોરીઓમાં સઘળું બળી ગયું તેની ખબર મેળવવા પછી ઈવર્ટ લેધમ વાળાઓએ તેમજ સર સાસુન જે૦ ડેવીડે પોતાની હજારોની કીંમતની વેલાતી જાણીતા મેકરોની તીજોરીઓ લીલાંકથી વેચી નાખી તેની જગ્યાએ **ગોદરેજની** ખરીદી હતી.

હીંદુસ્તાન અને બરમાની સેવીંગ બેન્કો માટે સરકારને ૩૭૨ તીજોરી જોઈતી હતી ત્યારે જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાખી તપાસ કરી અને ફકત **ગોદરેજનીમાં** કાગળો સલામત રહેવાથી આખો ૩૭૨ તીજોરીનો ઓરડર **ગોદરેજને** આપ્યો હતો.

અમેરીકામાં સાન ફ્રાનસીસકોમાં થોડાં વરસ ઉપર મોટી આગ થઈ હતી અને હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરીકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વીષે લખતાં અમેરીકાનું હુન્નરઉદ્યોગને લગતું સઉથી આગેવાન ચોપાન્યું નામે સાયનટીફીક અમેરીકન તા૦ ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે:—

મોટી દલગીરી સાથે કહેવું પડે છે કે સાન ફ્રાનસીસકોની આગથી ઘણાક મેકરોની ફાયરપરૂફ હોયાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઈ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગયલી તીજોરીઓ જોકે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહી, તોપણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપરૂફ હોયાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનું નામ આપી વેચનારાઓનાં કારખાનાં અને દુકાનો સરકાર હમેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ.

## ગોદરેજનું કારખાનું—

### ગેસ કંપની, પાસે, પરેલ મુંબઈ.

# ભરતી—ઓટ.

## પ્રકરણ ૧ લું.

### નશીબનાં નખરાં.

જોનારને એઘડી ગોયા તાજુબીથી દંગ કરી નાખે એવો દમામદાર અને ભપકાદાર અચ્છા ટેસટથી બાંધેલાં રોનકદાર મેહેલ જેવાં મકાન 'પરી પેલેસ'નાં સુશોભીત રાચરચીલાંથી સણગારેલા દરોઇંગ રૂમમાં ગોઠવેલાં નકશીદાર અને એકીંમતી મોટાં ઘડયાલમાં નવનો ટકોરો પડયો, અને આ આલીશાન બંગલાના દાઇનીંગ રૂમમાં નાસતાની સર્વે તૈયારી ચાલી રહી. દાઇનીંગ રૂમની ટેબલ ઉપર ભાતભાતની વાણીઓ તરેહવાર નકશીદાર ટમબલરો અને દીકાનતરો સાથ, 'પરી પેલેસ'નાં બેહેસ્ત જેવા બાગમાંથી ખાસ ચુટેલાં ખુશબોદાર મઘમઘતા અને બેહદ બેકાટ ભરયા ફુલોથી ભરપુર બીલોરી સુશોભીત ફલાવર વાઝ, વીગેરે સર્વ એવી હુન્નરમંદી હાથથી ગોઠવી રાખવામાં આવ્યાં હતાં, કે તે ટેબલ ઘણીજ ભપકાદાર તેમજ રોનકદાર દેખાતી હતી.

આશરે પાંચ મીનીટ વીંટાં બાદ આ મેહેલ જેવા મકાનમાં જઇફ અને સાલેસ માલેતુજાર અને ધનવાન માલેક ખાનબહાદુર સપલસાહ શેઠના તે ઓરડામાં આવ્યા, અને નાસતો ટેબલ ઉપર તૈયાર જોઈ નજદીકની એક ખુરશી ઉપર આવી કોઇ બીજા આદમીનાં ત્યાં આવવાની વકકી હોય એવી કીસમથી રાહ જોતા તે ઓરડાનાં બારણાં ગમી નજર કરતાં બેસી રહ્યા.

"આજે હજુ એ આવી નહી!" સપલશાહ આસરે બીજી દસ મીનીટ ધીરજથી ખોટી રેહવા પછી મનસે બબડયા. "દરરોજ પરીન મારી અગાઉ આવી અહીં નાસતાની ટેબલ પર અગાઉથી ગોઠવાઈ બેસે અને

આજે હજુ સુધી કેમ નથી આવી?" અને તે ઓરડાની એક બાજુ ખુણામાં ઉભેલા નોકર ગમ ફરી તેવણ બોલ્યા, "જા, બાઇ જો પોતાનાં ઓરડામાં હોય તો કેહે કે શેઠ નાસતાને વાસ્તે ક્યારનાં ખોટી છે!" અને નોકર આ સાંભળી નેમન કરી ત્યાંથી ચાલી ગયો, અને સપલશાહ ટેબલ પર પડેલુ ન્યુસ ઉંચકી વાંચવા પડયા.

ઇનસાફનું અદભુત નશીબ પાંદડાં તળે હોય છે! કીસમતની કમનશીબીમાં પોતાની જીંદગી રગડતો–કચડતો એકાદ મુફલેસ કંગાલ બાજે વેળા ફાંટા-બાજ કુદરતનાં વીચીત્ર ફાંટાથી આંખના એકાદ પલકારામાં તેનું અભાગ્ય ફેરવાઇ જાય છે અને કંગાલટની ગધેરમાંથી તે એકદમ જર અને જશની કીરતીવંત ટોચે પોંહચી જાય છે! અને આ સપલશાહ શેઠનાનાં બાબમાંબી એમજ હતું. માત્ર આઠ નવ માસ અગાઉ તેવણ એક સાધારણ આદમી માફક પોતાના ખરી મેહનતના પરસેવાથી પેદા અને જમાવ કીધેલા થોડા ઘણા પૈસા વચ્ચે પોતાની એક પુરી મનોહર પરીસુરત, સાલેસ, અને ભલી દીકરી પરીન સાથ ગરીબોની દાઝ હૈયે ધરી, પોતાનો પૈસો બાજે વેલા અનેક તરાહના ધાર્મીક કાર્યોમાં વાપરી ઘણું સંતોષ વચેજ કાલ ગુજારતો હતો. તે વેલા આ સખી વજુદ શેઠયાને સ્વપ્ને વટીક ખબર ન હતી કે માત્ર થોડા માસ વીટાં બાદ તે 'પરી પેલેસ' અને તે સાથ લખોની દોલતનો આડકતરી રીતે હકદાર માલેક થશે! 'પરી પેલેસ'નો આગલો ધનાઢ્ય જર-દાર માલેક, સપલશાહ શેઠનાનો અતલગનો સગોજ હતો, જે માત્ર એક વર્ષ અગાઉ કોલેરાના બુરાં રોગથી ન ધારેલો ઓચીંતો આ જેહાન છોડી ચાલી ગયો અને મરનારની ગંજાવર બેસુમાર દોલત મરનાર કુંવારો હોવાથી તેના ભાઇને હસકત ગેઈ, કે જે ભાઇ બી પોતાના મરનાર ભાઇની લખોની દોલત વાપરવા નસીબવંત નીવડયો નહી, કાંકે માત્ર એજ માસમાં પોતાનાં મકાનની સીડીપરથી પગ છટકી જવાથી થયલાં ગંભીર અને પ્રાણઘાતક અકસમાતની જીવલેણ અસરો હેઠળ માત્ર એજ દીવસમાં ગમે એવાબી કુશળ અને બાહોશ ડોકટરોની માવજત અને ઉપાયો છતાંબી માર્ગે લાગ્યો. જે પછી આ ગંજાવર દોલત તેના પોતાના એકપુરા દીકરાને હસતક ગેઇ, અને જાણે કે મોહતનો ડરામણો દેવ આ કુટુંબની સર બસર પાયામાલીજ કરી નામ નાબુદજ કરવા માગતો હોય એમ તે અભાગ્યો છોકરોબી માત્ર પંદરજ દિવસમાં એક સવારે પોતાનાં બીછાણામાં હૃદયનો ધપકારો ઓચીંતો બંધ પડી જવાથી મરી ગએલો માલમ પડયો અને આ નેહસત મકાન અને તેની સાથની ગંજાવર લાખોની દોલતનાં હકદાર કુટુંબની આટલા ટુંક

વખતમાં સદંતર સત્યાનાશ અને ખાનાખરાબી થવાથી લોકલાગણી હદથી જયાદા ઉશ્કેરાઈ રેહી હતી અને અનેક કીસમની ચર્ચા આસપાસ જોસ સમેત ચરવાવા લાગી. આ ભપકાદાર મકાનનાં આગલા માલેકનાં આબરૂ-દાર અને સાલેસ સોલીસીટર ફરામરોજ વકીલે આ ગંજાવર દોલતનો હકદાર વારસ શોધવાની ચાલુ પ્રયત્ન કીધી, અને આયંદે મરનાર માલેકનો સીધી યા આડકતરી રીતે ઘણો અતલગવાલો એકજ વારસ ફરામરોજ સોલીસીટરને જડયો તે આપણી વારતામાં શરૂઆતથી ઓલખી ચુકેલા સપલસાહ શેઠના હતા, જેઓ તે વેળા આવાં ઓચીંતા સુભાગયની સ્વપ્ને વટીક આશા ન રાખતાં પોતાની ભલી બેટી સાથ કાનપોર તરફ વસતાં હતાં, અને ફરામરોજ સોલીસીટર તરફનાં લંબાણુ ખુલાસાવાર કાગજ પછી સર્વ તેહકીક કરી આ બને બાપબેટી ન ધારેલી રીતે ઓચીંતા મહેલ જેવા મકાન, તથા લાખોની દોલતનાં હકદાર માલેક થવા ફરામરોજનાં આગ્રહથી કાનપોર સદાનું છોડી અત્રે અલાહબાદમાં આવી વસયાં! બેશક આ લાખોની દોલત નશીબનાં નખરાંથી તાજુબી પમાડનારી હદ સુધી ઓચીંતી સપલશાહનાં હાથમાં જઈ પડવાથી તેવણ પોતાનાં મલતા-વડા ખયાસથી સેહજ પણ અંશે બદલાયા નહીં, મગર અગાઉ માફકજ સાલેસ, પરગજુ અને પરોપકારી ખવાસ બતાવતા રહયા, અને પોતાની ગંજાવર દોલતનો મોટો ભાગ સખાવતી કામમાં ચોમેર રોકી તેવણુ ચોમેર હદથી જયાદા ગરીબ ગુરબામાં વખણાઈ ગયા, અને નવ માસનાં અંતરમાં આ અસલથી ભલા અને સાલેસ શેઠયાએ એટલી હદ સુધીનાં સખાવતી-ભર્યાં કામો કીત્રાં કે તેની નાચીઝ યાદમાં તેવણુને ખાનબહદુરનો માનવંત એલકાબ એનાયત કરવામાં આવયો, અને ખાનબાહદુર સપલસાહ આખાં અલાહબાદમાં નાનાંમોટાનાં મોહમાં રમી રહયા.

જેઓ ભલાં અને ભોલાં હોય છે, તેઓ પારકાંઓ તરફ ભલાઇ અને પરગજુ દીલ દેખાડવામાંજ આ દુન્યાંની સર્વોત્તમ મોજ સમજવા ઉપરાંત તે કીરતાર તરફની એક આઈન ફરજજ સમજે છે! જેઓ ભુંડાં અને બદમાશો હોય છે, તેઓ આ બદકાર અવનીમાં ભલા ભોલાંઓને અનેક કીસમની જફાકારક બુરી જાલમાં સપડાવી તેવાં ભલાંઓને હયરાન, પરેશાન કરવામાંજ પોતાની ભલાઇ અને પોતાની ફરજ સમજે છે, મગર આયંદે નાચીઝ જુઠાંનો નાશ થાય છે અને ભલાંનીજ જય થાય છે!

---

# પ્રકરણ ૨ જું.

## જરદારોની જંજાળ.

પોતાની પરીસુરત બેટીની આતુરતાથી રાહ જોતાં થાકી જવાથી, આપણે ઉપર જોઇ ગયા એમ, સપલસાહ ટેબલપરથી ન્યુસ લઈ વાંચવા બેઠા, મગર આ વેળા તેવણનાં અશાંત મનમાં અનેક કીસમનાં ગંભીર વીચારોની મીશ્ર લાગણી એટલી હદ સુધીની બરપા થઈ ચુકી હતી, કે ન્યુસમાંથી એક લીટી વટીક તેવણ વાંચી શકયા નહી, મગર આંખ નજદીક ન્યુસ પકડી આ ભલો શેઠ઼ીઓ ગમગીન વીચારોની ગીરફતારી વચ્ચે ગોયા ગર્ક થયો; આ બાગેબેહસ્ત જેવું મકાન, આંખને ઉડી વળગે એવો મઘમઘતાં સોહડમદાર પચરંગી ફુલોનાં કયારાઓ રોપાઓ અને ઝાડો સાથનો ગંજાવર બાગ, અને રોનકદાર રાચરચીલાં ઉપ્રાંત લાખોની દોલત ધરાવનાર આ ધનવાન, જરદાર અને માલેતુજાર શેઠીઓ સર્વ કીસમની દોલતની રેલછેલ વચ્ચે કોઇ પણ નાચીઝ ચીજની હાજત યા અગત છતાં બી હમણાં કાહેલ, ઉદાસ અને બેચેન દીસતો હતો.

લાખોની દોલતની રેલછેલ વચ્ચે બેશુમાર નોકર નફરો અને વાડી ગાડીની ચેહલ મેહેલ વચ્ચે બી મનની અશાંતી વચ્ચે, અને અનેક કીસમનાં સંતાપ અને સીતમનાં જફાકારક બુરા ખ્યાલોની ગમગીન ગીરફતારી વચ્ચે, માત્ર દુઃખમાં કાલ પસાર કરવાનાં કરતાં, મુફલેસીની મુશીબતો વચ્ચે શાંત મને પોતાની નાચીઝ સ્થીતી વચ્ચે મોજીલાં, શોખીલાં અને શાંત મને શંતોષકારક રીતે જીંદગી પસાર કરવી હજાર દરજજે બેહતર અને સર્વોત્તમ ગણાય અને લેખાય! દોલત, જરદારોને શ્રાપ સમાન છે, જ્યારે એવી મુફલેસીની કંગાલ્યત, ગરીબોને ગોયા આશીશ સમાન છે!

આ માફક સપલશાહ નયુસ વાંચવાના બોહાં કે બાહના હેઠળ આગલી પાછલી બાબદોની યાદ થતાં ગમગીન વીચારો વચે બબડવા લાગ્યા:

"શું નશીબ છે! આજ નવ મહીના પર હું આબરૂથી ગુજરાન કરતો હતો, ત્યારે હાલનાં કરતાં તે કીરતારની કરમ બક્ષેસમાં લાખો દરજજે સુખી અને શંતોશી હતો, અને જ્યારે આજે ન ધારેલાં કીસમતે મારી જીંદગીનો પાસો ગોયા ઉલટાવી નાખ્યો ત્યારે આવી માલેતુજાર હાલતમાં મને હાય સોસારામાં કોઇ વાર ડુબવું પડેચ!" હયાં જીગરના ઉંડાણથી

એક લાંબી અને સરદ હાય સપલશાહનાં બેચેન અને અશાંત જીગરમાંથી નીકળી : "હું મારે માટે કશીબી પરવાહ કે કનવાર કરતો નથી, કાંકે મારી જીંદગીની ઓટ થવા લાગી છે એટલે જીવી જીવીને હું તે કાંહાં ઘણાં વરસ જીવવાનો છેઉં, પણ–પણ–વહાલી પરીનને લીધે મને રાત દિવસનાં તરેહવાર વીચારો આવેછ ને જાયછ." હયાં સપલશાહનો ચહેરો જર્દ મારી ગયો. "પેલી જો મરી ગયલી અત્યાર આગમજની જાહેર થાય તો પછી કાંઇ ફીકરમંદ બનવા જેવું નથીજ: તે મરી ગઇ હોય એવી મારી ખાત્રી થાય તો પછી મારો ભરમ તેની સાથેજ દટાય! તે કીરતારની બક્ષેશથી મારી આવી ધનવાન સ્થીતિમાં આ જીવલેણ વીચારોથી રાત દીવસની બેકરારીમાં મારી ચીંતા વધીજ જાયછ, કે રખે તે કેથેથીબી ફુટી નીકલે–રાતે સ્વપ્નામાંબી એના એજ વીચારોથી મારી શાંત ઉંઘમાં ખલલ થાયછ! ખોદા! ખોદા! કાંઇબી એવું બુરૂં જો બનવા પામશે તો ગરીબ બીચારી પરીનનું શું થાય!" હયાં સપલશાહનો ચહેરો ચીંતાથી ગોયા ઉજલો પુની જેવો બની રહયો અને આગલા પાછલા વીચારોની બેકરારીમાં આ ધન વાન આગેવાન શેઠયો એટલી હદ સુધીમાં મશગુલ બની રહયો, પોતાના ગમખવાર વીચારોની જુલમગાર ગીરફતારીમાં એટલી હદ સુધીનો સરબસર ગોયા ગરક ગયો, કે તે ડાઇનીંગ રૂમનાં ઓરડાનું બારણું જોસ સમેત અફાડી તેની ભલી બેટી પરીન અંદર આવી તેનાં અવાજથીબી આ ભલો બાપ પોતાનાં વીચારોમાંથી બીદાર થયો નહીં. પરીન હરણીનાં જેવા ચંચલ અને ઝડપી કદમે છેક અંદર આવી પોતાનાં પીતાની છેક નજદીક આવી ત્યારે સપલશાહ જાણે કે કેવીએક કુંભકરણની ઉંઘમાંથી બીદાર થયો હોય એમ ચોંકી ઉઠયો!

---

## પ્રકરણ ૩ જું.

## 'પરી પેલેસ'નું પરચું!

સીહા વાદલામાં છુપાએલો માહતાબ એકાએક જયારે વાદલાંમાંથી બાહર નીકલી આવી પોતાનો ઠંડો તેજસ્વી અને દીલબેહલાવનારો પ્રકાશ ચોમેર પાંથરી અંધકારને દફે કરી નાખે છે, જેથી ખુશાલી અને શાંતી

જ્યાગી રહે છે, અને આવો દીલજીત દેખાવ જોનારનાં શાંત મનમાંથી તરેહવાર દીલબેહલાવનારી લાગણી બરપા થાય છે, તે રીજ કીસમે જ્યારે ખાનબાહદુર સપલશાહની એકપુરી દીકરી પરીન હરણી જેવી ઝડપથી વખત થઈ જવાનાં સબબે ઉતાવલથી ડાઇનીંગ રૂમમાં આવી પોતાનાં સાલેસ પીતાની નજદીક જઈ ઉભી, ત્યારે સપલશાહ પોતાનાં ગંભીર વીચારોની ગીરફતારીમાંથી આઝાદ થઈ આ પરી સુરત માહતાબ જેવી પરીને પોતાની રૂબરૂ આવી ઉભેલી જોઈ ખુશી થતાં મોહ મલકાવા લાગ્યો, અને પોતાનું મન શાંત કરવા અને વખત કાઢવા ન્યુસપેપર લઇ તે ખુરસીપર વાંચવા બેઠો હતો, તે ન્યુસ ટેબલપર મુકી હસતે ચહેરે પરીનનાં ગુલાબી ચહેરાપરનો ધાઇ આવેલો રતાસ ધારી ધારીને જોવા પડયો !

"સાહેબજી, પપા ડીયર" અને મલકાતે ચહેરે ખરાં જીગરનાં જોસ સમેટ પરીને પોતાનાં નાજુક હાથ પોતાનાં હેતવંતા પનોતા પીતાની ગરડન આસપાસ વીંટાલ્યા અને ખરા પ્યારની ફીદાગીરીથી તે ભલા પીતાનાં કપાલ ઉપર બકી કરતાં હસતાં હસતાં બુલબુલ જેવા મીઠા અને મધુર સરોદે બોલી. "પપાજી, નાસતો તૈયાર થયોબી કે? મરેરે! હું તો એવી ધરોધર ઉંઘમાં પડેલી કે જો આયા આવીને જગાડતે નહી તો બાર વાગાવેરબી હું ઉઠતે નહી જો, પપા ડીયર! મેં તમુને ઘણો વખત તો અહીં નાસ્તા માટે ખોટી નહી કીધા હોય, પપા?"

"બસરે બસ, દીકરી." પરીને સપલશાહની ગરડન આસપાસ મજબુતીથી પોતાના હાથ વીંટાલી રાખવાથી તે છોડતાં બોલ્યા, "પરીન, તુ મને એક દહારો એમજ દાબી નાખશે! પણ વારૂ પરીન, મને લાગેછ કે ગેઇ રાતની પારટીની ધામધુમભરી ધમચકરી અને મધરાતવેરનાં જાગરણથી તારી તબીએતમાં કાંઈ બગાડ થયલો લાગેછ! તારો ચહેરો ને તારી આંખના પોપચાં પરથી જણાયછ!"

"નહીરે પપાજી," પરીન સપલશાહની પાસે ખુરસી તાણી બેસતાં બોલી. "એ તો માત્ર ઉજાગરાને લીધે ચેહેરો તમુને ડળ લાગતો હોશે, બાકી તબીએત માટે શાની ચાંતા કરવા છી, પપા ડીયર? ગઇ રાતની પારટી એવી તો સંપુર્ણ ફતેહમંદ ઉતરી છે, અને તેની મોજ અને મજાહ અને તેમાંનાં કોનસરટની એવી તો દીલખુશ ગમત પડીછ, પપાજી કે તે મારાં જીગરમાં સદા સુધી જલવાયલી રહેશે. કોનસરટમાં પેલા જસી વાહડયાનાં અંગ્રેજી તેમજ ગુજરાતી ગીતો એટલી હદ સુધીનાં અસરકારક અને ખેંચાણકારક હતાં, કે તેનો મધુર અને વાંસલી જેવો મધુરો અવાજ

હજુ બી મારા કાનમાં અહડયા કરેછ. વલી સાથે જસી વાહડયા એટલો તો રમુજી, મલતાવડો અને ભોલો ભરભરયો હતો કે મારી સાથની ટુંક બોલખાણમાં મારાં મનમાં એ જુવાન માટે ઘણો ઉંચો છાપ બેસી ચુકયોછ." અને જસી વાહડયાની સીફારસમાં બોલતાં પરીન ઓશકથી લાલ થઇ ગેઇ, અને નીચે મુંડીએ નાસતો ખાવા પડી. બે મીનીટ વીટાં બાદ પરીન પાછું હસતાં હસતાં બોલી. "પપા ડીયર! સાચું બોલજો હમણાં હું કેવી લાગુંછ? રાતની પારટીની અસરથી મારો ચેહેરો ફેરવાયલો ને ઉઘ્રણસી લાગેછ કે?"

"દીકરી, તારા જેવી કોમલ કાંતીની છોકરીઓ, આ માફક જો મોડી રાત વેર ઉજાગરો કરે તો બેશક તબીએતમાં ગંભીર રીતે બીગાડ થાય ખરો."

"પણ વારૂં હવડાં હું કોણના જેવી લાગુંછ, પપા ડીયર! તમારા અને મારા ચહેરામાં તો આસમાન જમીનનો ફેર લાગેછ. તો શું હું મારાં મરનાર મમા જેવી નથી લાગતી વારૂં? ખરૂં કેહો, પપાજી."

પપાએ ઉડાવનારી ધપે નીચી મુંડીએ નાસતો ખાતાં, આનાકાનીથી જવાબ કીધો, "હા—નહીં દીકરી—મને કાંઇ ધ્યાન નથી દીકરા."

"પપા" પરીન ગંભીર થતાં બોલી—"જ્યારેબી હું મારાં મરનાર મમા માટે પુછુંછ, તારે તમે એવોજ ઉડાવનારો જવાબ કાંય આપોછ, તે સમજ પડતી નથી. મારા મમાનાં ચહેરાનો કલ્લો મારા જેવો ઉતો કે નહીં એ તમારા ધ્યાનમાં ન રહે એ તાજુબી ભરેલું છે; પપા, હું જો કદાચ ઘરડી થઇ વીધવા હોઉં તો મારી જીંદગીના સાથીનો છાપ વરસો વહી જાય તોબી કદીબી ભુલી જાઉં નહીં. પણ, વારૂં, પપાજી. ડીયર એટલું તો ખરી ખંખારીને કેહો કે મારાં મમાની એકાદ સબી વટીક નથી?"

"નહીં રે નહીં" તે બાપે આયંદે કંટાલો ખાઇ લગાર ચીરડાઇને જવાબ વાલ્યો, જે સાંભલી પરીન કંઇ ઓછી તાજુબ થઇ નહીં "પરીન, એ વાત હવે માંડી વાર અને તું નાસતો ખા ને મનેબી ખાવા દે."

મોરનાં ઈંડાં ચીતરવાં પડતાં નથીજ! તેમજ પોતાનો બાપ તેની માતાની બાબદસર તેનાં મોંહપરજ ઉડાવ્યા કરતો હતો, તેમાં કોઇબી રવેસે આગલો-પાછલો ભરમ સચવાયલો હોવો જોઇયે, એમ આ બાહોશ અને ચાલાક છોકરીને અનુમાન કરતાં કશીબી વાર લાગી નહીં.

"પપા ડીયર, કેટલાંકો તો ખાતા ખાતાં હજારો પ્રકારની વાતોમાં

મશગુલ રેહેછ, અને તમે આટલી નજીવી વાતથી કંટાળી હારી કાંય ખાવોછ? કોઈ મને સવાલ કરે કે પરીન તું તારા બાપ જેવી નથી; તો કોણુનાં જેવી છે, માય જેવી કે? તો હું જો કોણુ જાણે કરીને જવાબ આપું તો મારી એવી ગાફેલ્યતને માટે તે લોક મને મુરખ કેરશે."

કોઈબી બાબત પર વાત થતાં ચુનોચરા કરી જીકકર કરવાની પરીનની હમેશની ખાસ્યત તેનો બાપ પીછાણતો આગોજ હતો, અને બાજેવેલા તકરારમાં ઉતરતાં આ ચબરાક છોકરી અનેક કીસમથી પોતાનાં બાપને એવી હદ સુધીની માહત કરતી, કે તે બીચારો આયંદે પોતાનું મોં મુંગુંજ રાખતો હતો. આ જીદે પડેલી જીદ્દી છોકરીનું મન મનાવી લેવા સપલશાહે વાત ફેરવી નાખવાની યુક્તી કરતાં બોલ્યો "દીકરી, તું કોણુનાં જેવી છે તેનો શું મુજ્જાહકો છે? તું એવી મનોહર છે કે જેબી જોય તે વાહ વાહ પુકારયા વીનાં રેહે નહીંજ. ગેઇ રાતનાં જલસામાં તારી સાથે આપરો જાંહગીર આયોતો તેને તો તુંને તારી ખુબસુરતી માટે પેટ ભરતી કોમપ્લીમેન્ટસ આપી હોશે?"

પરીન ભવાંનો ચીલ્લો ચઢાવી લગાર નેણ ફેરવી બોલી, "કોણ? કાકાનો જાહાંગીર? હરવાયોરે એ બાયલો! એ તો તદનજ ઇડયટ જેવો છે! રાતેબી પારટીમાં જાણે કે શું એક હેત હોય તેમ બબે મીનીટે મારા કાન પર પડી કાંઈ વગર અમતનું ટાહેલું કરી મને હસાવવા માગે, પણ એવી તો ઇડિયટ જેવી વાતો કરે કે મુઇ ચીડબી લાગી આવે! મારાથી તો નહી ખમાયું તારે ચીરડાઇને મેં તો તાંનો ત્યાંજ અરધાનો ખુરદો ને અરધો બાંધો કરી આપ્યો ને મારાથી દુર જવા કહયું, તારેજ અફીણ ખાઇને દરીણ પરયો! મને તો બા તાણી તોડીને કોઈ હેત બતાવે તે જરાબી નહી ગમે! હું તમુંને કેહુંછ પપા, જો એની આવી 'ઇનડીસેંટ કોનડકટ' ચલાવતાં એને જો તમે અટકાવશો નહી તો એ ઇડયટ અને વાહીયાટ જેવો ખરડયા પગ છેક ગાલીચાવેર લાવશે, ને કદાચ મારી સાથ પરણુવા માંગવાનીબી ઓફર કરશે—મારા બોલને યાદ કરજો પપા."

પરીનના જીગરના જોસ સમેટના આવા પ્રમાણીક એકરારથી આ ડોસો નાસતો ખાતાં ખાતાં અટકી ખુરશીને અઢેલી બે પળ દંગ થઇ જતાં પરીનનો ઠસાબાજ ચહેરો જોવા પડયો, અને જાણે કે હીંમત એકઠી કરી બોલતો હોય એવી બીહધેલી અદાંથી અચકી અચકી બોલ્યો "અને અને-તેમ બનેબી તો શું થયુ? એકબારગી જાંગું તારા હાથની માગણી કરે તોબી શું થયું વારૂ?"

"શું થયું પુછોછ, પપા?" પરીને પોતાના હાથમાંનો ચમચો જોસ સમેટ ટેબલ પર અફાલતાં, નેણુ ફરવી આકલી ભુત થઇ ગુસ્સા અને ગુસ્સાનાં આવેશમાં સવાલ કીધો, અને તેનાં ચહેરાપર ધસી આવેલા પ્રગટ ગુસ્સાથી સપલશાહ અંદરખાનેથી ચોંક્યો, મગર શાંત રીતે પાછો બોલી ઉઠ્યો "દીકરી! એટલી આકરી શાની થઈ જાયચ? જાહાંગીર ખુબસુરત નથી તેમ વલી કાંઈ ભરભરયો બી નથી, પણ ચબરાક લાગેછ અને વળી ચોરકો થોડો છે—એબી મારો ભત્રીજોજ થાવની?—ને—ને" સપલશાહ પરીનનાં ચહેરાં પર જોવા યા નજર નાખવાની બી હીમત ન કરી શકતાં નીચી મુંડીએ ગંભીરાઇથી બોલ્યો "અમે—અને એ તારાપર જાનફેશાન હોય તો શું થયું? એ જરા સોહામણો નથી પણ એને તારા ભવીષ્યનો ભાગ્યો બનાવશે તો એવું બીજું વધુ સરસ તુંને ક્યાંથી મલશે? દીકરી, તું માત્ર ચલકતી ચાઇ ચાઈ પરજ લોભાયછ! આ દુન્યાનાં છલકપટ અને પ્રપંચોનો તુંને માહવેરો નથીજ! તુંને ગોરા ગરમારા જુવાન ગમતા હોસે પણ મારા બોલને યાદ કરજે કે જેઓ બાહારથી ઘણાજ મનોહર અને ખુબસુરત હોયછ તેઓ અંદરથી—જીગરનાં ઉંડાણથી બદકાર અને જફાકર પુરવાર થાયછ! જાહાંગીર ગોરો નથી પણ શું થયું? તે ચબરાક છે ને તારીપર ધડનાં ધડથી જાનફેશાનીની શીદાગીરી બતાવે તો હું વાંધા જેવું જોતો નથીજ."

પોતાના ભત્રીજા તરફથી બીક હાથમાં લઈ હીંમતથી બહાર પડતાં જોઈ આકલી પરીનનો મીજાજ તદનજ બરખેલાફ થયો, અને ધીકકારની પ્રગટ લાગણી સાથ ફફડી ચટકી બોલી. "જાહાંગીર ચબરાક છે? હુશયાર છે?" અને લોહીનો ઘોટ ગલી પોતાનાં ગુસ્સાની ઉપર આંકોશ રાખી ગંભીરાઇથી પાછી બોલી, "પપા, પપાજી, થોડી મીનીટ અગાઉ મેં જ્યારે વાત છેડી તારે તમે તે વાત માંડી વાલવા આગ્રહ કીધો અને તેજ 'રીમા-રક' હું હવે તમારે વાસ્તે કરૂંછ. હું આજે પેહલી ને છેલ્લી વખત તદનજ ગંભીરાઇથી કેહુંછ કે તમારા એ ચબરાક ભત્રીજા સાથ મરી જાઉં તોબી પરણું નહીં! ચાસ જેવી તમારી છોકરીને એક એબલગામણા ધંધાધાપા વગરના આઇદાંપર કોઈદું મારનારા ઇડીયટ વાહીયાત જેવા ભત્રીજા સાથ સયાદીની સાજવારીથી એક થવાના તમારા આવા વગર વીચારના ધખારા માટે, મને પપા ડીયરૂ, તમારે માટે જુદોજ વીચાર આવેછ! જેનામાં સંપાણુ સઘુક નહી, જે મને જરાબી ગમે નહી, જેને જોતાંજ અભીતરી થાય એવા એક અનારી બેઅકલી સાથ ભવીષ્યમાં એક થઈ સંસાર ભોગ-

વખાનાં કરતાં હજારો દરજ્જે ગરીબોની કંગાલ્યટમાં મુફલેસીની મુસીબતોમાં તદનજ કુવારી જીંદગી ભોગવવાનું હું હજાર દરજ્જે બેહતર ગણુસ." હવાં તેને થોડોક દમ ખાધો અને ધીમેથી પાછી બોલી, જે બોલતાં તેના ચેહરા પરની ગુસ્સાની લાગણી ફેરવાઈ જઈ ઓશકનો રંગ ચઢી આવ્યો. "પેલો જસી વાહડયા? ગેઇ રાતેજ મેં એને માત્ર જોયો ને જોતાંજ એની ખેસફુલ ચાલણુ અને સાલેસાઇભરી વાતચીતનાં મીઠાસથી મારાં મન પર ઘણો અચુક છાપ બેસી ગયો! જસાવાલાંવારાએ મારી સાથ એને 'ઈનિટ્રો-ડયુસ' કરાવ્યો તે પછી માત્ર થોડોજ વખતની વાતચીતમાં એની લાયકી અને એનાં મીઠાસભર્યા હાવભાવથી મને એ એવો તો ગમ્યો કે તમારો ધનધનધોરી બત્રીજો આએ ઠસાબાજ, મનોહર, અને ખસીલ તેમજ લાયકીવાલા જસી વાહડયા આગલ પાણી ભરે પાણી!"

તેજ વેલા નોકર હાથમાં ટપાલ લઈ અંદર આવ્યો. અને આ ગરમાગરમ ટપાટપી ત્યાંજ અટકી ગઇ.

---

## પ્રકરણ ૪ થું.

### ભેદભર્યું કાગજ—તેની નાશકારક અસર!

ટપાલના કાગજો નોકર અંદર લઇ આવ્યાથી બાપ બેટી વચ્ચેની ગરમાગરમ તકરાર ત્યાંજ અટકી પડી તે આપણે આગળ જોઇ ગયા છીયે.

પરીને નોકર પાસથી કાગજો પોતાનાં હાથમાં લીધાં અને એડરેસ વાંચતાં વાંચતાં બોલવા પડી.

"ઓહો! એક–બે–ત્રણુ–ચાર–પાંચ–છ" પરીન કાગજ ગણુતાં હસી પડી. "આએ ત્રણુ તો મારી ફ્રેંડોનાં છે ને આએ બે તો તમારાં બીઝનેસઝનાં છે પણુ આએ ગુજરાતી સરનામાનું કાગજ તો કોઈ બૈરીના હરફ લાગેચ, પપાજી?" અને તે કાગજને ફેરવી ફેરવી જોઇને તે ઉપરનો છાપ વાંચી બોલી, "આએ છાપ તો મુંબઇનો છે! પપાને મુંબઇથી આએ કોણુ બૈરીએ કાગજ મોકલ્યું? પપા ડીયર? અક્ષર તો બૈરાનાં જેવાં લાગેચ!"

અપલશાહે ધ્રુજતે હાથે તે કાગળ લીધું, અને તેની પરના અક્ષર વાંચી તેનો ચેહેરો જર્દ મારી ગયો, તેના ચહેરાપર ધાસ્તી અને ચીંતાની લાગણી પ્રગટવા લાગી અને ધ્રુજતા હાથોએ તે કાગજ ઝડપથી ઉખેડયું,

તેનું લખતંગ વાંચી તેટલીજ ઝડપથી ઘડી વાળી પોતાના ગજવામાં ખોસી દીધું, અને નાચારીનો એક લાંબો નિશ્વાસ ફેંકી બેદરકારીથી ખુરસીને અઢેલી આંખ મીંચી બેઠો. તેનો ચહેરો ફિક્કો પુણી જેવો થઇ રહયો, અને બોલ બોલતામાં પોતાના પીતાને આવી ઓચીંતી રીતે ભેદભર્યાં ત્રાસજનક સંતાપ હેઠળ સરઆસર કચડાઇ ગયલો જોઈ, કાંઇ બી બુરૂં બનવાની આગાહીની ચીંતામાં પરીન જોસ સમેત ખુરસીપરથી ઉછળી અને સપલશાહ નજદીક આવી, ધ્રાસતીથી ફાટફાટ થતાં જીગરે વહાલથી પોતાના હાથ ગળાં આસપાસ વીંટાળી પ્યારથી પસવાળતી બોલી ઉઠી "શું છે પપા? પપાજી—વલી એકદમ સીક થઇ ગીયા કે. પપા, પપાજી?"

અને સપલશાહે તેનું મન શાંત કરવા આંખ ઉઘાડી અને પરીન ટેબલપર પડેલું કોફીનું કપ તેના મોં આગળ લાવી તે પીવાની આજીજી કરતાં બોલી "લેઓ આએ જરા કોફી સીપ કરો, જરા જીવ હુશયાર થશે! લેઓ તો, પપા, ડીયર!"

પરીને કોફીનું કપ પોતાનાં પપાનાં મોં ગમ ધર્યું, અને તેણે ગુપચુપ તેમાંની થોડીક કોફી સીપ કીધી, અને જીગરનાં ઉંડાણથી લાંબી સરદ હાય મારી દુ:ખ તળે દબાયલી જડ્ડાકારક સ્થીતીએ અઢેલી બેઠો.

પરીને ટેબલપર કોફીનું કપ મુકયું અને સપલશાહ આગળ આવી તેનું મોં પસવારતાં માયાથી બોલી, "પપાજી! કેમ જીવ હુશયાર લાગેછની? વળી પાછો તમારાં દરદનો 'એટેક' થઈ આવ્યો, કે પેલાં કાગજની અસરથી તમારો જીવ બેતાબ મારી ગયો? ખરૂં કેહો, પપા ડીયર!" અને વાંકી વલી આ ભલી છોકરીએ પપાનાં કપાળ ઉપર વાહલથી બકી લીધી.

"પરી! અગાઉ માફક અને મારાં દરદેજ એકાએક હુમલો કીધો, બાકી બીજું કંઈ નથી, દીકરા, હવે તો હું બેટર છું! જા દીકરી તારી જગ્યાએ બેસી અધુરો નાસતો પુરો કર ને મારી ગમ એમ જોયા નાં કર, દીકરી."

પોતાનાં બાપનો હાથ પોતાનાં હાથમાં મમતાથી લઇ પરીન ગંભીરાઇથી બોલી. "પપા ડીયર, તમુને એમ ઘડીઘડી દુ:ખનો હુમલો થાયછ પણ ડોકટરોનાં ચાંપતા ઉપાયો નથી કરતા, તે પછી દુ:ખ વધી જાયછ! જરા દવાદારૂ ને દુધ કાંજીપર થોડા દીવસ કાઢો તો પછી દુ:ખનો હુમલો થતો અટકે કેની? પણ. પપાજી, પેલી કોઇ બૈરીનાં હાથ દસકતનું કાગજ વાંચીને તમારો જીવ ફરી આયો, તે કાણે લખ્યુંછ, ને એ તમારી

ફાવું લખનારી છે—પણ કાં જોવો પપા, નાસતો ખાધા વગર ઉઠીને કાં ચાલ્યા?”

“નહી દીકરા મને જરા મારા રૂમમાં આરામ લેવા દે કે હું પાછો હુશયાર થઇ જયશ! તું તારે બેફીકર નાસ્તો ખાજે, દીકરી પરી” અને એમ બોલતાં આ જઇફ ડોસો ધીરેથી ઉઠ્યો અને પરીન કાંઇ આગલ બોલી ઉઠે તે અગાઉ સપલશાહ ઝડપી કદમે ડાયનીંગરૂમ છોડી ગયો અને બારણાંની બહાર જતાં તેના ધ્રુજતા હોઠો વચ્ચેથી એક લાંબી અને સખ્ત હાય બહાર પડી અને ચીંતા અને ધાસ્તીથી તે બબડ્યો, “ખુદા! ખુદા! મને દુઃખ ખમવાની શકતી આપ! ભલે તેવું બી થાય પણ—પણ મારી પરી એવી ને એવીજ સ્થીતી વચ્ચે રહે એટલે બસ!”

પોતાના અસીલ અને ભલા પીતાને ઓચીંતી વકી ન રાખેલા ત્રાસજનક સંતાપ અને સીતમ હેથળ ગોથા કચડાઇ જતાં જોઇ પરીન વકીક હદથી જ્યાદા તાજુબ થવા ઉપરાંત ચીંતાતુર બની રહી, અને તેનાં બાપનાં દુઃખ અને ચીંતાના અચુક છાપનાં ધાસ્તીભર્યા ચહેરાપરથી આ પોહચેલ બુટી છોકરીએ ઝટ અનુમાન કીધું કે સપલશાહનાં કેહવા મુજબ તેને કોઇ બી પ્રકારે દર્દનો ઓચીંતો હુમલો થવા મુકલજ પાગ્યો ન હતો, પરંતુ કોઇ અજાણ્યાનાં હાથ દસકતનું કાગજ મલવાથીજ તેમાં સમાયલા ઉંડા ભેદ—ભરમોના ધડક ધ્રુજારાથીજ તેનો પીતા આવી જીવ બેતાબ મારી જવાની હદ સુધીનો દર્દમંદ અને દુઃખી થયો હતો.

ટેબલપર પડેલું કોકોનું કપ પોતાનાં હાથમાં લઇ બારી નજદીક આવી દુરના સુગંધી ખુશબોદાર ફુલનાં ક્યારાઓ તરફ પોતાની નજર રાખી પરીન બબડી, “પપા કાંય લુહાર વારે સોય વેચવા નીકલ્યા? મને શું જોવાની આંખ નથી? આમાં કાંઇ ઉંડો ભરમ સમવાયલો લાગેછ અને મને એવા ભરમોનો ઘણોજ ધીક્કાર છે! મારા પપાથી મારો કોઇ બી ભરમ છુપો નથી, તો પછી પપા પોતાનો ભરમ મારાથી શા માટે છુપાવેછ? એલું કોઇનું કાગજ જોઇનેજ એવણનો જીવ ધાસ્તીથી ફરી આવ્યો ને મને પણ હું આહલું કાંય ઉડાવેછ! મુંબઇમાં વસ્તી એવી તે કોણ બૈરી છે કે જેનાં આ જફાકારક કાગજની બુરી અસરથી મારા પપા આ માફક બેતાબ મારી ગીયા! જો આ કોઇ પેટબરી, ઇજારદી, બીજારદીનાં કાગજથીજ એવણ ધાસ્તી ખાઇ ગીયા હોય તો મારા પપાને આવી દુઃખદાયક હાલતમાં લાવી મુકવા જો હું તે મકકરખોરને ઓળખું તો મારા

હાથમાંથી છટકવા નહીં દેઉં. અપોરે પપા જમવા આવે ત્યારે ટેબલપર આ કાગજની વાત કાઢી પસંગવત પુછી તો જોઉં કે કાંઈ ભેદભરમ હોય તે માલમ પડી આવે ! મારી તો ખાત્રી છે કે પપા પેલા કાગજથીજ ધારતીનાં માર્યા સીક પડી ગીયા." અને કોકોનું કપ ટેબલપર મુકી આ મનોહર રૂપસુંદરી ડાઇનીંગ રૂમમાંથી બાહર પડી પોતાનાં ઓરડામાં માળ ઉપર વીચારવંત ધપે ગેઇ.

---

# પ્રકરણ ૫ મું.

## એક અકસમાત.

પરીન પોતાનાં પીતાનાં તાજુબીભર્યાં ભેદી આચરણથી ઘણી ગુંચવણ અને મુંજવણમાં પડી અને પોતાનાં ઓરડામાં આવી ગમગીન વીચારોની ગીરફતારીમાં ગર્ક થયલી એકાદ ખુરશીપર થોડીક પળ બેસી રહી, મગર બાહર જવાની યાદ થતાં તે એકદમ પોતાનાં વીચારોમાંથી જબકી ઉઠી અને બાહર જવા માટે તૈયારી કરવા માંડી. આ વેળા પોતાનાં પીતાનાં પેલાં કાગજની ભેદભરી વકાણને લગતી યાદ તેનાં ભેજામાંથી ખસી ગઇ અને આગલી રાતનાં જલસાની વાત તેનાં મનમાં તાજી થતાં હર્ખથી છલાછલ થતાં જીગરે, મલકાયલે મુખડે બબડવા લાગી. "જસી વહાડયા ! આહ ! કેવું મીઠું નામ ! કેવો હસમુખો અને ખુબસુરત ગભરૂ જવાન ! જો હું કદાચ પરણવાનો વીચારજ કરૂં તો આ જસી જેવા સોહામણા ગભરૂ અને મોજીલા મલતાવડા જુવાન સાથેજ પરણું—" આ ખુશી અને સુખી હવાઇ કીલાઓ અને સ્વપનાથી આ ભોલી છોકરીથી હસાઇ હસાઇ જવાયું ! "પેલો જાહાંગીર કાંહાં ને આએ જસી કાંહાં ? કાંહાં ગંગા શાહ ને કાંહાં ગાગાં તેલી ? જાહાંગીરને તો જોઇનેજ કાંઇ મને અબીતરી છુટેછ, ને વાત કરવાની બી અબીતરી લાગેછ, જ્યારે આએ બાજુપર જસીને જોઇને જોઇ મારાં જીગરમાં કાંઈ અજબ લાગણી બરપા થાયછ, તે એની સાથ વાત કરવાની જાણે મને મોજ લાગેછ ! પપા પોતાના આવા ચદનચાંદ જેવા ભત્રીજા સાથ મને પરણાવા માંગેછ, તેનાં કરતાં તો કુંવારી જીંદગીનાં હજારો જક્કાકારક દુઃખ સોસવામાં હું સુખ સમજું ! એ ઇડીઅટ મને

ચાહેછ કે મારા પૈસાને ચાહેછ ને સમજ પડતી નથી! આ 'પરી પેલેસ'થી દંગ થઇ જઇને, કે પપાની લખોની દોલતપર અંજાઇ મોહબત કરેછ તે સમજ પડતી નથી! મને તો લાગેછ કે આ પોહોંચેલ બુટી પોર્યો માત્ર મધપર માખ ભમેછ!" તે તૈયાર થઈ અને ખુશીથી છલાછલ ઉભરાઈ જતાં જીગરે જે ગીતો જસી વાહડયાએ આગલી રાતની જલસા પાર્ટીમા ગાઇ અનેક જુવાન જીગરોને પોતાની તરફ આકર્ષી નાંખ્યાં હતાં, તેમાંનું એક મોહબતની મોહીની બતાવનારૂં દીલખુશ ગીત પોતાનાં વાંસલી જેવા સાહદે ધીમે ધીમે ગાતી પોતાનો ઓરડો છોડી બહાર પડી, અને ધીમે ધીમે દાદરપરથી નીચે ઉતરી પોરટીકો આગલ ગઈ જ્યાં હમેશ મુજબ ડૉગકાર્ટ ઉભેલી તેણે જોઈ.

પરીન જડપથી તેમાં ચઢી બેઠી, અને તોર અને ટેકાવથી ઘોડાવાલા ગમ જોઇ બોલી, "તું મારી પાછળ બેસતો નારે! હું એખલીજ હાંકી જવશ ને પાર્કમાં ફરીને ધીમે ધીમે રાઉન્ડ લઈ પાછી આવશ."

ઘોડાવાલાએ પોતાની આ જુવાન બાઇની આવી હુલડાઇ માટે ખરાં જીગરનાં જોશથી વાંધો લીધો, અને વલી ડૉગકાર્ટમાં પ્રીનસેસ ઘોડી જે ઘણીજ તોફાની અને ગરમ હોવાથી કોઈબી વેલા પરીનને એખલી ન ફરવા જવા દેવાનો મોટા શેઠનો હુકમ હતો એવી તકરાર કીધી મગર મજબુત મનની પરીન કાંઇબી સમજી નહીં અને એખલીજ જવા જીદદી બની.

આકાશમાં વાદલાં ઘેરાયલાં હતાં અને વરસાદ પડવાના કાંઇક ઝાંખાં ચીન્હો દીસતાં હોવાથી પરીનની આયાએ આવાં ઘેરાએલાં વાદલમાં બહાર ન જવા દેવા માટે અનેક આજીજી કીધી, અને જો કદાચ જાય તો ઘોડાવાલાને લીધા વીના ન જાય એવીબી કાકલુદી કીધી, મગર બોહસીલી પરીન એકની બે થઇ નહીં, અને આયંદે ઘોડાવાલાને લીધા વગરજ તે ડૉગકાર્ટ બાગમાંથી સડસડાટ કશીબી ધાસ્તી વીનાં હાંકી લઈ ગેઇ.

જોનારને ગોયા છક કરી નાખે એવી આ દીલકશ મનોહર રૂપસુંદરી પરીન હતી! બાહારની પોતાની હદ વીનાની સુંદરતાથી તે જોનારનું દીલ ગોયા પોતા તરફ જેમ આકર્ષી લેતી હતી, તેવીજ બાતેનથી આ છોકરી તમામ ભોલી, સાચી, નીષકપટ અને દયાળુ હતી. પોતાનાં માયાળુ પીતા મીસાલ મુફલેસ લાચારોની મુશીબતોની કંગાલ્યતમાં તેઓને, કશાંબી પોતાનાં ચઢતા વખતના તુમાખ યા તોર વીનાં તદનજ સાદાઈ અને ભોલાઇથી સાહય થતી આવેલી હોવાથી, આ ભલી છોકરી આખાં અલા-

હબાદમાં એક અવાજે વખણાઈ ચુકી હતી, એવી આ રૂપસુંદરી બાહર તેમજ બાતેનથી ભલી, મનોહર, દીલકશ, દયાલુ અને સાચી બેતકરાર સીદ્ધ થઈ હતી. પોતાનાં પીતાની દેશપરદેશની નોકરી ચાકરી દરમ્યાન તેની સાથેની સાથેજ વસવા રેહવાથી પરીન નાનપણથીજ હીંમતવાન અને દેલાવર પુરવાર થઇ હતી, અને આજની પફ અને પાઉડરનાં નાખુશ લેપડા અને અત્તર સેંટના દીલ ધુઝાવનારા, દીલ ફેરવનારાં સોડમ વચ્ચે મોજ મારનારી, પરંતું તદનજ નાજુક, તેમજ એકાદ નિર્દોષ ફેફલ્યાંને જોઇ જીવ બેતાબ મારવાવાલી ઇટર અને ફેશનેબલ છોકરીઓનાં જેવી પરીન સેહજ પણ કીસમે બીહકણ, હીચકારી કે નબલી પોચી ન હતી! મગર એક નબલા મનનાં મર્દને પણ કેટલી હદ સુધી લાઇલાજ કરી નાખવા હદ સુધીની હીમતવાન જોરાવર અને દલેર હતી! પોતાનાં પીતાની તે કીરતારની કરમબક્ષેશથી સ્વપને વટીક વકી ન રાખેલી, જરદાર, અને ધનવાન સ્થીતી ફેરવાઇ જવાથી આ ભલી બાળા એકાએક હાથમાં આવી પડેલી દોલતથી કોઇ બી પ્રકારે છાલકી, તુમાખી કે મગરૂર બની ન હતી; મગર છુટે હાથે પોતાનાં દયાલુ દીલથી અનેક ગરીબોને વખાણવા લાયક હદ સુધી સાહય થતી હતી.

આ ભલી છોકરીને સીપલાટ જરા બી પસંદ ન હતો. તેમજ વળી પૈસાનાં લોભને ખાતર સીપલાસથી વાત કરનારાં સીપલાં, ઢોંગી અને મીઠાં ઓને તો આ ભોલી છોકરી મોંઢાપરજ ફજેટ પાડી રોકડું પરખાવી નાંખતી હતી, એવી તે ભરભર બોલી અને ભોલી હતી. પરીન સ્વતંત્ર વીચારો ધરાવતી હોવા ઉપરાંત મજબુત મનની, એકજ ઠરાવની અબળા હતી, અને પોતાનાં મનમાં આવે તે ગમે તેવા બી ભોગે કરાવવાવાલી હતી, જેથી તે બાજે વેલા સામાની નજરે જીદદી અને ઓહસીલી દેખાતી હતી.

આકાશમાં વાદલાં ઘેરાઈ આવ્યા પછી વીજળીનાં ચમકારા અને ધડાકા ચાલુ થવા લાગ્યા, અને વરસાદ ઓપ દેતો કે જોશબંધ ટુટી પડે એવું અંધારૂં થવાથી તથા પરીનની ડૉગ કાર્ટમાં જોડેલી તોફાની અને પોતાની શેઠાણી જેવીજ આકળી ઘોડી પ્રીન્સેસ કડાકાથી ચમકી તોફાન મચાવાથી ઘોડાવાલાને લીધા વગર ગાડી હાંકી લાવવાની જીદ કરવાથી પરીન લગાર પસ્તાવા પડી અને એકાએક થયલા મોટા ધડાકાથી પ્રીન્સેસ એકદમ ઉછળી ચોંકી અને ગાડી સાથ નાહસવા લાગી.

વરસાદ પડવાનો શરૂ થયો, અને પરીને તે ઘોડીને કાબુમાં લેવા ગમે તેટલીબી લગામ ખેંચી ઉભી રાખવાની પ્રયત્ન કીધી, મગર પ્રીનસેસ

ચાલુ કડાકા ધડાકાથી ઉલટી હદથી જ્યાદા ચારે પગે કુદકા મારી રસ્તાની આડીતીડી બાજુ દોડવા પડી, અને પરીન ધાસ્તીથી કાંપવા લાગી; તેને કાંઈ સુઝ પડયું નહીં એટલી હદસુધીની તે ગાફેલ બની રેહી.

આ તોફાની ઘોડીને જોસબંધ દોડતી ઉભી રાખવા તથા તે પર બેઠેલી પરીનને બચાવવા રાહદારીઓએ તેને પકડવા પુઠે દોડી ઘણીબી પ્રયત્ન કીધી, મગર ઘોડી તો આગલ ને આગલજ વધી; જો બીજી એજ મીનીટ વેર આ તોફાની ઘોડી જોશ સમેત દોડતે તો બરાબર સાંમે આવેલી એકાદ બંગલાની ભીત સાથ જોરથી અથડતે, તો ઘોડી જેમ મરી જતે તેમજ ડોગકાર્ટનાં ચુરેચુરા થવા ઉપ્રાંત પરીનબી ભીંત સાથ અફડાઈ કુચલેલુ જોખમમાં આવી પડતે; પણ તદનજ કટોકટ વેલાએ એક બાજુથી ઈંગ્રેજી પોશાકમાં સજ્જ થએલો જુવાન હીંમતથી બાહર આવી ઘોડીને પકડવા તેની સાથ દોડયો, અને મોંહ આગલની લગામ જોરથી ઝાલી તેને ખેંચતો તેની તેની સાથ આશરે વીશએક પગલાં જોસ સમેત ઘસડાવા લાગ્યો, અને આખરે તે પછી તે જુવાનની સમયસુચકતાથી ઘોડી ઠંડી પડી, અને રસ્તાની એક બાજુએ તેને પસવાડી લોકોએ ઠંડી કીધી.

આ તોફાનથી પરીન ઉપર બેઠેલી એટલી હદ સુધીની ગાફેલ બની ગઈ હતી કે તેને કાંઇ સુઝ પડયું નહી; કાર્ટ ઉભી રાખવા પછી લોકોએ તેને નીચે ઉતારી, અને પરીન ધ્રુજતા પગોએ હેઠલ ઉતરી, અને હીંમત એકઠી કરી જે જુવાને તેને આવા ભયભરેલા અકસ્માતમાંથી બચાવી હતી, તેનો આભાર માનવા તે તરફ ફરી. તે આભારનાં શબ્દો બોલવા જતી હતી, જેવામાં તે જુવાનને ઓળખી તે ઓચીંતી તાજુબ થવી પુકારી ઉઠી:

"ઓહ! મી. જસી વાહડયા! કેવી ન ધારેલી અકસમાતીક મુલાકાત? આ ભયભરેલી કટોકટ વખતે તમે મદદ થવા, અને ગંભીર અકસમાતમાંથી બચાવી અને મદદ કીધી તે માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે."

---

# પ્રકરણ ૬ ઠું.

## જસી વહાડયા.

પોતાને ભયભરેલા અકસમાતમાંથી બચાવી લેનાર બાહદુર અને દલેર જુવાન તો જસી વહાડયાજ હતો, કે જે જુવાન માત્ર એકજ રાત અગાઉનો આ ભલી અબળાનાં મનમાં રમ્યા કરતો હતો, અને જે જુવાનને માટે તેનાં મગજમાં ઉંડો અને ઉંચો છાપ બેસી ચુકયો હતો. તેમજ વલી તેનાં કોમળ જીગરમાં તેને માટે દીલખુશ કરનારી ઉંડી ભેદભરી લાગણી બરપા થઇ હતી.

"એ તો તમારી લાયકી છે, મીસ પરીન" ડોકાંનો લ્હેકો કરી આ મનોહર અને દીલકસ જુવાન મીઠાસથી હસી બોલ્યો, અને સેકહેંડ માટે પોતાનો હાથ લંબાવ્યો, "મેં એવો તો શું મોટો વાઘ માર્યો, જે એટલા બધો આભારને લાયક ગણાઈ શકું વારૂં? સામેથી ડોગકાર્ટને ઘસડાઇ આવતાં જોઇનેજ હું બાહર આવી દોડયો, તે વેળા મેં સ્વપને વટીક વકી ન રાખેલી કે ડોગકાર્ટમાં તમે બેઠેલાં હોસો! આવી તોફાની રૂતુમાં સઇસ વગર નીકલવાનું જરા જોખમભરેલું તો ખરૂં, બહેન!"

પરીન ઓશકથી લાલ થઇ ગઈ, અને પોતા સામે ઉભેલા મનોહર મુખડાનાં ખુબસુરત જુવાનને જોઈ તેનું જીગર ગોયા હર્ખથી એવું તો પ્રફુલ્લીત બની રહયું કે થોડીક પળ તેનાથી કાંઇ બી જવાબ આપી શકાયો નહીં.

"બેહેન, ગેઈ રાતની આપની શુભ અને યાદગાર મુલાકાત પછી, તથા તમોએ તમારાં 'પરીન પેલેસ'માં ફુરસુદે આવવાની અરજ કીધી હોવાથી, હમણાં હું વૉક લેતો ત્યાંજ આવતો હતો. કે 'પરીન પેલેસ'નો બાહરથી દમામ અને ભપકો તો જોઉં!"

"પણ 'પરીન પેલેસ' અહીંથી કાંઇ ઘણો દુર નથીજ, માટે તમે હવે તો વરસાદ નરમ પડેનેજ મારી સાથ આવો. હું અંદરથી બધો દેખડાવીશ."

"ઠેંકયુ મીસ પરીન" તે મીઠાસથી સહેજ હસ્યો.

વરસાદનું ઝાપટું આયદે નરમ પડયું, અને પ્રીનસેસબી ઠંડી પડવાથી ઓલખીતાં આદમીને ડોંગકાર્ટ આપી પરીને પોતાનાં બંગલામાં લઇ જવા કહયું; અને પોતેબી પગે ચાલતી જસી વાહડયા સાથ આગળ વધી.

ટુંકમાં તેઓ 'પરીન પેલેસ'માં આવી પહોંચ્યાં, અને આ મહેલ જેવાં રોનકદાર ભપકાદાર મકાનને જોઇને જસી જીગરનાં ઉંડાણથી તાજુબીથી ગોયા દંગ થઇ ગયો.

"તમારાં પગલાં પેલૅસમાં મુબારક, મી. જસી." તે ભપકાદાર મેહેલની સીડી આગલથી હર્ખથી મલકાતી પરીને જસીને પોતાનાં મીઠાસ ભર્યાં બોલોથી વધાવી લીધો અને જસી વાહડયાએ પોતાની ટોપી ઉંચકી હસીને આભાર માન્યો, અને પરીનની જોડે જોડ ચાલી તેની સાથ અંદર ગયો.

ઇંગ્રેજ પોષાકમાં જસી એવો તો શોભી રહયો હતો, કે તેનાં મનોહર સોહામણા મુખડા પર તે બંધબેસતો શોભતો હતો. એકાદ માહતાબ જેવી નાજુક અબળા માફકજ તેનો ચહેરો ઘણોજ ખુબસુરત અને દેખાવલો અને જોનારને એકદમ ખુશ કરી નાખે એવો ઝળકતો અને ખુશનુમા હતો; તેનાં માંજરા ડોળાથી તેના ચહેરાનાં કલ્લામાં ઓર એવો તો વધારો થતો હતો, કે તેનાં મરદાનગી ભર્યા દીલકશ ચહેરા પર ટંકાએલી એકજ વખતની નજરથી જોનારને પોતાનાં મનમાં સારો છાપ બેસાડી ચુકે. તેની મનોહર કાંતીથી અનેક ભાણુભુલી અબલાઓ જીગરનાં જોસ સમેત તેની ઉપર જાન સદકે કરવાં જીગરનાં ઉંડાણથી લોભાતી, એવી તેની ધાસ્તી ભરી ગજબનાક ખુબસુરતી હતી, અને તેવીજ કીસમે આ ભલી અને મનોહર પરીન પણ ઉમેદભર્યાં ઉછાલાં મારતાં જીગર સાથ જસી માટેની મોતેબર મોહબત ભરી લાગણી પોતાનાં જીગરમાં સમાવી ચાલી ચલાવી પોતેજ પોતાનાં બાપીકાં મકાનમાં તેને તેડી લાવી હતી, જે સુભાગ્ય સંજોગની દીલખુશ યાદ ભવીષ્યમાં આ ભાણુભુલી છોકરીએ કદીબી પોતાનાં જીગરમાંથી વિસારી નહીં.

એક ભાણુભુલું આદમી બાજે વેળા માત્ર એકાદ નજીવી ભુલનાં આફતકારક, જફાકાર અને જીવલેણ પરીણામોની નાશકારક અસરોમાં, સુખનાં મોજીલાં સુભાગ્યમાંથી, દુઃખનાં અંધકાર દર્યા ડોહવતો લાઇલાજ અને આજેજ બને છે, અને આ બાજુ ઉપરબી ભોલી પરીનને પોતાનાં ઉમેદ ભર્યાં જીગરમાં બરપા થએલી ખુશાલી જસીને પોતાની સાથે 'પરી પેલેસ'માં દોરવી લઇ આવવાનાં એકજ—ઓ માત્ર એકજ—નજીવાં પણ ભુલભરેલાં પગલાંથી, ભવીષનાં ભીતરમાં ભયાનક બનાવોની દુખભરી અસરો હેઠલ આ ભાણુભુલી છોકરી દુર્ભાગ્યથી કચડાઇ—કરમાઇ જશે, એવો જો સહજબી ભવીષનો ઝાંખો ખ્યાલ તેને આ વેલાએ થતે, તો આ દાનેશમંદ છોકરી ચાલીચલાવી પોતાનાં પગમાં કોડાલી મારવા જેવું, જસીને

પોતા સાથ લઇ આવનારૂં અતી બુરૂં અને જબુન પગલું, જીવ જતાં બી કેમે કરી ભરી શકતે નહીંજ, મગર અફસોસ કે ભવીષમાં બનતા ભયાનક અને ભેદી બનાવોની આગાહી પારખવાની સર્વોત્તમ શકતી તે કરીમે કારસાજે નાચીજ ઇનસાનમાં મેલી નથીજ; જો તેમ હોતે તો પછી તે ખુદાની શુક્રગુજારી અને તેના પીછાણ કોઇ બી કરી શકતે નહીજ!

જઇફ સપલશાહ પોતાનાં ઓરડામાં એકાદ ખુરશી ઉપર નાસતાની વેલાએ પેલાં મળેલાં નાશકારક કાગજની ભેદી અસરોથી દુખી બનેલો ગંભીર વિચારોની ગીરફતારીમાં ગર્ક ગએલો એખલો બેઠો હતો. તે ભેદી કાગજ વાંચવા પછી આ ભલા જઇફ શેઠીઆને એક ક્ષણની વટીક શાંતી કે કરાર ન હતાં. એક ઝેરી સર્પ હોએ એવી ફીસમથી તે કાગજને સપલશાહે પોતાના હાથમાં ધીક્કાર અને તીરસ્કારથી કચડી ભચડી મેલ્યું હતું; તે ઝેરી અસરો ધરાવતાં પત્રની વીગતથી તો તે પેહલી નજરે વાંચનારને તદનજ નિર્દોષ તથા કોઈ બી પ્રકારની આફટ વીનાનું દીસતું હતું, પણ તેની જીવલેણ અસર ભવીષમાં એવી તો અફસોસકારક હદ સુધીની ખાનાખરાબી કરી નાખનારી હતી, કે તે કાગજને એક ઝેરી કાટીલ સર્પ દાખલ ગણી સપલશાહે તેને પોતાનાં રાઠોડી હાથની હથેલીમાં રગડાવી નાખ્યું હતું, તેમાં કશો સંદેહ ન હતો.

તે ભેદભરેલું પત્ર જોકે બાહરથી તો તદનજ સાદું અને મીઠાસભર્યું હતું, તે નીચે મુજબ એક ઓરતનાં નાજુક હાથ દસકતથી લખાએલું હતું:-

મુંબઇની, તા૦ ૨૩ મી અકટોબર

મારા વહાલા ભાઇજી ખાનબહાદુર સપલશાહ શેઠના.

જત–ખાનબહાદુર કરીને લખતાં મને મારાં જીગરમાં ઘણો હરખ પેદા થાયચ. હું તો ધારતીતીજ કે તમારા જેવા ભલા કોઇ દીવસ મોટા લોકમાં ખપસો ને લખોપતીમાં ખપસોજ. તમુને મલેલાં માન અને તેનાં મેલાવડાને લગતી અલાહબાદમાં થયલી ધામધુમ મેં ન્યુસપેપરમાં વાંચીનેજ આએ બે ચાર લીટી તમુને મુબારકબાદી આપતાં ચીતરીચ! લખોની દોલત વરી 'પરી પેલેસ' જેવો મહેલ એ બધું તમારૂં એમ કોણે ધારીઉતું! અને પેલી નાની તોફાની જીદ્દી પરી! તે તો હવે રાણી બની હોસે! પંદર વરસ પર મેં એને જોયલી ઉતી તે હવે તો એ મોટી બૈરી થઇ હોસે; એને મારી તરફથી યાદ આપસોજી; પંદર વરસ દુ:ખનાં હાડેમાં ભરેલાં પંદર વરસ! મારા વહાલા સપલશાહભાઇ હું

તમારી તરફ આવવા માંગુંચ, જેથી તમે જોઇને ઘણાજ ખુશી થશો, એવી આશા છે. આવતા સોમવારે હું મેલમાં રાતે સાત વાગે તમારી તરફ આવસ માટે તમે જરૂરજ ઇસતીસન પર કોઇ માણસને મોકલજોજી.

મારી દુઆ વહાલી પરીનને કહેજો ને તમેબી કબુલ કરશોજી.

લી૦ તમારા હકમાં દુઆની માગનારી

**નાઝાંમાય નવલખી."**

આ તે સાદું મીઠાસ ભર્યું નજીતું કાગજ હતું, જેની નાશકારક અસરો હેઠલ દુ:ખી, નારાજ અને અશંતોષી બની સપલશાહ પોતાનાં ઓરડાનાં એખલાં એકાંતમાં શોકાગ્નીમાં જલો ગયલો બેસો રહયો હતો.

તે ભેદી કાગજ પોતાનાં હાથમાં કચડી ભચડી ઘણો વખત સુધી ત્યાંજ વિચારનાં વમલમાં વીંટલાઇ બેડો હતો. વીજલીનાં ચમકારા, વાદલનાં કરાકા અને વરસાદનાં ઝાપટાં તે ઓરડાની બારીમાંથી તેને દેખાતાં હતાં, છતાંબી તેની કાંઇબી સારી યા બુરી અસર આ જઇફ ડોસા પર ન થઈ, એટલી હદ સુધીનો તે બેબાખલો અને ગાફેલ બની રહયો હતો.

"અરે મેં તો ધાર્યું કે એ–એ મરી ગેઇ હોસે" તે બબડવા લાગ્યો, "હું ઇચ્છુંછ કે તે મરી ગેઈ હોતે! અફસોસ! હું તો ધારતો'તો કે પંદર વરસની ચુપકીદી પછી હું સહીસલામત છેઉં અને હવે–ખુદા! ખુદા! હવે જે ધાસ્તી રાખેલી તેજ સાંમે આવી ઉભીચ; શું થશે! એમાંથી શું અંજામ આવશે! ખુદા!"

તેજ વેળા ઓરડાનાં બારણાં આગળ હસ્તે ચહેરે પરીન આવી ઉભી અને મીઠાસથી બોલી "પપા ડીયર, તમે સુતેલા છેઓ, કે હું અંદર આઉં?" સપલશાહે માત્ર તે તરફ ડોકાંનો લેહકો લીધો અને પરીન અંદર આવી પોતાના પીતાની આગલ આવી વાહલથી બોલી. "પપાજી, દોહર થવા આવ્યો ને ડીરીન તૈયાર બી થયું હોસે, ને વળી પપાજી હું ઘેરમાં મારી સાથે એક પહરોણો લાવેલી છેઉં! જાણોછ કે કોણ તે? જે ગૃહસ્થને માટે સહવારે નાસતાની ટેબલપર વાત કીધી હતી તેવણજ, મી. જસી વહાડયા છે! આપરો મેહેલ જોવાની એવણ આર્જું ધરાવેછ, અને ડ્રોઈંગ રૂમમાં બેસાડેલા છે! પપા, હું કપડાં બદલી આઉં તેટલાં તમે જરૂરજ એવણ સાથ એખલાસથી વાત કરજો." પરીન એકાએક અટકી પડી અને પોતાના પીતાનો દર્દમંદ દેખાવ જોઇ ધાસ્તીથી બોલી ઉઠી, "શું છે, પપા એવો ચીંતાતુર ને ગભરાયલો ચેહેરો કેમ તમારો છે, શું છે, પપા ડીયર?"

"કાંઇ નહીરે દીકરી, જરા કોલ્ડ લાગીચ." અને આ ડોસો પોતાની દીકરીથી પોતાનું દર્દમંદ ગમગીન મોંહ છુપાવવા ખુરસીપરથી ઉઠયો અને પોતાનાં હાથમા હજી સુધીબી પેલું નાશકારક કાગજ ભચડેલી હાલતમાંજ રાખી બારી તરફ જઇ, બારીની બાહરનો દેખાવ જોતો ઉભો, અને પોતાનો ચહેરો બે ચાર પળ શાંત કરવા પછી તે પરીન ગમ પાછો ફર્યો.

"પપાજી! આજે ભયભરેલા અકસમાતમાંથી હું બચવા પામી જો! આજે નાસ્તા પછી 'પ્રીનસેસ'ને જોડી સઇસ વગર હું બાહર ફરવા ગેઇતી તે પાછી ફરતાં વાદલનાં ધડાકા-કડાકાથી એ ચમકી કાર્ટ લઈ નાહસવા લાગી અને એતેફાક જસી વાહડયા તાંથી જતા'તા મારી મદદે દોડી આવ્યા, ને ઘોડીને મુશીબતે થોભાવી. એવણુ જો મને સહાય ન થતે, તો આજે હું હવડાં તમારી સનમુખ જીવતી-જાગતી ઉભી રેહવા ન પામતે જો, પપા ડીયર!" અને તે ખુશાલીથી હસવા પડી.

તે ડોસો આ અકસમાતને લગતી વાત સાંભલી ચોંકયો, અને ગંભીરાઇથી બોલી ઉઠયો. "દીકરા પરીન, પ્રીનસેસને કાર્ટમાં જોડીને એખલી બાહર નહીં લઈ જવા મેં તુને અનેકવાર ચેતવણી આપી તો બી તું એવી હુલવેલી અને આકલી થાયછ, એ મને ગમતું નહી દીકરી! જા, દીકરી, તું કપડાં બદલી આવ તેટલાં હું જસીને મલુંચ, ને જો દીકરી જરા નોકરને કહીને પાંખની બારી આગલનો છેલ્લો ઓરડો સાફસુફ કરાવી તૈયાર કરાવજે, આવતા સોમવારે મારી એક ઓલખાણુની બાઇ મારી પહરોણી તરીકે થોડા દીવસ અહીં રેહવા આવેછ ને તેનું નામ નાજમાય નવલખી છે." અને આ ડોસો પરીનનાં ચહેરા તરફ જોવાની હીંમત કર્યા વિના ત્યાંથી ભારી પગલે બાહર પડયો, અને પરીન બી ખુશાલીથી છલાછલ થતાં જીગરે મલકાએલે ચહેરે ધીમે સ્વરે ગીત ગાતી કુદકે ને ભુસકે પોતાનાં ઓરડામાં કપડાં બદલવા ગઈ!

---

# પ્રકરણ ૭ મું.

"ક્યા રંગ બપા કરતી અરે ઓરત,"
"સાધુને ભુલાદી શાન,
જોગી બી હુવા બેધ્યાન;
દાના બન ગયે નાદાન,
રાહા ચુકે મુસાફરકી–અરે ઓરત !"

ભોલા ભલા અને નબળા મનના મર્દોને પોતાના મીઠાસ ભર્યા હસવાના હાવભાવથી, તથા ઢોંગી અને સીપલાસભર્યાં નાંજો નખરાંથી, તથા પોતાની તેજસ્વી અને જાદુઇ ચસ્મોની તીક્ષણ ચમક ઝમકથી, ગોયા સીકસ્ત, આજેજ અને માહટ કરી નાંખે, પોતાની નખરાંબાજ વર્તણુંકથી ભલા મર્દોનાં મનમાં અને જીગરમાં એકદમ મોહબતભરી લાગણી પેહલી નજરમાં અચુક બરપા કરી શકે, એવી જે મકકરખોર, સીપલી, નખરાંબાજ તેમજ ગણત્રીબાજ અબળાઓ, જેઓ બાજે વળા એકાદ ફરેસતાને પણ ફરેબથી પોતાના ફંદામાં લઇ ફસાવી મુકે તેવી અબળાઓ આ મકકરની દુનીયામાં થઇ અને મળી શકે તેઓમાંની આ એક નખરાંબાજ અને ઝેર જેવી નાજાંમાય નવલખી હતી. તે કદે ઠીંગણી અને લગાર ભરેલી હોવાથી વરસો પસાર થયા પછી બી તે તેવી ને તેવીજ અગાઉનાં જેવી જુવાનજ દીસતી હતી. તે ખુબસુરત અને મનોહર હતી તેમાં કશો સંદેહ ન હતો, પરંતુ તે ખુબસુરતીમાં એવાં તો ધાસતી ભર્યાં નાંજો નખરાંનો સમાવેશ થયો હતો, કે તેની નખરાંબાજ ટપટપ અને અદાપરથી અનેક આદમીઓ તેની બીછાવેલી જાળમાં કાંઇકિ આસાનીથી ઘસડાઈ આવે તેમાં કાંઇ બી નવાઇ ન હતી ! તેના બોલવાના મીઠાસના ઓઠાં હેઠળ એવો તો કડવાસ છુપો રહેતો હતો, તેના બહારથી મોહબતી લાગણી દેખડાવનારાં જીગરના ઉંડાણમાં એવું તો છુપું ઝેર સમાવેશ થયું હતું હતું કે તે જો ચાહે તો એક આદમીને, મીઠાસના મધમાંજ–ઝેરી સર્પનાં જેવાં ઝેરી અસરો સાથના કડવાસ ભર્યાં મધમાંજ–સરબસર સત્યાનાશ અને અને ખાનું ખરાબ કરી નાંખે એવી હદ સુધીની બહારથી મીઠાસ રાખનારી મગર બાતેનથી મેલાં હૈયાંની, કપટી અને ઝેરી નાગણ અને મકકારે ઓરત આ નાજાંમાય નવલખી હતી !

ખાનબહાદુર મપલશાહ શેઠના જેવા ધનવાન આગેવાનની પહેરોણી તરીકે અલાહબાદ આવતાં તેનું જીગર હર્ષથી ગોયા પ્રફુલ્લીત બન્યું હતું, અને તેની મનની મુરાદ જે તે પોતાની છાટીમાં છુપાવતી આવતી હતી, તે જરૂરજ પાર પડશે એવી મકકમ ગણત્રીઓ કરતાં તે મનમાં મલકાતી હતી! અફસોસ! આ મકકારે ઓરતની નાખુશ પધરામણીથી તેનાં અવર નેહસ્ત અને દુહાર પગલાં 'પરીન પેલેસ'માં પડવા પછી તે સુખી બંગલામાં રેહતાં મોહબતવંતા બાપ-બેટીનાં સુખનો સુર્ય ધીરે ધીરે અસ્ત પામવાની શરૂઆત કરી ચુકયો હતો, એમ કોઇને સ્વપ્ને વટીક ખબર પડી ન હતી.

ઠેડાવેલે વખતે નાજાંમાય રાતનાં સાડાસાત પછી અલાહબાદના સ્ટેશનપર આવી ઉતરી અને ખાનબાહદુરે તેને માટે મોકલી અપેલી ગાડીમાં બેસતાં આ ગણત્રીબાજ અબળા હદથી જ્યાદા મલકાવા લાગી અને જેમ જેમ 'પરી પેલેસ' નજદીક આવતો ગયો તેમ તેમ આ ભેદી અબળાનાં જીગરમાં હર્ષ માયો સમાયો નહીં, એવી કીસમથી ગોયા તે હર્ષમાં ઘેલી બની રેહી!

તેજ દીને મનોહર પરીનની મુબારક વરસગાંઠ હોવાથી, તેનાં આગ્રહથી ખાનબાહદુર શેઠે 'પરી પેલેસ'માં ચોકકસ પહેરોણાંઓને નોતર્યા હતા. અને 'પરી પેલેસ' રાતનાં ભભુકાદાર તેજસ્વી દીવાઓનાં તેજથી ગોયા બાગે બેહસ્તમાં ફેરવાઈ ગયલો નાજાંમાયે જ્યારે જોયો, ત્યારે આ ભપકાભર્યા બાગેબેહસ્તથી, તેમાં થતી ચેહલમેહલથી તે બે પલ ગોયા દંગ થઈ ગઈ!

ગાડી દરવાજામાં આવી ઉભી, અને નાજાંમાય અંદરથી બાહર નીકલી અને એક મુસલમીન આયાના જાંમાય નજદીક આવી અને તેણીને માટે ઉપરનાં માળ ઉપર એક રૂમ તૈયાર કીધો હતો, જ્યાં ખાનબહાદુર શેઠે નાજાંમાયને તુરતાતુરત લઈ જવાનો હુકમ કીધેલો હોવાથી તે આયા નાજાંમાયનો ઓરડો બતાવવા તેની સાથ ઉપર ગઇ. ભપકાભર્યાં રાચરચીલાંથી સણગારેલા ઓરડામાં તે આયા જ્યારે નાજાંમાયને અંદર લઇ ગેઇ ત્યારે તેની અંદરનો ઠાઠમાઠ જોઇને નાજાંમાય તો દંગજ બની ગેઈ!

"પણ આયા છે તે કે આજે ધામધુમ શાંની છે, વારૂ? આજે શું બાઇની—"

"સાલગીરી છે, બાઈ સાહેબ" પેલી મુસલમીન આયા નાજાંમાય આગલ બોલે તે અગાઉ મલકાએલે ચહેરે બોલી ઉઠી "પરી બાઇની સાલગીરીમાં આજે મોટા શેઠ સાહેબે ખાનુ કીધુંચ, બાઈ પણ તમે મોનું-મોનું

છાંટો તેટલાં હું શેઠને જઇને કેહુંછ." એમ બોલતાં તે બાહર પડી અને નાઝાંમાંય એખલી વીચાર અને વમાસનમાં બબડવા પડી "ખોદા! આ મેહલ જેવો બંગલો! લખોની દોલત! આહ! મોંઢામાં પાણી છુટેચ પાણી! બસ, હું જે ઇચ્છુંછ તેમ થાય! મારી મુરાદ પાર પડે!" અને એક બાજુ મુકેલા મોટા આરસીનાં તખ્તા સાંમે પોતાનો ચહેરો નીહાલતી તે બબડી. "આહ! આએ મારા હદ્દેરામાં હું કેવી સરસ ને જુવાન દેખાઉંચ ને જો-જો-આ બાગે બેહસ્તની મોજશોખ વચ્ચે જો હું હદ્દેરો કરતી થાઉં તો એક રાજકરતી રાણી તરીકેજ હું શોભી રેહઉં! સાડતીસ વરસ તો મારાં કોઇ પારખેજ નહીં ને વીસ વરસની છોકરીનાં જેવીજ લાગું! તો બી જે કંગાલ જીંદગી મેં ગુજારીચ તેનો વિચાર થતાં-" હયાં તેને પોતાનાં હોઠો સખ્ત દાબ્યા અને આગલ વાકય બોલતાં અટકી "આહ! જીંદગીની બરકરારી વચે કંગાલ્યતમાં કેવી લડાઇ હું લરીછ! હું જો દાહી બની આગલી જફાકારી ભુલી જાઉં, આગલનું વેર એક કોરે મુકું, મારો ભરમ જો મારી છાતીમાંજ સાચવી રાખું, અને આએ બાગે બેહસ્તમાં હમેશવેર અમન-ચમનની ખુસબો લેહરમાં મારો ભવ પસાર કરૂં પણ-પણ-જો હું ખાનબાહદુર સપલશાહને પણુવા માગવા પુછું તો શું જવાબ દે?"

તેનાં વિચારમાં-તેનાં દીલખુશ સ્વપનાઓમાં ખાનબાહદુર સપલશાહનાં અંદર આવવાથી ખલલ થઇ. નાઝાંમાય આરસી આગલથી પાછલ હટી અને હસતે મુખડે સપલશાહને ટીકતી તેની સાંમે ઉભી.

સપલશાહનો ચહેરો ફીકકો અને ગંભીર બની રહયો! જેથીએ પળ વેર તો બંને ગંભીર અદાથી એકેકને તીકતાંજ સાંમસામાં ઉભાં રહયાં અને આખરે નખરાંબાજ હસવા સાથ નાઝાં માયેજ બોલવાનું શરૂ કીધું.

"કેમ છેઓ, મારા ખાનબહાદુર સપલશાહ! તમે તો જેવાને તેવાજ અગાઉ માફક દમામદાર અને ગબરૂ દેખાંવોછ હં! કેમ મને અહીં આવેલી જોઇ ખુશી તો છેઓ કેની? તમુને મુબારકબાદી આપવા તથા તમારાં સુખમાં મોજ મારવા હું ચાલી ચલાવી ઠેઠ મુંબઇથી અહીં ત્રેનમાં અફલાતી છકાતી આવી, તો ચાલ તું ભલે આવી કરીને તો બે બોલ માયાનો કેહવો?" એમ બોલતાં નાઝાંમાયે પોતાનો હાથ લાંબો કીધો, જે હાથને સપલશાહે અછાડ મારી, જે વેળા તે ઓરડાની રોશની વચ્ચે તેનો ચહેરો ડસાબાજ અને ગંભીર દેખાતો હતો.

આયંદે ઘણા અણુગમા વચ્ચે તે જઇફ ડોસો બોલ્યો. "તું ચાલી ચલાંવી અહીં કાંય આવી?"

"આહ! અફસોસ! કેવો ઘાતકી સવાલ? પંદર વરસની વાત ઉપર તમે મારા એક મીત્ર તરીકેજ ઉતા અને હવે જ્યારે વખત ફેરવાઇ ગીયોચ, ઓટની ભરતી થઇ તારે તમે આવો કડો આવકાર આપી આવો ઘાતકી સવાલ પુછોછ?" અને સપલશાહ સાંભળે એમ આ ગણત્રીબાજ અબળાએ જીગરનાં ઉંડાણુથી એક નિશ્વાસ ફેંકયો.

"નાજ્જામાય! એ બધું રેહવા દે-આએ કાંઈ નાટકશાળા નથી કે તું આવો દેખાવ મારી આગલ કરી બતાવેછ! મારી આગલ સાચેસાચું જણાવી દે–ખરી બાબત કહી દે–કે તું અહીં શા માટે આવીછ? તુંને શું જોઇએછ?"

"સાને માટે આવી? વરી તમારી મેહમાનદારી ચાખવા–ને શું જોઇયેછ તો–તો–તમારી માયા–મેહરબાની બીજું શું હોય? હુ અહીં આવીચ, કાંય કે તમે મારા તાબામાં છેઓ–મારા સીકંજામાં છેઓ, ને જ્યાં લગીન મારો જીવ જીવાય ત્યાં લગીન આએ મેહેલમાં રેહવા માંગુ તો રહી શકું એમ છે! કેમ હવે તો આ સાદી ભાસા બોલવાથી સમજ્યા કે હજુ બરાબર સમજ્જાઉ?" અને આં ઢોંગી અને મતલબી બેઅખત્યાર હસી પડી.

સપલશાહનાં જીગરમાં ધીકકાર અને તીરસ્કારનાં ઇંગારના સોલેસોલા ઉઠતા હતા, પણ પોતાના સ્વભાવ પર કાબુ મેલવી તે ઠસ્સાથી બોલ્યો! "નાજ્જાં, જો તું પૈસાની મોહતાજમંદ ને ભુખી હોય તો મારી પાસ માંગ તે આપવા હું તૈયાર છેઉં. જો કે તારી મરજી મુજબ મોંને માગી ભારી કીંમત હું તુંને વરસો થયાંનો અદા કરી ચુકયોછ, જે વખતે ભવીશમાં કોઇ બી વખતે મને આવી હેરાન ન કરવા–કે ન સતાવવા તેં કબુલાત આપી હતી, પણ આયંદે તું ઓરતજ કેની? આટલું યાદ રાખજે કે તારો જીવ જીવાય તાં સુધી રેહવા માટેનો ધખારો તારાં ભેજાંમાંથી સદંતર કારી નાખજે કાંકે અંહી તારાથી રેહવાસે નહીંજ! તદન નહીં બને એવી વાત છે."

"ઓહો! સપલસાહ! ગરીબની છોકરીપર એટલા ખફા!" તે નખરાંથી હસતી બોલી "મને પૈસા તો જોઇએચજ ને વળી સાથે અંહી આવા મેહલમાં અમન ચમનમાં જાહુકનું રેહવા બી ગમેછ જો? આહ! કેવો બાગે બેહસ્ત જેવો મેહલ ને લખોની રેલછેલ વચ્ચે રેહવાની મોજ! ને

પેલી હમેશની તુમાખી, મગરૂર પરી? તે તો આએ આઇટાંપર કોઇટાંની ધનવાન હાલતથી ચારચાસની વધારે મગરૂર થઇ ગેઈ હોસે હં!"

સપલશાહ ધીક્કારથી બોલી ઉઠયો. "તું મારી દીકરીનું નામ દેતીજ નાં! તારી જબાંનથી તેનું નામ વાપરવા હું ઇચ્છિતો નથીજ! તારાં દીલમાં એક અબળા તરીકેનીજ લાગણી હોય, તારાં દીલમાં એકાદ અબળાનુંજ નાજુક જીગર હોય, તો તેનું નામ દેતી ના ને તેની આગલ જવાની વટીક સરકસી કરતી નાં! તું બસ અહીંથી જા-કાંઈ બી કરી પાછી જા-પણ ખોદા ખાતર અહીં રેહવાથી હાથ ઉઠાવ."

"તમારાં દીલમાં જો દયાળુ લાગણીનો ઝરો વેહતો હોય તો તમારાં છાપરાં તળે મને મોજમાં રાખવા ના પાડો નહીં! તમે યાદ કરો, સપલ-શાહ કે તમે મારા હાથમાં છેઓ-ત-ત-તમારી-અરે એ પરીનને મલવાનો મને તમારા જેટલોજ હક છે, તેમ અહીં રેહવાની બી મને દરેક સત્તા છે! ધીરજ રાખો સપલશાહ! એટલા બધા ગરીબનાં બચ્ચાંપર કાંય ખફા થાવોછ, ને વલી—"

પણ આ વેલા આયાં ટ્રેમાં ચા બીસકીટ લાવવાથી વાત અહીંજ અટકી પડી અને સપલશાહ ભારી પગલે તે ઓરડામાંથી ચાલી જતો હતો તેવામાં નાજામાંય બોલી "હું ઓય કપડાં બદલી નીચે તમારાં પરોણાઓને મલવા-ભેટવા ચા પીને આઉંછ, સપલશાહ!" પણ સપલશાહ કાંઈબી જવાબ આપ્યા વીનાં ત્યાંથી એક લાંબી સરદ હાય મારતા નીચે ગયા!

અફસોસ! આ નખરાંબાજ, ગણત્રીબાજ ઝેરી નાગણની પીડાભરી અપશુકનભરી આમદીથી તે જઇફ ડોસાની સુખની કીસ્તી દુઃખનાં માહ-ભારત તોફાની વંટોલ્યામાં વીંટલાઇ જવાની શરૂઆત થઇ ચુકી હતી, પુર સુખની ભરતીનો સમો ઉતરી ઓટની શરૂઆત થઈ ચુકી હતી, એમ આ ભલા, અસીલ અને પરોપકારી સપલશાહને સ્વપને વટીક ખબર પડી ન હતી!

---

# પ્રકરણ ૮ મું.

## સપલશાહની ભેદી પહરેણી.

નાજામાયને જો કે ગાડીની ઠાક લાગી હતી, તોબી નીરાંતે બેસી ન રેહતાં, ચાનું કપ પીધું, અને પોતાનાં લગેજમાંની એક ત્રંક ઉઘાડી અંદરથી સૌથી સરસ સાડી તથા બીજો પોશાક બાહર કાઢયો, અને મોં ધોઈ તૈયાર થવાની દોડાદોડી કરવા પડી. આ ગણત્રીબાજ અબળા બીજી પંદરમીનીટમાં ભપકાદાર પોશાકમાં, ખોટાં જહવેરાતોનાં ઝલકાટ અને ઠાઠમાઠ વચે બનીઠની ને મોં ઉપર પાઉડર ચોપડી ગોરી ઘટમારી બની, હસતી હસતી આરસી સાંમે પોતે આવા ઠઠેરામાં કેવી સુંદર લાગેછ તે જોવા જ્યારે તે ઉભી, ત્યારે તે પોતેજ હતી કે કેમ તે માટે તે જાણે શંકાસીલ બની રેહી, એવી હદ સુધીની ભપકાભર્યા પોશાકમાં તે તદનજ ફેરવાઇ ગેઇ હતી!

મનમાં મલકાતી તે ઠસ્સામાં સીધી નીચે ઉતરી, અને હસતા મુખડા સાથ પહરેણાઓની વચે આ મકકરખોર અબળા ઘણીજ જલ્દીથી ભેલાઇ ગેઈ! તેની તરફ દરેક જણાં આતુરતાથી ટીકવા લાગ્યાં! અને તેની સાથ ઓળખાણ પાડવા માટે તેઓ અધીરાં બન્યાં!

ખાનબહાદુર સપલશાહ તે વેળા તે તરફ આવ્યો, અને પોતાની એક ઓળખીતી સગી નાજામાય નવલખી તરીકે દરેક પરોણા સાથ આ ગણત્રીબાજ અબળાની ઓળખાણ કરાવી. અફસોસ! આ ઓળખાણ કરાવતી વેળા સપલશાહનો ચહેરો ધાસ્તીથી ફીકકો પડી ગયો હતો, અને તેની છાતી ફીકરથી હદ બાહાર ધડક ધડક થતી હતી

પોતાનાં નાજોનખરાંથી, પોતાના હસતા ચહેરાથી નાજામાએ ટુંક વખતમાં પોતા માટે પહરેણાઓનાં દીલમાં એવો તો છાપ બેસાડયો કે. આ રાણી જેવી ઠસ્સાબાજ અને ખોટાં ઝવેરાતોના ઝગઝગાટ વચે સજ થયલી હરણીના વેશમાં ઝેરી નાગણને જોઇ કેટલાક જુવાન્યાઓ તો તેની સાથ વાત ચીતમાં એવી તો મોજ મારવા લાગ્યા, કે જાણે આએ ઝેરી નાગણ જાણે કે ગોયા તેઓ માટે એકાદ આકાશમાંથી પરીજ હેઠે આવી તેઓ સાથ ભેળાઇ હોય, એવી ફીસમથી હરખાતા અર્ધ ઘેલા અનેક જુવાન્યાઓ તેની પુઠેપુઠ ફરીહરી તેની તાજીમતવાજ કરવા લાગ્યા!

આ દુન્યા એવીજ મતલબી અને જુઠી છે! સાધુનાં સાલ્લામાં શયતાનો ભપકાભર્યા ઠાઠમાઠમાં જ્યારે લોકને આંજી નાખે છે ત્યારે તેવા શયતાનોનાં ઢોંગ–સોંગ અને રોબ તેમજ ભપકાથી લોભી લોક છતી આંખે અપંગ બની તેવાઓને એમુલ ફરેસ્તા મીસાલ ગણે અને ચાહે છે! જ્યારે એકાદ ફરેસતાઇ ખસલતનો આદમી મુફલેસીની મુસીબત વચે કચડાએલો, કશાબી ઠાઠમાઠનાં ઢોંગ–સોંગ વીનાંનો હોવાથી, લોભી અને નીચ પૈસાનાં લાલચુ લોક તેની સોબત સાંધવામાં સુગાએ છે, અને આયંદે તે બીચારો ઠોકરેજ અહીંથી તહીં મરાય છે!

આ પાપી દુન્યાના આવા ઉંધા તરીકાથી નાજાંમાય તદનજ માહ્લીતગાર હોવાથીજ સપલશાહનાં ધનવાન અને આગેવાન મોટા લોક પહરોણાંઓ વચે ભેલાઇ જવા અને તેઓને આંજી નાખવાજ તે લુચ્ચી અબળાએ હદથી જયાદા ઠઠેરો કીધો હતો.

"પણ મારી પરીન કાં છે?" નાજાં ચોમેર પોતાની ચકોર અને તીક્ષણ ચશમ ફેંકતાં સપલશાહને પુછવા લાગી "એને મલવા, જોવા ને ભેટવા મારો જીવ ટપુ ટપુ થાયછ ને!"

સપલસાહનાં ચહેરાપર ગુસ્સાની લાગણી પ્રગટી નીકળી, અને નાજાંમાય સાંભળે એમ ધીમેથી કાંઈ બબડયો, અને તે ધીમેથી આસપાસ કોઈ ન હોવાથી બોલી ઉઠી! "તમે બી એવા દાધા બર્યા કેમ થઇ ગીયાચ જો સપલસાહ! એવો જરા જરામાં ધુમતો શું તાણ્યા કરોચ જો! તમે પેહલાં એમ ડર રાખતાંતા કે મારા અંહી આવવાથી તમારા ભપકાદાર અને પૈસાવાલ્લા પહરોણાઓ વચે તમુને નીચું જોવું પડસે, પણ એક રાજ કરતી રાણીની અદાથી મેં એવો તો આએ ભપકો કીધો કે બધાં પહરોણાંઓ મારીપર ધરીધરી પરેછ તે જોતા નહીં? હવે પરીનને મલવા હું માગુંછ તેનો બી તમે એટલો બધો–પણ લેઓ! લાંબા આવરદાની તે કેવી હસ્તી–રમતી હરણીના જેવી ચપલતાથી આપણી તરફજ પરી તો આવેછ!"

સપલશાહે તે તરફ જોયું! પોતાને માંથે ટીંગાઇ રહેલી આફતની સીહા વાદલીનો સ્વપ્ને વટીક ખ્યાલ ન હોવાથી મનોહર પરીન તદનજ મલકાતી મલકાતી ભર ઉમેદો વચ્ચે, જસી વાહડયાની બાજુમાં ચાલતી સપલશાહ તરફજ આવતી હતી. જેમ જેમ આ દીલકશ મધુરી નજદીક આવતી ગઇ તેમ તેમ ધાસતી અને ફીકરથી સપલશાહની છાતી વધુ ને વધુ જોસથી ધડકવા લાગી, અને નાજાંમાયનું જીગર હદથી જયાદા ખુશાલીથી છલકાવા લાગ્યું!

તેઓનાં ત્યાં આવી ઉભા રેહવા પછી સપલશાહ બોલવાની જાણે કે જીગરતોડ પ્રયત્ન કરતો હોય એવી ઢપે ગગલતે સાહદે બોલ્યો! "દીકરી, પરીન, આએ એવણુ મારાં ઘણી જુની ઓળખનાં સગાં છે, ને હું જે નાજાંમાય નવલખી માટે બોલતો'તો તે એવણુ છે, ને હાલ તો આપણા બંગલામાં એવણુ 'ગેસ્ટ' તરીકે છે!" આટલું બોલી તે ઝડકથી ત્યાંથી ચાલી ગયો.

પોતાના મોહબતવંતા બાપની જુની ઓળખની સગી માટે પહેલી વાર—અને અફસોસ પેહલી વાર તેમજ છેલી વાર–પોતાનો હાથ પરીને લંબાવ્યો! આ ચાલાક ફેણુ અને તીક્ષણ બુધ્ધીની મનોહર અબળાએ પગની પાટલીથી તે માથાંની ટાળકીવેર પોતાની બાપની સગીને ટીકી ટીકીને નીહાળી, અને બે પળ પોતાની ચકોર ચશ્મ નાજાંમાયના ચહેરા તરફ જાણે કે પરીક્ષા કરતી હોય એવી કાસમથી ટાંકી, અને તેની તીક્ષણ નજરોના ઝળકાટ વચે નાજાંમાય ગોયા અંજાઇ ગઇ હોય એમ નીચુ જોતી ઉભી.

"મારા વ્હાલા પપાજીનાં ઓળખીતાંઓનાં પગલાં 'પરીન પેલેસ'માં હમેશ આવકારદાએક છેજી" પરીને ટુંકો અને તદનજ ઠંડો જવાબ કીધો.

"આવ દીકરી મને એક ચાંઆંઆંપીને કોટી તો કર, પર્યાં" અને જાણે કે શું એક વાહલ અને હેત હોય એવી રીતે પ્યારથી નાજાંમાય બોલી, અને બગલગીરી કરવા પરીનને પોતા તરફ ખેંચવા લાગી, મગર પરીને પોતાનો હાથ નાજાંમાયનાં હાથમાંથી છુટો કીધો અને ઝડકથી બે દગલાં દુર જઇ ઉભી ઠસ્સામાંજ બોલી. "ઠેંકયું! મને એવુ ગમતું નથીજી! મને માફ કરજો, પણ પ્યાના પર ગાવા વજાડવા આએ ગ્રહરથ સાથ મેં પ્રોમીસ કીધેલું હોવાથી મને તમુને અહીંજ છોડી જવા પડેછ." અને નાજાંમાયને અજાએબીથી દંગ કરતી, આ ભોળી છોડી હરણીનાં જેવી ચપલતાથી જસી વાહડયા સાથ ચાલી ગઇ! બેશક, નાજાંમાયનો ચહેરો આ વકી ન રાખેલી વર્તણુકને લીધે સહેજ જર્દ મારી ગયો, અને પોતાની ઝેરી આંખોમાંથી નીકલતી કપટી રોશની ફેંકતી પરીનને તે એકકી ટગરે જોતા પડી! આ ગણત્રીબાજ લુચ્ચી અને પાખંદી અબળા આજેજ, ફજેટ અને પોગળી થઇ–બની જવાથી તેનાં કપટી અને કીનાબાજ જીગરમાં અદેખાઈ અને ધીકકારના આતસનાં સોલેસોલા ઉઠવા લાગ્યા, અને જીગરનાં ઉંડાણુ વેરથી એક ઉંડો નીસોસ ફેંકી મનમાં પટપટી! "તદનજ માય જેવીજ નીકલી! રંગરૂપમાં બી ને ઠસ્સામાં બી આબેહુબ જાણે કે બીજી માયજ! એનો

અવાજ બી જાણે કે એની માયનાંજ જેવો—અને હા!—એ બધું એની માયને ખાતરજ હું જીગરનાં જોસથી ધીકકારૂંછ! રાંડ, ચણા જેટલી દુકતી! મેં કોટી કરવા કેહી તે સુગાઇને મને ફજેત કરી ચાલી ગઈછ, પણ તું જોતો ખરી કે તુંને કોણુની સાથ કામ પાડવુંચ તે! આહ! કેવો બાગે બેહસ્ત જેવો બાગ, કેવી લખોની દોલત અને તેવા ઠાઠમાઠ વચ્ચે સાહેબી કરતી શેઠાણી તરીકે થઈ રહેવાતું મને કેવું મીઠું લાગેછ—પણ—પણ—કોનો આહ! કીનો બધાં કરતાં મીઠો અને પ્યારો મને લાગેચ."

એકાદ સુભાગ્ય અને સગનવંતા દીનપર કોઇ પણ પ્રકારનાં અભાગ્ય અપસુકનનો સંજોગ બનવાથી સુખી દીવસની ઓટ થઇ, દુખ ભર્યા દીવસની શરૂઆત થવાની સીહા આગાહી જો આદમીના બાબમાં ખરી પડતી હોય તો ભોલી અને ભલી પરીનનાં બાબમાં ખરી પડતી બી એજ મીસાલે સાચી પડનાર હતી, કાંકે આ ભલી છોકરીની હજારો ઉમીદ અને મુરાદભરી મુબારક વરસગાંઠના શુભ દીને થયલી તેના પીતાનાં ભેદી પહરોણાની અભાગ્ય અપસુકનભરી આમદથી આ ભોલી અને નિપકપટ અબળાનાં સુખનાં સુર્યનો તેજ અને ઝલકાટ રફતે રફતે ઓછો અને ઝાંખો થઇ દુઃખ, હાદેસા અને જફાનાં સીહા વાદળાં તે નિર્દોષ બાળાને માંથે લટકવાની દુઃખ ભરી અગાહી થઇ ચુકી હતી! જે આફતનાં વાદળાં ભવીષમાં આ ભલી અબળાનાં સરપર બે અખત્યાર તુટી પડી, તેને સર્વોતમ સુખની લહેજતભરી મોજ વચ્ચેથી, જફાકાર, સીહાકાર અંધકાર વચ્ચે ગોથા દુબાડનાર હતાં, જે ભયભરેલી આગાહીનો ભાસ આ હજારો ઉમેદ વચ્ચે મલકાતી અને લાડ કરતી પરી સુરત અબળાને સેહેજ પણ અંશે થયો નહીં, એટલું વટીક નહીં, પણ ખુદ આ ચીંતાતુર આગાહીની આ અબળાને સ્વપ્ને વટીક કશી ખબર વટીક થઇ નહીં!

પરીનના પીત્રાઇ જાહાંગીર સાથ નાજાંમાંયને ઓલખાણ પડી અને અને પોતાનાં નાંજો નખરાંથી આ ભમાએલા જુવાનને પોતાનાં હાથમાં લઇ લેતાં નાજાંમાયને સેહેજ પણ વાર લાગી નહીં! અને પોતાની બાજુમાં બેસાડી ઘણો લાંબો વખત વેર આ લુચ્છીએ પોતાનો ગર કાઢી લીધો.

"આએ પરીન સાથ 'પ્યાના' પર ગાયચ તે કોણ છે, જાહાંગીર" નાજાંમાયે સવાલ કીધો.

"એ પેસો જસી વાહડયો!" નાજાંમાયે જાહાંગીરને કાંઇક તુચ્છકારથી બોલતી સાંભલવાથી, તેનો ભેદ આંખનાં એકજ પલકારમાં સમજી લેવાની આ ગણત્રીબાજ અબળાને કશીબી વાર લાગી નહીં. "એતો બહારગામથી

કાંઇ બીઝનેસે આવેલો લાગેચ પણ આ 'પરીન પેલેસ'નાં ભપકાથી સાહેબ અંજાઇ લોભાઈ ગીયાછ, ને મધપર માખ ભમે છે, માખ!" એમ બોલતાં તે તીરસ્કારથી હસ્યો.

"હં કે? પણ એ એટલો બધો આ પરીન સાથ કેમ ભેલાઇ ગીયો?"

"ગોરો ગોરો ચહેરો છે ને ગાવા–બજાવામાં એકકો હોવાથી એકાદ ઠેકાણે પાર્ટીમા પરીન સાથ અચાનક મેલાપ થવાથી તે તદનજ અંજાઇ લોભાઇ ગઇ, અને જસીબી આવી દલ્લાવારી મલી જવાથી તે દીવસથી એની પુઠેનો પુઠેજ લાગોચ! કમબખ્ત એ કવાબમાં હાડકાં મીસાલ ખુંટેલો લાગેછ!"

"પણ સપલશાહને એ કેમ ગમેછ?"

"અરે હરવાયા રે એ કાકાજી! એવણુ તો જેમ આએ ગુંડણુ જેવી કુદતી નાચનચાવેછ તેમ એવણુ નાચેછ! પરીનને એવો હદથી જયાદા લાડ લડાવેછ કે તેનો એક બોલ એક હુકમ માફકજ કાકાજી ગણેછ! આ લોભી પોર્યા માટે બી આ પોરીએ કાકાજીને ભમાવી દીધછ, તેથી કાકાજી કોઈબી રીતે તેનો અટકાવ કરી શકતા નથીજ" જાંહાંગીરનો ચહેરો જર્દ મારી ગયો, અને જસીને માટે તેનાં જીગરમાં ઇર્ષાનો આતશ સલગવા ગયો!

"મરેરે! તારે આ બધો મેહલ, બધી બીસ્યાર દોલત એ સર્વે પારકે હાથ ધસડાઇ જવાનું, ને તમારા જેવા અતલગનાંને ખરો હક છે તેને હાથ ઘસતાજ બેસી રેહવાનું! મરેરે! પણ જાહાંગીર તમે–તમે ચાહો તો આ અટકાવી શકો!"

"નાજાંમાય! આનો અટકાવ કરવાનું મારા હાથમાં નથી, કાંકે હું જસી જેવો ફુરતાજ્યો અને ખુબસુરત નથીની?"

"અંહ! એમ છે? પણ કાંઇબી ચીજ નહીં બને એવી નથીજ! તોબી યાદ રાખજે, ભાઈ જેહાંગીર કે આ લોભી અને ખુબસુરત જસી 'પરીન પેલેસનો' ભવીષનો માલેક થઇ રેહે એ માટે મને શક છે! તેમ બનશે નહીજ! અને પછી–તો તારે માટે દરવાજા ખુલ્લાજ છે!"

આટલું ભેદભરેલું બોલી જાહાંગીરને શંકાશીળ સ્થીતીમાં મેલી આ ગણુત્રીબાજ, લુચ્છી અબળા ઝડપથી ત્યાં પોબારા માપી ગઇ!

---

# પ્રકરણ ૯ મું.

"દીલસે દુર કરદે ધ્યાન,
પુરા ન હોગા અરમાન."

જાહાંગીર નાજ઼ાંમાયનાં ભરમમાં બોલીને ત્યાંથી સડસડાટ ચાલી જવાથી, હદથી જ્યાદા તાજ્જુબ થયો, અને બબડયો "એ નાજ઼ાંમાય ગોલગોલ બોલીને શું ચાલી ગેઇ હોસે? કાકાજીની આ પહરોણી કોઇ ભેદભરેલી ઓરત લાગેછ! જસી 'પરીન પેલેસ'નો ભવીષનો માલેક ન થાય, ત્યારે તો એ પરીન સાથ પરણે બી નહીં, ને જો તેમજ બનવા પામે તો મારો રસતો તદનજ સાફ રેહે ને મને મારી ઉમેદ માટે સોએ સો ટકા ખાત્રી રેહે! બાઇ જોવ! હું ઇચ્છુંછ કે આ નાજ઼ાંમાય કાંઇ પોતાનો ભેદ ઉઘાડો કરી મારો રસતો ખુલ્લો કરી આપે!" અને તે બબડતો ત્યાંથી ધીમે ધીમે બાગના એકાંતમાં જઇ ઉતર્યો. "જોઉ! આજેજ મારો પાસો ફેંકી જોઉં. તે પછી હાર-જીતની બાજી તુરતજ મને માલમ પડી આવસે! જો મારી અચુક જીત થશે તો પછી સેવકનો ડંકો વાગી રેહસે, ને મારી હારજ થશે તો પછી પછી-હારેલો જુગારી બેવરો રમી શું કરેછ, તેમજ દાવપેચ કરવો પડશેજ! આજે પરીનનું વરસ બી છે! આજે એ મધુરી રૂપસુંદરી પોતાના ઠાઠમાઠનાં બાહરમાં એક પરીને વટીક એઘડી લજવાવે એવી હદ સુધીની સુંદર અને ચેહેરેનમુન લાગેછ, તો આજેજ કાંઇ બી કરી એને પટાવી, બેહકાવી, સમજાવી, ફુસલાવી હા નાનો જવાબ મેલવી તો જોઉં, પછીની વાત પછી થઈ રહેસે! એ જો ના કહસે તો પછી ભોલા કાકાજીને જસીની બાબતનો એવો તો આડકતરો દાવપેચ બતાવી આપવો કે પછી સેવકની ફતેહજ ફતેહ થવાનીજ!"

તે મુછ મરડતો વીચારના વમલમાં વીંટલાઈ ત્યાં આવેલા એકાદ બાજટ પર બેઠો. અંદરનાં હૉલમાંથી પ્યાંનાના દીલખુશ શરોદ સાથ જુવાન જસીનો વાંસલી જેવો નાજુક અને મીઠો હલક પહરોણાઓનાં કાનને સર્વોત્તમ મોજ આપતો હતો. જ્યારે આ બાગના એકાંતમાં તેજ મીઠો હલક જસીના આ મુદ્દઈ હરીફ અને વેરીના કાનને તમામજ કઠોર લાગતો હતો! ગાયણ પુરૂં થતાં પહરોણાઓની શાબાશી અને તાલીના ગગડાટથી તે હૉલ ગોયા ગાજી વાજી રહયો, અને જસીના આ ઉમદા

અને મીઠા હલકનાં ગાણાંથી પહરેણાઓનાં દીલ ખુશાલીથી પ્રફુલ્લીત બની રહયાં, જ્યારે જસીના આ દુશમનનાં અદેખાઇ ભર્યા જીગરમાં તેના અવાજ થી કમકમાટ અને કચવાટની નાશકારક લાગણીઓ બરપા થઇ ચુકી! થોડીક પળ વીટાં બાદ જસીના મીઠા હલકથી ખ્યાનાં પર બીજું ગીત શરૂ થયું અને આ બાજુ બાગનાં એકાંતમાં જાહાંગીર અદેખાઇમાં અપંગ બનેલો ગંભીર ગીરફતારી વચ્ચે ગોથા ગર્ક ગયો.

જાહાંગીર, સપલશાહનો એક પુરો ભત્રીજો હતો. તે જેમ સોહામણો હતો, તેમજ વલી કદે ઠીંગણો હતો, પરંતું બારે ગાંઠ પુરો, બાજંદી અને પાખંડી જુવાન હતો. પોતાનાં માત–પીતાના પનોતા આસરા અને સાહયા વીના, અને કોઇનાબી જાતી દેખરેખ વિના કોલેજોના બુરા મીત્રોની ખરાબ સંગતમાં ખાનાખરાબીની નામોશ ખાહીમાં ગોથા ગબડી ગયો હતો. તે મુંબઇજ રહયો હતો, અને સપલશાહની મદદથી કોલેજમાંથી બહાર પડી વકીલનો અભ્યાસ કરવા પાછલ મંડયો, મગર બુરી ટેવોને લીધે આ લુચ્ચો, અને બદકાર જુવાન કોઇબી પ્રકારે પોતાના અભ્યાસમાં આગળ વધી શકયો નહીં. તે બહારથી મોહાસભર્યો, ઢોંગી અને સીપલો હતો, તેવોજ બાતેનથી કીનાબાજ, કપટી અને અદેખો હતો, અને પોતાનાં ધારેલાં કામની વચ્ચે ફાંચડ નાંખનારને વ્યાંચડને એકાદ ચમટીમાં ચોરી મરડી નાખે એવી કીસમે તેનો નીકાલ કરી નાખવા બી ચુકે નહીં, એવો ઇનસાનનાં વેષમાં પાપી શયતાન હતો! હાલના જમાનાનો આ ફાંકડો પોર્યો નેપ–બ્રેગ અને બીલ્ય-ડના જુગારોમાં તથા ખાનેખરાબ શરાબનાં લખમાં, નીતી–રીતીથી તમામજ ખોટે રસતે ઉતરી જઇ એવી હદ સુધીનો પાપી નીવડયો હતો, કે ભવીષ્યમાં તેનો કેવો બુરો અંજામ આવશે તેનો આ ભાણભુલા બદકાર જુવાનને કશો પણ ખ્યાલ થયો કે ગયો નહીં.

જુવાનીનાં જોર વચ્ચે કીધેલાં અધર્મી અને બુરાં કર્મોનાં પરીણામો ભવીષમાં કેવાં સીહા અને જીવલેણ થાય છે, અને તેવાં બુરાં પરીણામોથી આયંદે કેવા ફેજે લાઇલાજ પુગતું પડે છે, તેનો આ બદમાસ સખ્સને કશોબી ઝાંખો ખ્યાલ થયો નહીં. વળી આ બાજુ જેવું દર્દીને જોઇતું હતું તેવુંજ વૈદે ફરમાવ્યું! તે દીન પ્રતીદીન એવો તો ભુખરીબારસ, કડકાબાલુસ અને કરજદાર બન્યો હતો કે તેની આવી બારીક સ્થીતી વેળા તેના કાકા એકદમ જરદાર, માલેતુજાર થઇ ગયા, અને આ લુચ્ચા પોર્યાએ પોતાનો અભ્યાસ એક બાજુએ મેલ્યો, અને પોતાના કાકાની લાખોની દોલત પર ગીધની માફક તાંપી તે ઘડી ઘડી અલાહબાદ ધક્કા ખાવા

લાગ્યો અને ભોલા અને અસીલ કાકાને જેમ નીચોવાય તેમ નીચોવી પૈસા ઓકાવતો ગયો, અને આયંદે તે લાંબો વખત અલાહબાદમાંજ રેહવા લાગ્યો. કાકાની લાખોની દોલતની ખાનારી બી એકપુરીજ બેઠી હતી, અને તેને પોતાની જાલમાં ફસાવી બધી દોલત એક હાથ કરી લેવાની અનેક ગણત્રીઓ આ ગણત્રીબાજ જુવાન કરવા પડયો, મગર આ સાદી ગણત્રીઓમાં તેણે કીધેલી બુરી કરણીઓ આ વેળા એવી તો વચમાં નડતળ મીસાલ આડી આવતી હતી કે તેનાં વિચારથી તે ઘણોજ વમાસનમાં પડયો હતો. સપલશાહ જે વેળાં જરદાર સ્થિતિમાં ન હતો તે વેળા આ લોભી અને લુચ્છા પોર્યાએ પરીનને હાથ કરવાની કશીબી ઉમેદ બાંધી નહી હતી, પણ હાલ જ્યારે પાસો સવળો પડી ગયો, અને પરીન જ્યારે 'પરીન પેલેસ'માં રાજ કરતી રાણી અને સાહેબી કરતી શેઠાણીની અદાથી મોજ મારતી થઈ, ત્યારે તેને પોતાની જાલમાં ફસાવવા આ લુચ્છો પોર્યો તૈયાર થઇ રહયો, ને મધ પર જેમ માખ ભમે તેવી કીસમથી તે 'પરીન પેલેસ'માં સપલશાહની તાજીમતવાજીમ કરતો અને પરીનની સંગાત સોધ્રનો ભમવા લાગ્યો!

તે તરફ કોઇનાં પગલાનાં અવાજથી જાહાંગીર પોતાના ગમગીન વિચારોની ગીરફ્તારી વચ્ચેથી બીદાર થઇ ઝબકી ઉઠયો, અને બાજટ પરથી ઉઠી તે એક દમ બોલી ઉઠયો; "અલ્લો! પરીન! તું આંહી? વેરી સ્ત્રેનજ" અને તે ખડખડ હસી પડયો.

"ઓ માઇ! કોણ? જાંહાંગીર કે? માયરે હું કેવી ઓચીંતી બીહધી! જા બા તું તો એમ બીલારાની કાંની ભરાઇને મને નાહેક બીધરાવી મારી! યુ નૉટી બોય! મેં તુને જોયો બી નહીં ને સાંભલ્યો બી નહીં!"

"હં! જોયો ને સાંભલ્યો બી નહીં, પરીન!" જાહાંગીરે ટકોર કીધી. "પેલા જસી વાહડયાનાં મીઠા હલકથી તારા કાન, અને તેની લલચાવનારી ખુબસુરતીથી તારી નાજુક આંખ, એવાં તો તેની તરફ લાગી રેહયાંછ, કે બીજાને સાંભલવાને અને જોવાને તુને નવરાસ તે કેમ રહે?"

"ખરેખર એમ કે? જાંહાંગીરભાઇ!" જાંહાંગીરે આડકત્રી રીતે તેને તાણો માર્યો હતો, તેથી પરીન ઝટ સમજી તો ગઈ પણ જાણે કે કશામાં હોય નહી તેમ હસ્તી બોલી! "તેનો મીઠો હલક સાંભલવા કોઇ ઇડયટ હોય તેનેજ નહીં ગમે એમ છે. સામાનાં મનમાં ખુદરતીજ સારી લાગણી બરપા કરે એવો એ મનોહર છે, ને એનો કંઠ બી સાંભળનારને છક કરે એવો ઉમદા છે!"

"એમ તો શું હું કાંઇ ગાનારો કાચ્ચો છેરૂં કે, પરીન? મારૂ ભેજું કાંઇ જસી વાહડયા માફક મારાં ગળામાં અને ફેફસાંમાં સમાયલું નથીજ એમ હું કબુલ કરૂ છ."

"હા! ગળામાં ને ફેફસાંમાં બી નહીં, પણ કેથે બી સમાયલુ નથી, જાંહાંગીર! વલી એ તો કોડે કોડેની બુધ્ધી છે! એક આદમીનો ખોરાક બીજાને મનસે ઝેર સમાન છે. બુલબુલનો સુંદર શરીર કાલા કાગડાને વગર શકે પોતાના કડોર સાહદથી બી હજાર દરજજે વધુ કડોર લાગે એમ છે!" અને આડકત્રી રીતે તાણા મારતી આ ચીવટ છોકરી હસી પડી. ગોજે મરે તેને ઝેરે મારવાનું આ ભલી છોકરીએ દાહપણભર્યું વિચાર્યું નહીં.

જાંહાંગીરે પોતાના હાથની અદબ વાલી, અને પરીનના ચહેરા તરફ પોતાનાં બોલવાથી થતી અસરો તપાસતો ભરમમાં બોલ્યો, "અને હવે કયારે, પરીન? હું મુબારકબાદી કયારે આપવાને ભાગ્યશાલી નીવડીશ! પેલા દેખાવલા અને સુંદર મજનુંની સાથનાં નાજોનખરાંની માત્ર એકજ આખેરી હોવી જોઇયે, ડીયર કઝીન?"

"અને બોલેમીયાં! પેલી સુંદર દેખાવલી નાજોનખરાંથી ભરેલી નાજાંમાય નવલખી, જે તારા કરતાં પાંચ દશ વરસે ઉમરમાં મોટી હોવી જોઇયે, તે લયલી સાથની તારી નાજોનખરાં ભરી વર્તણુંકની બી એકજ છેવટની આખેરી હોવી જોઇયે." પરીને પરીણામોની પરવાહ કર્યા વીનાં, જાંહાંગીરે મારેલા તાણાની કશી બી દરકાર કર્યા વીના તેને ચટકો લગાડતાં મકકમપણે તુર્તજ બોલી ઉઠી. "તારા કરતાં તો તે મોટી છે નહીં? પણ જ્યાં મોહબ્બતની વાત આવી ત્યાં ઉમરને કયાં જોવાની છે? કેમ ખરૂં કેની? જાહાંગીરભાઇ?"

"પરીન, એવા તાણાથી તારી જબાં દુ:ખવતે નહીં તો બેહતર થતે" પરીનનાં તાણાથી જાંહાંગીરનો ચહેરો જર્દ મારી ગયો, "પરીન, માઈ રોઝી પરીન! તું સારી રવેસે જાણેછ કે આ અભાગ્યાનાં ઉમેદભર જીગરના ઉડાણમાં કોણ દીલકશ મધુરીની મોહબ્બતનો આતશ રોશન થયો છે?"

"મારા સમ! મને તે ખબર નથી, જાંહાંગીર! તારા પ્યાર કે ધીકકારથી મને કોઇ બી રવેશે ફાયદો કે નુકશાન થતું નથીજ, પણ, લે, પેલા જસીનું ગીત પુરૂં થયું ને આપણે અંદર જઈ બેસ્યે! ચાલ, હવે બધી મારામારી કરવાનું છોડી દઈ અંદર આવ, ને બે ઘડી જસીનાં મીઠા

હલકનું ગીત સાંભલી આવો ધુખ્ખરાયલો સ્વભાવ ખુશમીજાજી કરી નાંખ! કમ ઓન!"

"નહીં પરીન, થોડોક વાર થોભ, ને મને સાંભલી લે! આવી શંકાશીલ અને ડામાડોળ હાલતે હું કયાં સુધી અધર લટકતો બેસી રેઉં? મને તું સાંભલી લે! પેલા સાથ આજની મુબારક, પણ મારે મનથી ગમખ્વાર રાતની તારી તેની સાથની વર્તણુક જોઇ હું ઘેલો દીવાનો બની રહયોછ."

"વેરી સોરી, જાંહાંગીર! એમ કરવા તુંને કેહચ કોણ? હમારી વર્તણુકની સંભાલમાં ફરતાં તું દુસમેન ઘેલો થઈ જતો હોય, તો તેમ સંભાલ લેવા તુંને હું કેહતીજ નથી! એવાં ગંભીર ડાચાં કરીને નાટકી ધપ-છપ કરીને શું મને આંજી નાંખવા માંગેછ કે?" અને તેનું પાકવવા મોટેથી હસી પડી. "એમ જોવાથી તું દુસ્મેન દીવાનો તે શાનો બની જાય વારૂં?"

"પ્યારી પુટલી! તેનો જવાબ સેહલો છે! તુંને સારી રવેશે રોશન છે કે હું મારાં ખરાં જીગરનાં જોસથી મોહબતની જાનફેશાનીથી તારી એખલી પરજ ફીદા છેઉં! મને સાંભલી લે, પરીન, મને હસ નાં! મારી લાગણીનો જરા ખ્યાલ કર. પેલો તુંને ચાહે અને ફીદાગીરી બતાવે તેનાં કરતાં લાખો દરજજે વધું, મારી વહાલી પરીન, તારાં ઉમદા વહાલનો હું વખાણનાર અને પુજ્ય પરસતાર છેઉં! તું હસ ના, પરીન, મારો આ ગંભીર એકેરાર બરાબર સાંભલી લે! તારાં પરી સુરત હોશાનની ઝલેહ ને ઝમકથી આ દર્દમંદ જીગર, ગોયા ચીરાઇ-ફસાઇને વીંધાઇ ગયુંછ, તેનો કાંઈ ખ્યાલ કર! પરીન વહાલીં, દીલકશ મધુરી, મને બસ તારા મીઠા 'હા' નાં શબ્દથી ખુશાલીથી મારૂં જીગર પ્રફુલ્લીત કર કે તું મારી મોહરદાર બનશે કે નહીં? નહીં, પરીન, સંભાલ! આએ મશ્કેરીની વાત નથીજ! મને હસના! મારી મશ્કેરી કર નાં!"

જાહાંગીરનાં આવા નાટકી ઢોંગથી પરીન તો બેઅખત્યાર હસવા પડી, અને તેનાં ઠઠાબાજ હસવાથી આ ઉમેદભર્યા જુવાનનાં દીલમાં તરેહવાર લાગણીઓ બરપા થઈ. "મને માફ કરજે, જાંહાંગીર" તે પોતાનું હસવું જેમ તેમ દાબી બોલી, "મને તો બા તારા આ નાટકનાં જેવા ભાષણથી બર્યું ઘણુંઉંજ હસવું આવેચ! તારી સાથ પરણવા-અદરાવાનો તો મને સ્વપને વટીક ખ્યાલ થયો તો નહીં. પણ પપાજી જો આ સાંભલે તો તેવણ શું વીચારે?"

" કાકાજીને એ વાતની ખબર છેજ " જાંહાંગીર ગુસ્સામાં બોલી ઉઠયો " મેં અત્યાર આગમજનું કાકાજીને જણાવેલું છે !"

પરીન આ જવાબથી તાજ્જુબ થઇ " અંહ! હવે સમજ પડી ! તે દહાડે સવારે નાસતો ખાતાં પપાએ તારી તરફથી મને કહી સંભળાવ્યું તે તારા કહેવાથી! હં-હં! વાહરે ભોલાભાઈ! તું વકીલનું શીખ્યો તે આવી રીત વાપડવામાં બરો પંચી નીકલ્યો હકે! પણ જાંહાંગીર, એ વાત કદી બનસે નહીંજ! તું મારી પાસ બીજી ચીજ માંગસે, તો હું તે આપસઅી પણ તારી આ માંગણી મને હીંમતથી ના કેહવી પડેછ!"

" તારે-તારે શું તું મને-મને છેલ્લેવેર નાપસંદ કરેછ!"

" તું એટલો બધો ખફા થઇને એવો ધુખરાએલો જેવો શું બોલેછ જો! જા, બા, મને નહી ગમતું! હું તુંને નાપસંદ કરૂંછ એ વાત ખરી, પણ તેથી આપણા વચ્ચેનો એખલાસ કાંઇ ઘટતો નથી! ચાલ! હવે, અંદર આવ ને હવે બધું ભુલી જા ને જરા ગાયનનાં શરોદથી તારા ધુખરાંએલાં છાનાં જેવા ચહેરાને દીલખુશ કર."

" એકજ પળ, પરીન, તું મને આ એ એકજ જવાબ આપ-પેલા-પેલા બદમાસ જસી વાહડયાને ખાતર તું મને ના પાડેછ? તે લુચ્ચા, બલાગાર્ડને ખાતર—"

પરીન ગુસ્સાથી લાલ-પીલી થઇ બોલી ઉઠી! "જાંહાંગીર! જાંહાંગીર! ખામોશ! એક અબળા આગલ તું બોલેછ તેની સભ્યતા બી તું કેમ ભુલી જાયછ? જો તું આવું બોલસે તો મારો મીજાજ જશે, ને પછી મારા ભરભર્યા સ્વભાવથી મારાથી જે ખરૂં હોસે તેજ બોલાઈ જસે, તો તે સાંભલવાથી વળી તુંને તો ચટકો લાગી જશે! માટે તારી જબાનને કાબુમાં રાખ! જસી તો શું, પણ તેને બદલે કોઇ બી હોય તો બી હું તારી સાથ પરણવા હીંમતથી ના પાડું! કદાચ એમ બી ધાર કે આ દુન્યામાં એખલો તુંજ એક મરદ રહેલો હોય તોબી-તોબી તારા જેવાને મારો ભરથાર બનાવવાનાં કરતાં મરૂં ત્યાં સુધી કુમારી જીંદગીની શીક્ષા ભોગવી અનેક દુઃખો અને જંજાલમાં ખુશીથી મરૂં! કેમ, હવે આ ખુલ્લો એકરાર બરાબર સમજ્યો કે?"

" હું સમજ્યો, પરીન." તેનાં ચહેરાપર ગુસ્સા અને જુસ્સાની લાગણીઓ પ્રેગટી નીકલી હતી. " બધું તો રહયું પણ હું એમ સમજું કે પેલો રાસકલ જસી વાહડયો ભવીષ્યમાં 'પરીન પેલેસ'નો માલેક થઇ બેસ-

વાનો છે? જો તેમજ હોય તો આએ જુવાનનાં ખાનદાનની તેહકીક કરી તુંને જણાઉં, કે જેથી તારા જેવી દુન્યાથી અંજાણ છોકરી ફસતાં બચી જાય!"

"તેમ કરવાની કશી અગત નથીજ, જાંહાંગીર! હું એમ કેહતીજ નથી! તું મને વધુ વાર પજવ ના! હું મારા ગુસ્સાપર કાબુ રાખી બેઠીછ!"

"આહ! પરીન, પરીન, તે લુચ્છો ને લોભી પોર્યો તુંને નથી ચાહતો, પણ તારા પૈસાને ચાહેછ, અને માત્ર મધપર માખ ભમતી કીસમથી તુંને ચાહવાનું ખોટું ડોળ ઘાલેછ! તેના જેવા લુચ્છા રાસકલ, ગરીબ ગવૈયા જેવા પોર્યાને ખાતર તું મને ખરતો કરેછ?"

તેનો પીત્તો ઉછળી આવ્યો, અને એક પગલું આગળ આવી ધીકકાર અને ફીટકારથી તે બોલી ઉઠી "બેવકુફ છોકરા! તું આવું મારી સામે બોલવાની સરકસી કેમ કરેછ? જસી લુચ્છો છે, એમ બોલવાની તું હીંમત કેમ કરેછ? તે ગરીબ છે, ગવૈયો છે, જે છે તે એ છે, પણ તારા જેવા લુચ્છાના કરતાં હું લાખો દરજજે સર્વોત્તમ ગણુંછ! એક ગ્રહસ્થ બીજાને બી ગ્રહસ્થજ સમજે છે! એક નીચ આદમી બીજાનેબી પોતા જેવા નીચજ સમજેછ! તું મારી સાથે હવેથી વાત કરવાની હીંમત કરતો ના! તારી ઓફર એ એક હડહડતું અપમાન સમજુંછ, ને તારા જેવા ઠીંગણા–વાંદરા લુચ્છા વકીલ સાથ પરણવા, હું ધીકકાર, તીરસ્કાર અને ફીટકારથી ના પાડુંછ ને પાડસ!"

તેનાં આ તોર–જોરમાં બોલવાથી જાંહાંગીર તો બેપળ તદનજ દીગમુઢ બની રહયો, અને શું જવાબ વાળવો તેબી તેને સમજ પડી નહીં એટલી હદ સુધીનો તે ગાફેલ બની રહયો.

થોડીક પળ વીટાં બાદ પરીનજ તેની નજદીક આવી અને ધીરેથી બોલી. "ઓહ! મારા સખત બોલવાથી તુંને સખત ચટકો લાગ્યો હોય તો હું ઘણી દલગીર છેઉં, જાહાંગીર! તું એ બધું વીસરી જા, અને હું જે બોલીછ તે માટે મનમાં લેતો ના. ચાલ હવે પાછી દોસ્તી કર, ને સેકહેન્ડ માટે તારો હાથ લંબાવ."

"વીસરી જાઉં? ખચીત, પરીન, મારાં ગમખ્વાર જીગરમાં તારા શબ્દે શબ્દ જાવેદાન તુલીક કોતરાએલા રહેશે! ઠીક છે! મારા જેવા લુચ્છા ઠીંગણા, વાંદરા વકીલ સાથ નથી પરણવાની તો હું જોઉંછ કે તુ પેલા જસી સાથ કેવી રીતે પરણેછ!"

'એકસક્યુઝ મી, પરીન ડીયર! પણ—પણ જો તમારી ખાનગી વાતમા જો ખલલ કરતો હોઉં તો હું તમારી માફી ઇચ્છી,'—જસી ત્યાં ઓચીંતો નીકળી આવીને ધીમેથી બોલ્યો.

"અરે નહીં, જસી ડીયર! ખાનગી બી નથી ને ગોર ધી બી નથી! ચલ, હું તારી સાથેજ આઉંછ." અને પરીન ઉમેદભર જીગરે હસતી જાહાંગીર તરફ નજર નાખ્યા વિના પેલા મનોહર જસી વાહડયા સાથ હાથમાં હાથ ભેલી ત્યાંથી ઝડપી કદમે બાગનાં ઉંડાણમાં જતી રેહી, અને તેઓને અદેખાઈ અને કપટપણાંથી જોતો જાહાંગીર ત્યાંજ થોડી પળ ઉભો રહયો! કીનાથી તેનું જીગર તેનાં બદનમાં ઉછાલા મારી રહયું હતું!

---

## પ્રકરણ ૧૦ મું.

### શું પ્યારૂં?-પ્યાર કે કીનો?

પરીનનાં હડધૂતપણાંથી નામોશીમાં ગોયા ગર્ક ગએલો, તજાયલો હીણાયલો, અને અપજશનો જાબજા ગેરઇનસાફ પામેલો, મોહબતની જંગમાં તમામ હારી ગએલો, અભાગ્યો જાહાંગીર જનુની આંખોથી, વેરથી પોતાનાં દાંત કચકચાવતો, પરીનને જસી વાહડયાનાં હાથમાં મોહબતથી હાથ ભેલી જતાં જોતો ઉભો. તે તદનજ નારાજ અને નાસીપાસ બની રહયો! તે પોતાનાં મુદઈ વેરસી થઇ પડેલા આ અંજાણા હરીફ માટે અદેખાઇનાં ધગધગતા ઇંગાર વચ્ચે તપતો ઉભો! પેહલી હરેલમાં, કેટલીક પળ તો જાહાંગીર અંતરનાં ઉંડાણથી નીસોસ ફેંકતોજ ઉભો રહયો, અને ત્યાર પછી તે જનુનનાં આવેશમાં પોતાનાં હાથ મસલી બબડયો. "મારી ઝારૂ ને ચાલી ગેઇ! ઠીક! ઠીક! અહીં તો બધું કામ તદનજ બેહકી ગએલું છે! ડીયર પરીન ને ડીયર જસીથીજ વાત થાયછ, એટલે આપરે તો ખરતાજ થયા! વીલ સી ટુ ઘેટ! બચ્ચા રાસકલ!" હયાં તે હવામાં પોતાની મુકકી ઉગામી વીકરાલ બની મોટેથી બબડયો, "બચ્ચા જસી! હાલ તો તું મોહબતની મોહીનીમાં, પૈસાની રેલછેલના ખુશ સ્વપનાં જોતો મોજ કર! પણ બચ્ચા! હું જોઉંછ કે તું કેમ અને કેવી રીતે આ બાગે બેહસતનાં પર્યાંને જીતી જાયછ! મારો પ્યાર ધીકકારમાં ફેરવાઈ જસે! મારી

મોહબત આફતમાં બદલાઈ જસે. અને આ ઉમેદભર જીગર અદેખાઈ અને વેરનાં ધગધગતા ઇંગારથી એવું તો જલતું બળતું થશે, કે તે ઇંગારની અગ્નીમાં લુચ્છા. બદમાસ તુને મેમ મીસાલ આંખનાં પલકારામાં પીગલાવી નાંખી. જોતજોતામાં બાળીને ખાખ રાખ કરી નાખસ! પરીન! એકદર બેદીલ પરીન! આ લુચ્છાને, પૈસાની તલબમાં આંધલા બનેલા માત્ર વગર ઓલખનાં એક નાદાન પોર્યા પર, આંખે પાટો બાંધી તું ફીદાગીરી અને જાનફેશાની બતાવેછ, પણ હું બી જોઉંછ કે તું કેવી રવેશે તારી ઉમેદ અને મુરાદમાં ફતેહ પામેચ! તેં મને તરેહવાર બોલો બોલી હડધુત કીધોચ, તે દરેક બોલનું વેર લઇ તારી મગરૂરી અને તેહકરાઇ હેંકરાઇના બદલામાં, આ મારી પગની તલેની ખાક મીસાલ ધુળમાં રગરોળતી કરસ, ત્યારેજ તું જાણુસે કે તેં કોણને હડધુત કીધોછ? આહ! અસલનાં વખતમાં આદમીઓ પોતાનો કીનો લેવા પોતાનો આત્મો સેતાનને ચોકકસ કરારે વેચતા હતા, તેવોજ વખત જો પાછો હવડાં હોય, સેતાન મારી સાંબે આવીને ઉભો રહે, તો તારી પર વેર લેવા હુ મારો આત્મા તે વેરનાં બદલામાં ખુશીથી સેતાનને વેચું ને અર્પણ કરૂં! આહ!" અને ધીકકાર અને જનુન સમેત જાંહાંગીર જીગરનાં ઉંડાણથી સર્દ હાય મારવા પડયો!

"ખરેખર! પરીન પર વેર લેવા તું એમ સેતાનને હાથ વેચાય ખરો કે? હા—હા—હા—હા—" નાજાંમાય નવલખી જે પરીન અને જાંહાંગીર વચ્ચે ગુંએસ ચાલતી હતી, તે વખતથી નજદીકનાં ઝાડની ઓઠે ઉભી રેહી તેઓની વાત અણુીથીપણુી વેર સાંભળી લીધી હતી, તે બાહર ઓચીંતી આવી બોલવા લાગી, અને પછી પેટ પકડીને મસકેરીની ધપે હસવા લાગી! નવલખીની નાંજાને પોતાની સાંમે ઓચીંતી દાબડામાના ભુત માફક આવી ઉભેલી જોઇ જાંહાંગીર તાજુબીથી દંગ થયો, અને તેને ખુબ હસતાં જોઇ તે ઘણો રંજીદા રહયો, પણ એક બોલ પણ ઓચર્યા વગર દીગમુઢ બની નાંજાને પગથી તે માથાંવેર ટીકવા પડયો!

"હા—હા—હા—હા—" નાંજાંમાય પાછી મોટેથી ખુબ હસતાં બોલી, "શું મજેનો ફારસ? ને પેટ પકડીને હસવાનો ફારસ! હા—હા—હા—હા! જાંહાંગીર, તું એમ જાણુવા માગેછ, કે અહીં હું કેમ આવી? મરેરે! મારી કાંઈ ખાસ આવવાની મતલબ નહીં ઉતી, અને તારો ફારસ ખાસ સાંભળવાનીબી ઇચ્છા નહીં ઉતી! અંદર જરા જીવ ગભરાઇ આત્રો, તેથી બાગની દીલખુશ હવા ઘ્રોરવા હું બાહર આવી, અને એતેફાક તમુને અત્રે વાત કરતાં જોઈ હું પાછલનાં બાજટ આગલજ અટકી અને

મારી ધણીઆી નામરજી સાથ મને તમારી વાતચીત સાંભલવાની ફરજ પડી! હા–હા–હા–હા! કેવો ફારસ? હા–હા–હા–હા–" નાજાં પેટ પકડી હસી જાંહાંગીરનું ખુન ગેરવવા અને પાકવવા લાગી, અને નાજાંની આવી વર્તણુકથી તેનાં પેટમાં આડાં ને ઉભાં થતાંતાં, મગર લોહીનો ગોટ ગળીને આ નવી બગાને સાંભલતો ઉભો! "હા–હા–હા–હા–જાંહાંગીર–મને તો મુંનું સાંભલીને કાંઈ એવું હસવુ આવેછ, એવું હસવું આવેછ, કે મરે રખે હસતાં હસતાં ચુકો થઇ આવે! હા–હા–હા–હા–મેં તો પરીનને એમ તુંને કહેતાં સાંભળી કે બેવકુફ, મુર્ખ, ઢીગણું, વાંદરા, લુચ્ચા વકીલ–હા–હા હા–હા! શું સરસ લાયકી? હું તુને મુબારકબાદી આપુંછ, જાંહાંગીર—હા–હા–હા–હા."

"મને મુબારકબાદી?" જાંહાંગીર આ ભેદી અને ગણુત્રીબાજ અબળાનું ભેદ ભર્યું બોલવું સમજી ન શકવાથી તાજુબીથી પુકારી ઉઠયો. "સાની મુબારકબાદી? સાને વાસ્તે?"

"આવી લુસીફર મેચીસ જેવી ગરમ અને આકલા સ્વભાવવાલી પરીનનો ભરથાર ન થવા માટે તુંને મુબારકબાદી આપુંછ! જા! જાંહગીર! એમજ જાણ કે તું છટકામાંથી છુટયો! મને યાદ રાખજે જાંહાંગીર, કે આ 'પરીન પેલેસ' અને લાખોની દોલતની રેલાછેલથીબી આવો આકળો ભુત જેવો સ્વભાવ સમતોળપણામાં આવે નહી–કદી કાબુમાં આવે નહી—"

"છટ, નોનસન્સ! લાખોની દોલતને બદલે કારૂનનો ખજાનો ધરાવતી એ તો શું પણ એથી બદતર મીજાજી સ્વભાવ કોઈ અબળા ધરાવતી હોય ખુદ સ્ત્રીના વેશમાં સેતાનબી હોય, તો એ આ સેવક તેને સમતોળ કરી નાખવા–તેને કાબુમાં રાખવા અને તેને જેર કરવા બારે ગાંઠ પુરો છે! નાજાંમાય" જાહાંગીર મુછ મરોડતો તોહકરાઈથી બોલ્યો. "મને તેમ કરવાની તક મલી નથી તેથી હુ દલગીર છું! બાકી એક વખત આ હુજતી, તામસી, મગરૂર અને તોહકરાઈ–હેંકરાઈમાં મરી–ચરી રહેલી પરીન જો મારી હક્દાર પરણેતર થાય તો તેનો સ્વભાવ હું મીન મીસાલ બનાવી નાખું, અને તેની કાતર જેવી જબાનને પણ બુઠી કરી નાંખું."

"અરે જા–રે–જા–તારા જેવા મર્દથી ભુંજયો પાપડ નહીં ભંગાય તો પછી પરીનને તું શું જેર કરવાનો, બલારત? અગાઉનાં અનુભવથી હું એમ કેહકુંછ, જાહાંગીર! આ મગરૂર અને મીજાજી ધુંટણ જેવી પોરીની નેસમાં એવું તો ઉકરેલું લોહી વેહેછ કે તેનો તુંને કશો ખ્યાલ નથીજ."

"એનાં અમીરી બાપનાં જેવુંજ લોહી એનામાં દોડેછ! ઘડીકમાં ગરમ થાય તો બીજીજ પળે ઠંડીગાર થઇ જાય એવી પરીન આકલી તેમ માયાલુબી છો પેલા લુચ્ચા પર લોભાઇ અંજાએલી હોવાથીજ એને સારૂં સુજ પડતુ નથી."

"છટ, છટ, એની રગમાં એની મગરૂર માય જેવું લોહી ઉછલેછ! તદનજ માયની આબેહુબ નકલ! જાણે તદનજ માયનો ભુત! આબેહુબ માયજ જોઇ લેવી!" નાંજાં નસકોરૂં ચઢાવી લગાર તીખાસથી બોલી.

"નાંજાંમાય, તમે બોલોછ તેમાં વજુદ લાગતું નથીજ! એના માય આકળાં ઉતાંબી નહી, ને વલી સાથે પરીનનાં જેવાંજ આબેહુબ મુદલજ નહીં ઉતાં! એનામાં ને એનાં માયનાં ચહેરામાં ને રંગ-રૂપમાં આસમાન જમીનનો ફરક! તમે ભુલોછ, નાજાં માય! પરીન ત્રણએક વરસની ઉતી ત્યારે મેં મારાં કાકીજીને જોયલાં, ત્યાર પછી કાંઇ મેં ઝાંઝાં જોયલાં નહીં, કાંકે કાકાજી અહીંથી ત્યાં ધંધાને લીધે દેશાવર જતાતા! તે ચહેરો મને હજી યાદ છે તે પરથી હુ કેઉં કે પરીનનો ચહેરો એની માયનાં જેવો આબેહુબ છે એમ તમારી બોલવાની સર્યામ ભુલ છે!"

"હું બોલુંછ તે ખરૂંજ છે! જાહાંગીર! પણ વારૂં, જ્યારે એ એનાં માયનાં જેવી નથી ને આવી તુમાખી મગરૂર છે, તો તેની સાથ તુ શું કરવા પણવા નીકલગોછ! યાદ રાખજે કે એવા ગરમ સ્વભાવથી એ તુને આંગલી પર નચાવસે! પણ! તું તેને પણવા માગતો નહી હોસે પણ તેના પૈસાને પણવા માંગતો હોસેજ, ખરૂં કેની? તુંબી આએ લાખોની દોલતપર મોહી પડયો હોસે કેમ બોલ્યો નહી?"

જાહાંગીરને આવા સવાલથી ઘણો ચટકો લાગ્યો, અને ફ્ફડી પડી બોલ્યો! "તે સાથ તમુને કામ નથી, નાજાંમાય! પરીન સાથ તમુને બારમો ચંદરમાં છે નહી? તેણે તમારૂં એવું તે શું બગાડયું?"

"બગારે શું કાંઇબી નહી! એ તુમાખી દુકતીને પંદર વરસ પછી છેક આજ રાત્રે મેં જોઇચ! માત્ર બે વરસની નાલ્લી ઉતી તારે મેં જોયલી તે વખતે તે મારી દુસ્મેન બનવા ઘણીજ નાલ્લી ઉતી!"

"અને તોબી હમણાં તો દુશમેન છે, નાજાંમાય, એમ તમારા બોલવા પરથી લાગેછ! નાજાંમાય, કાકાજીબી તમુને બધાં સાથ ઓલખાંણ કરાવતાં બીહતા હોય એમ લાગતા'તા એટલે તમારામાં કાંઇ ઉંડો ભેદ સમાએલો હોવો જોઇયે! પરીનનાં માયને તમે ધીકકારતાં હોવ એવું તમારા બોલવા-પરથી લાગેછ! તારે શું માયને ખાતર છોકરીનેબી હીણોછ ને ધીકકારોછ?"

"માયને ખાતર!" નાજાંમાય કાંઈ યાદ આવ્યું હોય એવી અદાથી ભવાં ચઢાવી ગંભીરાઇથી અને કડવાસથી બોલી ઉઠી. "માયને ખાતર! અને તું તેને પોતાને ખાતર ધીક્કારેછ, જાંહાંગીર, ખરી વાત કેની?" આમ બોલી નાજાંએ જાંહાંગીરનો હાથ મજબુતીથી પકડયો ને તેની નજદીક આવી ધીમેથી પણ ધીક્કારથી બોલી "આપણે બેઉ એ તુમાખી દુકતીને ધીક્કારયેચ! તો પછી–પછી–આપણે એક થઈ આપણા દુશમેનપર હુમલો લઈ જઇયે તો કેમ? આપણો કીનો લઇએ તો કેવું?" નાજાંનાં હાથમાંથી પોતાનો હાથ ઝડફથી જુદો ટાવી એ પગલાં પાછળ હઠી જાંહાંગીર આ ભેદી અને લુચ્ચી નાજાંને ટગર ટગર ટીકવા પડયો!

---

## પ્રકરણ ૧૧ મું.

### શું પસંદ?—ગરીબાઈ કે તવંગરી—હા કે ના?

પરીને જહાંગીરને હડધુતની હીણપસ્તીમાં લાવી મુકેલો હોવાથી નાસીપાસ અને નાઉમેદ થયલાં જીગરે તે કીનાથી જલતો હતો, મગર તેજ પરીનની ઉપર નાજાંમાય કયા મુસ્તકીમ સબબોસર વેર લેવા જહાંગીરને ઉસ્કેરતી હતી, એવું તે શું મનોહર પરીને નાજ્નંમાયનું બગાડયું હતું કે તે ભલી રૂપસુંદરી ઉપર કીનાનો કેહર વરસાવવા આ ભેદી ગણત્રીબાજ અબળા તેને ઉસ્કેરતી હતી, તે જાહાંગીર મુદલજ અનુમાન કરી શકયો નહીં! વલી તે સારી રવેશે જાણતો હતો કે નાજાંમાંય માત્ર તેજ રાત્રે ખાનબહાદુર સપલશાહની પરોણી તરીકે આવી હતી. અને તેનાં ખુલાસા મુજબ તેણીએ પંદર વરસની લાંબી મુદત પછીથી પરીનને જોઈ હતી તો પછી માત્ર થોડાજ કલાકમાં તે પરીનની વીરૂધ્ધ શા માટે બોલી, કયા સબબોસર તે અદેખાઇથી બલતી–જલતી હતી તે જાહાંગીર હાલ વિચાર કરવા લાગ્યો, મગર તેને કશું સુઝ પડયું નહીં! નાજાંના ભેદ ભર્યા બોલવા પરથી તે એમ અટકલ કરવા લાગ્યો કે પરીનની માતાને આ ગણત્રીબાજ અબલા ધીક્કારતી હોવાથી તેની દીકરીને પણ ધીક્કારતાં શીખી તેની ઉપર અદેખાઇનાં અંધાપાથી વેર લેવા ઇચ્છતી હતી. મગર પરીનની માના–યાને જાંહાંગીરની મરનાર કાકી એવી તો અસીલ, અશરાફ અને ભલી હતી, કે

મરનાર પોતા પાછળ કોઇબી પ્રકારનો કડવાસભર્યો એકાદ દુશમન રાખી જાય એ સંભવીત ન હતું એમ જાહાંગીર અત્રે આગલી યાદ પરથી અમુમાન કરવા લાગ્યો, તો હવે નાજાં પરીનને કેવા સંજોગો સર ધીકકારતી હતી તે તે મુદલજ સમજી શકયો ન હોવાથી પોતાને વેર લેવા તેણી ઉસ્કેરતી હોવાથી તે લગાર તીરસ્કારથી બોલી ઉઠયો, "નાનાંમાંય! એક ઓરત થઇને કીનો લેવાની વાત તમે કરોછ એ મને તો ઘણું બેહુદું લાગેછ! અત્રે કાંઈ આપણે નાટક કરતાં નથી કે આવી નાટકી વલણ તમે મારી આગળ અખત્યાર કરી તેવા ચેનચાલાથી પરીન પર કીનો લેવા ઉસ્કેરોછ! તમારી ભેદભરી મતલબ શું છે તે હું જાણવા માંગુંછ?"

"તુંને સમજવાને હજી ઘણો વીલંબ જોઇયે" તે નખરાં કરતી મલકાયલે ચહેરે બોલી "જાહાંગીર જ્યાંવેર આ દુન્યાની હસ્તી છે ત્યાં વેર પ્યાર અને ધીકકાર અને વેર સાથે ને સાથેજ રહેવાનાં છે! એક આદમી જેમ વ્હાલ કરે, તેજ મરતબે વેરબી બતાવી શકે! તું તારી કઝીનને ધીકકારેછ તો ખરોજ! તુંને એને હડધુત કીધો તેનું વેર લેવા તો તું માગેછ. તુંને ચીનાઈ વંદોરૂં ને લુચ્ચો ને ઠીંગણો વીગેરે વીગેરે બોલે ને તું તે સાંખી શકે?"

"તે તો એ ગુસ્સાના આવેશમાં ભરભર બોલી ગેઈ પણ પાછલથી એ ઘણી દલગીર થઈ, કાંકે તેમ બોલવાની એની મતલબ નહીં ઉતી."

"એબી વાત ખાસ્સી! નાક કટા તો કટા પણ ઘી તો ચટા!" એમ બોલી ખરખર તે હસી પડી, "જાહાંગીર, ઓરતનાં ભેદભરમને તું પુગી શકવાને તદનજ અશકત છે; આ ગુંઠણ જેટલી દુકતીએ તુને દેખઇતી રીતે અપમાન કીધું, તુંને હડધુત કીધો, તારા હાથમાંથી 'પરીન પેલેસ' બી જવાનો, ને લાખોની દોલત વગર તું જેવો છે તેવોજ રહેવાનો છતાં બી તું આ નાકદર, બેદીલ દુકતી માટે એમ બોલેછ, કે તુંને લુચ્ચો, ને વાંદરો વગેરે કેહવાની કાંઈ મતલબ નહીં ઉતી! જા-ન-હું તો ધારતીતી કે પરીન તુંને આવી કીસમથી હરધુત કરશે તો તું અહીંથી ઉછલી અહીં પડશે, પણ તેમં નથીજ, તેથીજ તેનો આવો લાભ લેવાયછ! જો, તે હવે પેલા ભુખરીબારસ ગાનારાપર ફીદા ફીદા છે! તેનાં વાંસલી જેવા સાહદપર ને તેના ખુબસુરત અને ઘટમારા ચહેરા પર આ દુકતી જાનોનીસાર છે. તેને જોઇને એનાથી કેવું હસાઈ હસાઇ જવાયછ ને તે ગમે તે પણ પારકો! જ્યારે તુંને જોઇને એને ધીકકાર છુટયો ને તું ગમે તે પણ પીત્રઈ કહેવાય! ખરૂં કેહની? તેઓ એકબીજાનાં વ્હાલમાં મોજ મારેછ, જ્યારે

તું કુંજરો; બરીયેલ થઈ ફરેછ—તે પોતાનાં મોહથી એક પારકા લોભી ધુતારાને વ્હાલના મીઠા શબ્દો બોલી તેને ખુશી કરતી હોસે જ્યારે તેજ મોનામાંથી તું જેવા કાકાના છોકરાને લુચ્ચો, બદમાસ, ઠીંગણો, વાંદરો વગેરે કહી કડવા શબ્દો ઓચરી ધીકકાર બતાવ્યો જે તું સાંખેજ કેમ?"

"બસ, બસ, નાજાંમાય! તમે જાઓ અહીંથી! તમારૂં મને વધુ કાંઇ નથી સાંભળવું! મારા મુરબીજી કાકાનાં અતલગનાં તરીકે ગણીનેજ હું આ તમારા ઠઠા–મશકેરી બધા લોહીના ગોટ ગળી ખમી જાઉંછ, નહીં તો કોઈ બીજું હોતે તો હું તે કદીબી સાંખતે નહી! તમે બસ જાઓ અહીંથી."

"ઓ લેરે! વળી એકાએક શું થયું? હું જાઉંચ ને જો જવશ તો પછી જરૂરજ પસતાશે! હું તારા ભલામાંજ છેઉં, ભુંડામાં નથી! પેલી બેકદર દુકતી થોડા વખતમાં પેલા કરકા બાલુસ પોર્યા સાથ જ્યારે પરણશે, ત્યારે તે લાખોના દોલતનો ધણી થશે ને તારા કાકાની કજારજા બાદ તે 'પરીન પેલેસ'નો માલેક ને લખોપતી થશે, ત્યારે તુંને નામોશીથી આ આ મહેલનાંથી ખાલી હાથે જવું પડશે, ને પેટને ખાતર વહીતરૂં કરવું પડશે તેનો કાંઈ ખ્યાલ કર!" હયાં નાજાંમાય તેની નજદીક આવી, તેના કાનપર પડી ધીમેથી બોલી, "તેનો અટકાવ કરવાનું મારા હાથમાં છે. પણ તારાં દીલમાં લોહી નથી વહેતું, પણ પાણી ને દુધ વહેછ, એટલે તું પોચો મરદની મટોરી શું કરવાનો ઉતો! ધેફર! મને શું છે. પાછળથી લાખોની દોલતથી હાથ ઘસતો તુંજ રવડી-રખડી જશે! લે–તુંને ગમતી નથી, તો આએ ચાલી" અને એમ બોલી નાજાં રોહસાભેર જવા કરતી હતી. મગર જાંહાંગીરે તેનો હાથ પકડી અટકાવી.

"નહીં! નહીં! બે પળ થોભો, નાજાંમાય! એ બેકદર દુકતીને જેમ હું ધીકકારૂંછ, તેમ પેલા બદમાસ જસીને પણ ધીકકારૂંછ! તેઓ વચ્ચેના લગન હું જો ચાઉં તો અટકાવી શકું પણ મને તેમ કરવાનો રસ્તો સુઝ પડતો નથી! તમે મને કેહો, નાજાંમાય કે કેઈ રવેશે એ લોકનાં લગન અટકાવી લાખોની દોલત પારકે હાથે જતી બચાવી, સર્વ દોલત મારા હાથમાં આવે! આહ! મને એકજ રસ્તો બતાવો ને પછી તમે જોવ કે મારી રગમાં દુધ ને પાણી છે કે ખરૂં લોહી વહેછ. આ જીવમાં જીવ હોશે ત્યાં સુધી હું તેઓની પુઠ પકડી મારૂં વેર લેવસ."

"કેમ મીયાંભાઈ, હવે લેભટા થઇ ઠેકાણે આયા કે?" નાજાંએ મશ્કેરી કીધી! "જાહાંગીર, પરીન આ દુકતા પર તદનજ ઘેલી થઇછ, ને

એ દુકતીમાં એની માયતાં જેવુંજ હુજતી, હુંલડાઈ ભર્યું ગરમ લોહી વહેછ એટલે એ જસી સાથ પણ્યા વગર રહેવાની નહીંજ! તારા કાકા આ લગન અટકાવી શકશે નહીજ! કાંકે પરીનને એવી લાડઘેલી કરી મુકીછ કે તેનો પડગો બોલ એવણ ઉંચકી લેછ, તો પછી જસી સાથ પણવા માટે એવણ વાંધો ઉઠાવસે નહીંજ!"

"આ દુકતી કદીબી પેલા બદમાસ, દગાબાજ, રાસકલની બૈરી થશે નહી" જાહાંગીર જનુનમાં બોલી ઉઠગો.

"ધીરે, ભાઈ, ધીરે! મારૂંબી કેહવું એવુંજ છે. મને ભવીશનો એવો ખ્યાલ થાયછ કે જે ઓરતને તું ધીકકારેછ તે તારાં સુખની આડે છે-એક બીજો મર્દબી તારાં સુખની આડે છે-જેઓની ભરતી તેઓની ઓટ થાયછ ને-ને પરીન પેલેસ મોત-જીવત વચ્ચે ડોળા ખાસે ને પછીજ તોફાંન પછીની ભારે શાંતિ થશે ત્યારે તારી ઓટ છે તેની ભરતી થશે, ને લખોની દોલતનો હકદાર માલેતુજાર ધણી તું થશે ને પછી સર્વ નડતળ દુર થશે! કેમ? તુંને તો ગમસેની?"

"બસ, બસ, મને આવાં જુઠાસાચાં ભવીશ કહી લલચાવો નાં! આ બંને જણનાં લગન કેવી રીતે અટકાવવાં તેનો મને બસ કાંઈ રસ્તો બતાવો કે આ લાખોની દોલત મારાં હાથમાંથી પારકા પોર્યાને હાથ જતી બચે!"

"પણ, ગાંડારે! મેં જે ભવીશ કહયું તે તુંને ગમે કે નહીં? પરીન પેલેસનો તું હકદાર માલેક થાય તે તુંને ગમે કે નહીં?"

"એમ બનેજ નહીં! તેમ બનવું તદનજ ઇમિપોસીબલ છે! પરીન મારી વચ્ચે છે એટલે હું હકદાર માલેક થાઉં એમ બનેજ નહીં!"

"અને તેમ બને તો? તેમ હું બનાઉં તો? નાંજાં તેના ચહેરા ગમ ટીકી ભેદથી હસી પુછવા લાગી. "તું અહીં ઉભો રેહી વાત કરેછ એ જેટલું ખાત્રીપુર્વક છે, તેટલુંજ તું હકદાર માલેક ભવીષમા થાય તે બી ખાત્રી ભરેલું છે! સબર! કેવી રીતે, તે મને હમણાં પુછ ના! એટલો અધીરો નાં બન! આજને આજ, રાતને રાત હું તે કેહવાની નથીજ, જાંગલાબાઇ! જો આગલ આવ" એમ બોલતાં જાંહાંગીરનો હાથ પકડગો અને કાંઈબી ભરમ જાણવાની અધીરતામાં જાંહાંગીર તેની લગોલગ નજદીક ગયો, અને તેનાં કાન પર પડી ધીમેથી નાજાં બોલી. "ખાનબહાદુર સપલશાહનો એક ઉંડો ભરમ છે-કે જે ભેદભર્યો ભરમ ખાનગી રાખવાને વાસ્તે મને

મોટી રકમ આપવામા આવીતી–ને તે ભરમ આજે પંદર પંદર વરસ થયાં મારી છાતીમાં રાખી ફરૂંછ, જે મારા પગ આગલ કારૂનનો ખજાનો બી આવી પડે તો વધુવાર મારી છાતીમાં દાબી રાખવાની નથીજ. હું જે ઉમેદમાં આવીછ તે મનની ઉમેદ જો પાર પડે તો તે ભરમ મારી સાથેજ મરશે, નહીં તો–નહીં તો પંદર વરસ પછી મારી છાતીમાંથી બહાર નીકલી પડશે! વરસો થયાં એક કરજ મારે ફીટાડવાનું છે કે જે કીનાનું કરજ આ દુકતી અસતો ફીટારવાની છે–સમજ્યો! એમ જંગલી જેવો ડોળા ફાડીને શું જોયછ, તુંને ધ્યાનમાં ઉતર્યું કે નહીં? તું જેમ એ એકદર દુકતીને ધીકકારેછ, તેમ એ રાંડ તુમાખ્ખીને હુંબી તેટલાંજ પ્રમાણમાં ધીકકારૂંછ! ચાલ, હવે બોલ! આજથી ત્રણ મહીનાની અંદર હું તુંને 'પરીન પેલેસ'નો તથા લાખોની દોલતનો હકદાર માલેક બનાવું તો તું મને શું આપશે? બોલી દે જલદી?"

"ત–ત–ત–તમે–તમે મને–મને" જાંહાંગીર તો આ ભેદભરી અબળાનાં ભરમથી તદનજ લાચલાજ લાચાર બની તદનજ દીગમુઢ બની રહયો, અને તે તેને 'પરીન પેલેસ' તથા લાખોની દોલતનો ધણી બનાવવા માંગતી હતી, તે સાંભળીને ગોયા તેની છાતી ઓચીંતી જાણે રૂંધાઈ જતી હોય એમ તદનજ ત–ત–પ–પ થઇ ગયો!

"હા! હું બે હાથની ને બત્રીસ દાંતની તુંને 'પરીન પેલેસ'નો માલેક બનાવસ" નાજાંએ છાતી ઠોકી જવાબ વાલ્યો.

"છટ, છટ, તદનજ નહી બને એવું!"

"છોકરા! તેમ છેજ! તું સમજતો નથી! પછી બાજી હાથમાંથી જશે તો આ સંધી દોલત પારકે હાથ જશે ને તુંને ભેટ ભરવા વહીતરૂં કરવું પડશે તેનો ખ્યાલ કર! બોલ, હું તેમ સીકા બજાવું તો તું મને શું આપશે?"

"મને તો કાંઈ સુજ પડતું નથી મને–મને–"

"બધી સમજ થોડા વખતમાં પડસેજ! જો! જે દહારે તું આએ મેહલનો ધણી થાય તેજ દાહરે મને તું ઓછામાં ઓછા પચાસ હજાર રૂપ્યા આપવા કબુલ થાય તો તુંને તે હક આપવા હું બીડું ઝડપું–બોલી દે હા કે ના! માત્ર હા કહેવાથી લખોપતી થશે, ને ના કહેવાથી દુન્યામાં અરધી વગરનો રવડી જશે! જો કોઇનાં પગલાં વાગેછ, બોલી દે હા કે ના?"

"હા,"

"ઠીક ત્યારે આપણે એકેકનાં વીશવાસુ બન્યાંછ! આવતી કાલે હું તેમ લખાવી લેવસ! પણ—"

"નહીં નાંજાંમાય, કાલે તો હું સવારે અલાહબાદ છોડી જવાનો છે! કાંકે મારે માથે મોટી એક જંજાળ છે!"

"કેમ બચા! કાંઇ ઉંડા પાણીમાં ફર્યોછ કે? હં!" નાંજાંમાએ મસ્કેરી કીધી! "કાંઇ નહીં, તું આવસે તાં વેર હું ઠોબસ; પણ આજે રાતે આપરા વચ્ચે જે વાત થઇછ તે કોઈબી ત્રીજુ જાણવા પામે નહીં એટલું યાદ રાખજે હં! ચાલ, મને ઘણીજ તરસ લાગીચ તે જઇને જરા આઇસક્રીમ ખાઇયે! લાવ, તારો હાથ આપ."

નાંજાંમાયે જાંહાંગીરનો હાથ મમતાથી લઈ દાબ્યો ને હાથમાં હાથ ભેરવી તેઓ પેલેસ તરફ આગલ વધ્યાં! નાંજાંમાય તરેહવાર નખરાંઓ કરતી જાંહાંગીરને હસાવવા મીઠું મીઠું બોલતી હતી, મગર લાખોની દોલતની રેલાછેલનાં સુખી સ્વપ્નાઓ જોતો તે એટલી હદ સુધીનો વિચારનાં વમળમાં વીંટલાઈ ગયો હતો કે નાંજાં શું બોલતી હતી તેનો એક શબ્દ બી તે સમજી શકયો નહીં! તેના દગાબાજ, લુચ્ચા, બદમાસ હરીફને મારી હટાવે અને તેનાં હાથમાંથી સર્વ દોલત છીણવી લઇ તે પોતે પચાવી બેસે, અને ધનવાન, આગેવાન બની પૈસાની રેલાછેલ વચે સુખમાં મોજ મારે એવાજ ગીલગીલ્યાં છુટે એવા હવાઈ કીલ્લાઓ તે બાંધ્યો જતો હતો, મગર પૈસા એ કેવું પાપનું મુળ છે, અને એવી લાખોની દોલત કેવી રીતે બાજે વેળા સર્વોત્તમ સુખનું સત્યાનાશ વાલી મુકે છે તેનો ગંભીર ખ્યાલ આ ઉમેદભર્યા જુવાનને જરા બી અંશે થયો નહીં!

---

## પ્રકરણ ૧૨ મું.

"ચાહે કીસીકા ઘર તું બુરા, વોહ બુરાઇ તેરી બુરાઈ હયે,
યા બની આદમ જીસને બદીકી, આગે ઉસકે આઈ હયે."

સમી સાંજનો વખત હતો. આખો દીવસ સુર્ય વાંદલાંઓ પાછળ છુપાયલો હોવાથી ધારા કરતા જલદીથી અંધારૂં ચોમેર વ્યાપી રહયું હતું.

વરસાદ ઓય દેતો કે તુટી પડે એવો હીંગામ હોવાથી દર્યાની બાજુ ફરવા–હરવા આવનારાંઓ ઝાંઝાં દીસતાં ન હતાં.

આ વેલા ઇંગ્રેજી પોશાકમાં સજ્જ થયલો એક જુવાન પોતાના હાથમાંની છત્રી ફેરવતો ધીમે કદમે દર્યાની બાજુનાં ફુટપાફપરથી ચર્નીરોડ તરફ ગંભીર વિચારોની ગીરફતારી વચ્ચે ગર્ક ગએલો ચાલતો હતો! તેનાં માથાંપર વરસાદનાં વાદલાં ટીંગાઈ રહયાં હતાં, છતાંબી કશીબી દેખીતી પરવાહ વીનાં તે ધીમે ધીમે બબડતો આગલ ને આગળ વધતો હતો! જેમ આકાશમાં વાદલાંઓ ઘેરાઈ આવી ચોમેર અંધકાર બરપા કીધો હતો, તેમજ આ જુવાનનાં ચહેરા પર ચીંતા, ફીકર, ગમગીની અને નામોશીનાં ચીંતાતુર વાદલાંઓ ચઢી આવેલાં હોવાથી, તેનો ચહેરો ગંભીર, ઉદાસ અને બેચેનીના અંધકાર વચ્ચે કાલો મારી ગયો હતો!

તે જુવાન જાંહાંગીર હતો.

જે મુબારક દીને પરીનની સાલગરેહની ધામધુમ થઇ હતી, તેજ દીને તેને ખાનગીમાં એક કાગજ મલ્યું હતું, જેનો રૂહે તે આજે, યાને પરીનનાં વરસની ખાણીપીણી પછીના ત્રીજે દીવસે કોઈની રાહ જોતો તે ચર્નીરોડ દર્યા તરફ ધીમે પણ સાબુટ કદમે ચાલતો હતો! તેનાં અશાંત મનમાં આ વેળા લાખો વિચારો વીજળીનાં પ્રવાહ મીસાલ પસાર થઈ જતા હતા!

"રાંડને ખારો ખઓચ્ચો નરતોજ નથી." તે મલકાતો બબડવા લાગ્યો. "જાણે કે પૈસાના વેળા 'પરીન પેલેસ'માં ઉગતા હોય તેમ આએ 'ઇડયટ' પચાસ હજારનાં ઝુમકાના દીલખુશ સ્વપ્નાઓ જોયછ! રાંડ, હુંજ તુને આલુનાં પાતરામાં બાંધીને આપશ તે તું જો તો ખરી! હાલ તો સેવકની મતલબ છે, એટલે આએ ભેદી અબળા બેસ કહેશે તો બેસવું પડશે ને સુરજને ચાંદ કેહેસે તો તેબી સેવકને કબુલ કરવું પડશે–પછી એક વખત મતલબ સરી, એક વખત મારા હાથમાં મારી ઉમેદ મુજબ દોલત આવી કે પછી તુને આએ સેવક હડેલી પર ચાંદ બતાવશે ચાંદ! હાલ તો તું પચાસ હજાર પર હરખાયા કર પછી આપેછ કોણ ને લેછ કોણ! હા–હા–હા–હા" હયાં જાંહાંગીર હસી પડયો, અને થોડો વખત ગુપચુપ ચાલી પાછો બબડવા પડયો.

"એ મને 'પરીન પેલેસ'નો માલેક બનાવવા માંગેછ તેમાં કાંઇ વજુદ હોશે કે અધર! આએ ભેદી ઓરતમાં કાંઇ આગલો–પાછલો કાકાજીને લગતો ભેદ સમાયલો હોવો જોઇએ, તેથીજ કાકાજીબી એનાં 'પરીન પેલેસ'માં

આવ્યા પછી કાંઈ ધુખરાએલા જેવા લાગેછ! બાઈ જેવ! આએ હમેશની એક બળામાંથી જો મારો છુટકો થાય કેની, અને પછી મારો રસ્તો મોકલો થઈ જાય, તો પછી બચ્ચા લુચ્છા જસી, તું જો તો ખરો કે મારા રસ્તા વચ્ચે આવવા માટે તુને હું કેવો સવાદ ચખાડસ તે! સેવક કાંઇ કાચો નથી; બારે ગાંઠ પુરો ને શુરો છે, એટલે તું જો તો ખરો કે તારો હું કેવો ઘાટ ઘડુંછ તે? આએ ભુખરી બારસ, કરકાબાલુસ પોર્યો તો લાખોની દોલત પર અંજાઈ લોભાઈ હયાંજ થોબી પર્યોચ અને એનાં ગોરા ગોરા ચહેરાપર પરીન બી તદનજ દીવાની બની ગેઇછ, ને એજ મુજી શેતાનને લીધે મારી 'ઓફર' ના મંજુર રાખી, મને હડધુટની હીણુ· પસતીમાં હડધુત કીધોછ, પણ આએ બાજુ હું બી જોઉંચ કે તું તે મુજી, સેતાન સાથ કેમ પરણેછ? કાકાજી તો બીચારા તદનજ મીયાં માણસ છે! પરીનને એવી તો લાડધેલી બનાવી મુકીછ, કે એનો પડગો બોલ ઉંચકવામાં મોજ માનેછ, તેજ આધારે મને નામંજુર કરી જસી સાથ પરણવાની ઓંહસ કરશે તો કાકાજી બીચારા હા કહી દેવાના! પણ—પણ—આએ નાંજાંમાય શું પરીનને પરણતાં અટકાવશે? એ ભેદભરેલી બૈરીએ એકવાર ભરમમાં મારા કાન ખોલ્યા'તા, કે જસી કોઈ કાળે બી પરીન સાથ પરણી શકશે નહીંજ—ખોદા! તેમજ જો બને તો?—આહ! કોઇ બી રવેસે આ દગાબાજ, લુચ્છો, મારા રસતા વચેથી નડતો, ખરતો થાય તો—તો પછી મારા જેવા કરકાબાલુસનાં હાથમાં સુનાની ચલ્લી આવે ખરી! આએ નાંજાંમાય મને ત્રણ મહીનાની મુદતમાં 'પરીન પેલેસ'નો માલેક બનાવવા માંગેછ, તેમ જો બનવા પામે તો પછી એકજ પીરાની કાસલ પટાવી હું સુખેથી અમન—ચમનમાં લેહેર કરૂં! પણ—પણ—આએ જંજાળ ને કેમ ખેરવવી તેજ મોટી મુશીબત, આજ ને કાલ છે તો!" અને હયાં તેનો ચહેરો ગંભીર થયો, અને કાંઈ બી બબડયા વિના ગુપચુપ ચાલવા લાગ્યો.

જાહાંગીરે ચર્નીરોડના સ્ટેશન નજદીકના પુલ તરફ વલાણુ લીધું અને તે પુલ ઓળંગી બીજી બાજુ 'કવીન્સ રોડ'ના રસ્તા તરફ ફરી ત્યાંજ આજુબાજુ જોતો ઠોભ્યો! ગાડી ઘોડા અને મોટરની આવજા હદથી જ્યાદા હોવાથી પુલની નજદીકજ તે લંબાણવેર પોતાની અધીરી ચશ્મ ટાંકતો ત્યાંજ ઉભો રહયો.

હયાં તેને વધુ વાર ઠોભવું પડયું નહીં, કાંકે જેની તે રાહ અધીરતા વચ્ચે જોતો હતો, તે સાંમેથી તેની તરફ આવતાં દેખાવાથી તે તેને ટીકતો ઉભો રહયો!

તે એક જુવાન અબળા હતી, મગર જમાનાની ગીરદેશથી, અને મુશ્કેલીની મુશીબતનાં માહભારત મારા હેઠળ કચડાએલી હોવાથી, તેનો એકવારનો મનોહર અને દીલકશ મુખડો કજરાઈ ગયો હતો, અને અગાઉ કરતાં હાડપીંજર જેવી બની રેહી હતી!

"અલ્લો, ધન," જાહાંગીર તેનો હાથ પોતાનાં હાથમાં લઈ બોલ્યો! "તું ધારા કરતાં 'લેટ' આવી જો? વેલ, ચાલ આપણે પુલ ઓલંગી દર્યાની બાજુ તરફ ધીમેથી જઇએ."

"શું કરૂં, જાહાંગીર," ધન દબાએલા સાદે બોલી, "ગુલ બસ જવા નીકરીને તોફાનપર તોફાન મચાવા લાગી ને બસ રડવાજ લાગી, ને ઘણીબી પેટ-પાસામાં દાબી પણ મુગી રેહી નહીં-મરે! આજે મનેબી ગુલુને મારાં પાસાંમાંથી ખસેરવા ગમા નહીં જો? જેમ તેમ પતાવીને આવી ત્યારે!"

તેઓ પુલ ઓળંગી દર્યાની બાજુનાં ફુટપાક પર મરીનલાઇન્સ તરફ ચાલવા લાગ્યાં. અંધકાર ચોમેર બ્યાપી રહેલો હોવાથી, તથા વાદલ ચીંતાતુર રીતે ઘેરાઈ આવેલું હોવાથી લોકની આવજા તે તરફ ઝાઝી હતી નહીં!

"જાહાંગીર" ધન લગભગ રડી દેતાં બોલી. "જાહાંગીર! હજીબી તારી જીવલેણ જુદાઈ તે હું કાંહાં સુધી ખમું? ને ગરીબાઈનાં કાટેલ દખનું દુઃખ તે હું ક્યાં વેર સોસું? જાહાંગીર, જાહાંગીર, ખુદા ખાતર રવડતી રઝલતી નાં કર! આટલાં આટલાં વરસ તો મેં સારી આસાની આગાહીમાંજ કાર્યાં—"

"ધન ડીયર, ને થોડો વખત વધુ કાઢ ને પછી જો કે ગરીબાઇની કગાલ ગધેરમાંથી ઉંચકી હું તુંને ધનના ઢગલાપર લઈ જઇને બેસાડુંશ કે નહીં." જાહાંગીરે સધ્યારો આપ્યો.

"એમ તો તું આજ લાંબો વખત થયાનો મને વાહેછ—મને—ઠગેછ—જાહાંગીર—જાહાંગીર" આ અભાગણી અબળા ડુસકે ડુસકે રડી પડતાં બોલી. "કોઇ વખત એવો તો જીવ કંટાળી જાયછ કે આવી કંગાલ્યતમાં લોકનાં તીરસકાર લ્યાનટ અને તાણુતપલા વચ્ચે જીવવાનાં કરતાં જાણે જીવપર કરી મરી જાઉં—પણ—પણ—મારી વહાલી ગુલને ખાતર સધ્યારો રાખી મુગે મોંને સોસવું પડેછ! જાહાંગીર! તું મને હવે તરછોડી નાં જતો—નહીં તો હું તારા પગ આગળજ મારો જીવ જીકાતી નાખસ! મારામાં હવે એવું જુદાઇનું દુઃખ ખમવાની જરાબી શકતી નથી!

"એમ ચેરી શું થાયછ, ડીયર! જરા સબુરી પકર! તું એક થોડા મહીનાં ઠોભ પછી જો કે દુ:ખનાં દર્યામાંથી દુબાડતી બચાવી સુખનાં કીનારાપર હું તુને લાઉંછ કે નહીં—"

"નહીં! નહીં! બસ હવે એવા સધ્યારાપર મને જરા ભરૂસો નથી! ગઈ વેલા તું ડીયર જારે સુરત આયો તારેબી એમજ મને તેં વાહી-પટાવી કે તારા જીભરૂં સપલશાહ કાકાને મારે વાસ્તે કહીને તું થોડા વખતમાં મને જરૂરજ બોલાવી તારી કાકાજીની લાખોની દોલતપર અમન-ચમનમાં રાખશે, પણ તેવા સધ્યારાનેબી મહીનાઓ વહી ગીયા. આસા રાખતાં મારૂં આ જીગર ચીરાઈ-ફ્સાઈ જવા લાગું, પણ હજુબી તેં કાંઈબી કીધું નથી. હવે તો તું મને તારી સાથ લઈ જા, જાહાંગીર! જાહાંગીર! તારા કાકાની લખોની દોલત તારા પ્યાર આગળ હું ઠોકરે મારૂંચ! બસ તારી જાનફેશાનીની ફીદાગીરી વચ્ચે મારાં વહાલાં બચ્ચાં સાથ ગમે તેવીબી ગરીબીની કંગાલ્યતમાં સુકકો ચુમલો ને રોટલી ખાઈ હું તારી મોહબતમાં રાજ કરતી રાણીજ તરીકે સમજી સુખ માનસ, જો, જાંહાંગીર મારૂં માન! મને સાથે લઈ જા! મારાથી તારા વગર હવે મુદલજ જીવાતું નથી વાહલા."

"ડારલીંગ, તું એટલી અધીરી કેમ બની ગેઈછ, જરા ધીરી પડ દુખ પાછળ હમેશ સુખ છે, જેઓ ધીરજ અને સબુરીથી દુખ સહન કરેછ, તે દુખમાંજ સુખ સરજાયલું છે! થોડો વખત જરા ઠોભી જા, મારા કાકાજીને બરાબર તારે માટે સમજાવા દે, પછી જો કે તુંને કેવાં સુખમાં સાહેબી કરતી શેઠાણી તરીકે મોજ મરાઉંછ, મોજ! ચાલ, ડીયર, અહીં ઉપર આવ, મારા પગ દુખી આયાછ તે જરા બેસી નીરાંતે વાત કર્યેં!"

તેઓ પુસતા ઉપર ચઢયાં, અને ધીમે પણ સાબુટ કદમે થોડાંક પગલાં આગળ ચાલી બંને ત્યાંજ બેઠાં.

---

## પ્રકરણ ૧૩ મું.

---

"બદકારી જારી કરને જો આએ તુમ આએ,
બુરે ચલન કીસીને પહદાએ સીખાએ—"

"જાંહાંગીર, વ્હાલા જાંગુ," ધન રડતી ચશ્મોથી આજુજીની ધપે બોલી, "જો, તારા જીભરૂં કાકાજીપર ભરોસો ના રાખ, તું બસ મને હવે સાથે રાખ! હું ગમે તેવી ગરીબી વચે બી સીવી સાંધી તું વાહલાને ડાર–રોટલી ખવાડી ખાઈ તારી મોહબતમાં હું સર્વોત્તમ સુખજ માની લેવશ! કદાચ, તારા કાકાજી મારા જેવી ગરીબને પોતાના મેહલમાં રાખવા રાજી નહીં થાય, તો–તેવણુ તુંને મારી સાથનો સંબંધ છોડવા–તોરવા તારી સાથ તોફાન મચાવે તો–તો–બોલ–જાંહાંગીર! બોલ–તો–શું તું–તું મને તજી દે કે? છોડી જાય કે? કાકાજીની દોલતની આસાપર મને દુઃખમાં રવડતી મુકી તું–તું—"

આ દુઃખી અબળાથી આગળ બોલાયું નહીં! તેની છાતી ઙચકાંઓથી ગુંગલાવા લાગી, અને જાંહાંગીરનાં ખભાંપર માંથું નાખી આંસુઓનો ધોધમાર દર્યો રેડવા લાગી! જાંહાંગીરે તેનું માંથું પ્યારથી પસવારી પટાવી, અને પોતાનાં ગજવામાંથી રૂમાલ કાઢી તેનું આંસુઓથી ભીંજાએલું મોં નુછી, રૂમાલ બાજુએ મુકી સંપ્યારાથી બોલ્યો.

"ધન ડીયર, તું એવી કે દહારે હતી? એમ તું ચેડાં શું કારેચ જો! ડારલીંગ, એમ ઉતાવલી–આકરી શું પડેછ જો! મારા કાકાજી તારી વીરૂધ્ધ કાંઇ બી બોલે એ માટે મને શક છે, ડીયર,—"

"નહીં! નહીં! તારા જીભરૂં કાકાજી કદાચ ના કેહે બી ને પોતાની–પોતાની દીકરી સાથ તુંને ગોઠવવા બોહસ કરે બી તો–તો જાંહાંગીર–જાંહાંગીર! મને તો આજ મહીનાંઓ થયાં એમજ લાગેછ–તારી ઠંડી વર્તણુકપરથી એમજ દીસેચ, કે તું મારાથી કંતાલી ગીયોછ ને પેલી–પેલી કાકાજીની પરીન–પરીન—"

"જાબા, તું,એમ ફાડું બકસે તો પછી મને તે જરા થઇને ગમતું નથી. ડારલીંગ! પરીન શું ને વાત શુ? તુંને એકવાર ચાહી હવે બીજી બાજુ મારી નજરે ફેરવું એમ તુંને લાગેચ?"

"મને તો એમ લાગેચ. જાહાં લાખોની દોલત આવી ત્યાં ચસમ ફરતાં કાંઈ વાર લાગતી નથીજ! આહ જો તું મને બેવફા થઈ તેની–તેની સાથ દોલતનાં લોભમાં પાછો પણુણે તો જીવ તારીજ યાદમાં જીકાતી નાંખી મરશ પણ–પણ—"

"ખામોશ! ધન ખામોશ! તું શું એ ઘેલું ઘેલું બકીને—"

"નહીં મને સાંભલી લે! મારા સુખની વચ્ચે આવનારને મારી છતી આંખે જોવશ નહીં, એ-હું-જે મને આજ મહીનાઓ થયા લાગેછ તેમજ જે તું-તું તારા કાકાની છોકરી સાથેજ—દોલતની આશામાં પણુ-વાનો હોય તો આએ ગરીબ આંતરડીની કકલતી હાય--આએ તુટેલાં જીગરનો શ્રાપ—"

"બસ, બસ, મને લાગેછ કે તું ઘેલી થઈ ગઇછ, ધન બસ કર ને બંધ કર એ બકવા. ખોદાને હાજરનાજર જાણી કેઉચ કે આએ જીગરમાં તારી મોહબતનાં આતસ સીવાય બીજાં કોઇબી મોહબતની ચીંગારી રોશન થઈ નથી! ધીરજ ધર!"

"આનીપર પવીત્ર કસમ ખા, જાહાંગીર" રડતી આંખોએ પોતાનાં બદયાનની અંદરનાં પડમાંથી છુપાવેલું નાનું કાગજનું બંડલ કાઢી જાંહાંગીર સામે તેણી ધરીને બોલી! "આએ તારા પ્યારની જામીનગીરી અને સયાદીનાં કોલનો પવીત્ર લેખ છે; એ લગનની નોંધ એ મારો જીવ-જીવ-નગારો છે, ને મારી છાતી આગલથી હું ખસાડતી નથી તો કસમ ખા વાહલા-એનીપર તાહરો હાથ મુકી ખોદાને હાજર નાજર ગણી કસમ ખા, કે આ પવીત્ર કોલને ગમે તેવાબી દોલતની આશા વચ્ચે બેવફા નીવડે નહી."

જાહાંગીરે તે બંડલ પર હાથ મેલ્યો, અને ધનનીજ રીદાગીરીમાં એસ્તવાર રેહવા તેણે પવીત્ર કસમ ખાધા, અને ધને સખ્યારાનો લાંબો દમ ખેંચ્યો!

આ વેલા દર્યામાં પુર ભરતી હતી, અને ભરતીનાં પાણીની છોલ પુસ્તાની દીવાલ સાથ જોર સમેત અફડી ભયભીત અવાજ કરતી હતી. આકાશમાં વીજલીનાં ચમકારા ચાલુ થયા હતા, અને ભયંકર તોફાનની ગવાહો આપતાં હોય એવી અદાથી વાદલાંઓબી આ અભાગ્યાંઓને માંથે ચીંતાતુર રીતે ટીંગાઈ રહયાં હતાં.

"ધન ડીયર, હું મારૂં કામ ખલાસ થવે પાછો અલાહબાદ જવશ ત્યારે મારા મુરબી કાકાજીને તારે માટે રડી તનરીને કેહી દેવસ ને પછી તુંને હું જરૂરજ નકી કરી બોલાવસ! પણ-પણ આએ તારી સરટીફીકેટ તથા લગનને લગતું મારી સહી સાથનું ખત તું મને હવડાં આપ, કે જેથી કાકાજીને હું તે દેખાડી દેઇ મારો એકરાર કરી દેઉં, ને કાકાજીબી તે જોઇને સમજી જાય" એમ બોલી જાહાંગીરે પેલું બંડલ ધનનાં હાથમાંથી પોતાના હાથમાં લઇ લીધું, અને ઉઠી ઉભો થયો.

"નહીં બનસે!" એકાદ વીક્રાલ વાઘણ મીસાલ ધન ઉઠી ઉભી થઈ અને પેલું પેકેટ જાહાંગીરનાં હાથમાંથી રોહસાભેર ઝુંટવી લીધું.

"એ વાત મારો જીવ જાય તો નહી બનસે. જાંગુ, તુંને ગમે તો મનમાં રીસ લાગે કે ગમે તો તું ગુસ્સો કરે, પણ આ લગનનું ખત ને સહી સાથનો પુરાવા ભરેલો લગનનો દસ્તાવેજ મારો જીવબી નીકલી જાય તોબી તારા સ્વાધીનમાં તો આપવાની નહીંજ!"

જાંહાંગીર તેની એકાએક ફેરવાઈ ગએલી વર્તણુકથી તાજુબીથી એ ઘડી દંગ થઇ જઇ તેને ટીકતો ઉભો! તેના હાથમાંથી ગુસ્સાભેર પેલું પરબીડાનું પેકેટ ઝુંટવી લીધું, તેથી તેને ક્રોધ તો ઘણો ચહડયો, મગર લોહીનો ગોટ ગળી તે શેતાન ડાબો કરી શાંત મને પુછવા પડયો.

"કાંય વારૂં ? એમ કાંય? મારા કાકા કદાચ મારી વાત નહીં માને તો તેની સાહદત તરીકે એ લગનની સરટીફીકેટ વીગેરે તુરતા તુરત દેખાડવા ઠીક કામ લાગે ને—"

"નહીં, એમ કદી નહીં બનસે! જાંગુ" તે ચીરડાઇને બોલી ઉઠી, "તું મારો જીવ બી લેસે તો તે નહીં આપસ! એની ઉપર હું જીવેલી છેઉં! એક વાર જો હું તુંને તે આપી દેઉં ને તું તારી મતલબને ખાતર તેનો નાશ કરે તો પછી તું મને ઓળખવા બી નાં પાડે, ને મારા હાથમાં પુરાવા ન હોવાથી, તુ મારી સાથ પરણેલીજ નહીં એમ જાહેર કરે તો હું તદનજ મારાં બચ્ચાં સાથ રખડી જાઉં! એ વાત નહી બનશે! હું જાણુંછ કે જયારથી તારા કાકાજી લખોપતી થઇ ગીયાછ, ને તેવણની દોલતપર ખેંચાઇ તું અલાહબાદ ગીયોછ, તારથી તારી ઠંડી વર્તણુકથી આ કલેજું બલી–જલીને ખાખ–રાખ થાયછ! હું જાણુંછ ને માનુંછ કે તારા કાકાની પેલી દુકતી સાથ પણવાની મતલબથી મારી કાસર પતવવા, ને મારૂં કાટલું વચ્ચેથી કારવા, તું મને વાહીપટાવી આએ સરટીફીકેટ મારી પાસથી ઝુંટવી લેવા માંગેછ, કે પછી મારો સર્વ હક જતો રેહે, ને કશી બી સાબેટી વગર હું મારો વાંધો રજુ કરવા સામે બી થાંઉ, તો કસા બી પુરાવાની ગેરહાજરીમાં તું મને દીવાની ઠેરવે. હું તારાં નવ મહીનાં થયાનાં તાલતલાવટભર્યાં કરતુક સમજી ગેઇછ! મારી ખુબસુરતી પર અંજાઇ લોભાઈ મને ચાહી, મને ખુદાની નજર હકદાર મોહરદાર બનાવી હવે તું લખોની દોલતપર અંજાઈ જવાથી આવાં કારસતાન કરી મને ઠગવા માંગેછ પણ હું તેમ ઠગાવાની નથી જો! યાદ કર તે મોહબત-

વંતા દીવસો કેવા નવસારીમાં પસાર કીધાછ, ને તારા મનની એકેએક મુરાદ પુરી પાડવા મેં દરેક જાતનાં સુખનો ભોગ આપ્યો, ને ખુદાની નજરે પાક ઠરવાને મારાં બચ્ચાંનો હક રાખવા મેં તુંને લગન કરવાની ફરજ પાડી ત્યારે તેં મને જીવેંજાગે તાં સુધી તારી ને તારીજ રાખવાનાં કસમ ખાધેલા, ને હવે લખોની દોલતને પેલી ખુબસુરત પોરીપર મોહી પડયોછ તેથી તેવા કસમ વાપર વખાતા થયા! તારે લીધે હું હીણપસતી ને નામો શીની હડધુટમાં આવી! તારે લીધે મારૂં પ્યારૂં બાપીકું વતન નવસારી, માય–બાપ વગર, તદનજ લાચલાજ છોડવું પડયું, ને તારી મોહબતમાંજ સુરત જઈ ગધેરાં વહીનરૂં કરી સારો દીવસ જોવાનાં ખુશ સ્વપનામાં મેં લાચારી ગરીબાઈ વેઠી! તારે લીધેજ સર્વ સુખ, સર્વે મોજનો મેં ખુશીથી ભોગ આપ્યો, ને પેટ ભરવા ભરી સીવી–સાંધી દહારો કરવા મારાં દુરનાં સગાંને તાં હું અહીં મંબઈ કરેલવારી આવી ઉતરી, ને મારાથી મુફલેસીની જેહમત ન ખમાવાથીજ, તથા તારા કાકાની તથા તે દુકતીની વાત નુસમાં વાંચવાથીજ મારૂં માથું તણુકયું, ને તેથીજ છેલે પાટલે બેસી દમ ભરાવી તુંને અલાહબાદથી અહીં બોલાવ્યો! આહ! અફસોસ! હું મુઈ! મારો ભવ બર્યો! હું જો જાણુતે તો તારા જેવા મંબઈના એવા ચલકચલાણાનાં સાથ પરણી મારાં વરસ વેચતે નહીં! તું આખરે બેવફા થયો, પણ યાદ રાખજે—"

"બસ, રાંડ છેકજ ફાસ્ટ નાં જા!" જાહાંગીરે બરાડ મારી; તેનો ચહેરો ખુની જેવો બની રહયો! તેની આંખોમાંથી જાણે કે ધીકકારની અંગારા નીકલતી હોય એમ લાગ્યું. "તારાં લાંબા ભાપણથી મારો મીજાજ ફરી ગીયોછ! તુંને હું આજવેર અસીલ અને ભલીજ સમજતો આવ્યો તો પણ, આપંદે તારી નસાકરી બેંટાલ અને જીદી જાત પર જઈ તું ભુંડી અને લુચ્ચી નિવડી! મને આએ પરબીડું આપ! હું એ પેકેટ લીધા વગર જવાનો નથી! યાદ રાખજે કે મને છેડશે તો તેનું પરીણામ સારૂં આવશે નહીંજ! ખુબ ધ્યાન રાખજે! ચાલ, લાવ, મારાં ભલાં ને તારાં ભલાંને ખાતર તે આપ." જાહાંગીરે ધનનાં હાથપર ત્રાપ મારી, પણ તેનો હાથ છટકાવી ધન બે દગલાં પાછલ હઠી, મગર ધકકાની છેક લગોલગ નજદીક આવી ઉભી રેહવાનો આ અભાગણીને સેહજ બી ખ્યાલ કે ખટકો થયો નહીં.

તે મગજથી ગોયા બેમગજ બની હોય એવી અદાથી હદથી જ્યાદા ઉશકેરાઇ આવી હતી. તેનું માથું ત્પી આવ્યું હતું, અને ધીકકારનાં

ફુંફારા અને દમથી છાતી ધમણ મીસાલ ઉંચકાતી હતી. અફસોસ! ભુલનો ભોગ થઈ પડેલી આ લાચાર અબળાની અજલ તમામ નજદીક આવી હતી, તેનો તો તેને જરાબી શક ગયો નહીં!

---

## પ્રકરણ ૧૪ મું.

### કરમાયલું ગુલ, એક પાપ-એક શ્રાપ.

"તારાં પરીણામની મને પરવાહ નથી, બેવફા, દગાબાજ!" ધન તર્યા-પાવ ફેંકતી ઉશકેરાઈ બોલી, "આએ બંડલ તારો જીવ બી પટકી નાંખશે તો નહીં આપસ! લુચ્છા! તારી નીચ મતલબ મેં જાણી લીધીછ! આએ સાહદત ને પુરાવા તારા હાથમાં આવે તો પછી મારાથી કોઇની સામે સેહજબી મારા દુઃખની વરાળ કહરાય નહીં, ને તું મારો એક વારનો બેવફા ધણી છે, એમ જો તારા કાકાજી આગલ આવી ખુલાસોબી કરૂં તો તેમજ તેવણ મને કશાબી પુરાવા વગર દીવાની ઠરાવે! લુચ્છા! તુને મેં પીછાણયોચ! હું બી તો ખરી કે જીવપર શકતી ખેંચી ગમે તેવાં દુઃખ ને હાંદેસા વચ્ચે હું તારી પુઠે અલાહબાદ આઉં, ને તારાં કારસતાન બધાં તારા કાકાજી આગલ ખુલ્લાં કરૂં, ને પેલી રાંડ ચોટલાબરી સાથ પૈસાનાં જીવપર પણતાં અટકાઉં! તારા કાકાને તો શું પણ કોઇનેબી તારી સહી સાથનું આ કાગજ્યું દેખાડસ તો મારો હક તે વેળા પુરવાર થયલો ગણાસે! ચાલ, જવા દે. તોફાન વધેચ ને વરસાદની છાંટી પરેચ, ને મને કરેલવારી વેર આવાં અંધારાંમાં જવુંચ!"

"નહીં, મને આએ પેકેટ આપ!" જાંહાંગીર જોરસમેટ તેનાં આંગ પર ધસ્યો; તે જનુનથી ગોયા દીવાનો બની રહયો. તેની આંખો વેરથી તસ-તસ થવા લાગી; ધીકકારનો અંગાર તેનું જીગર જલાવી મુકતો હતો. "તું અહીંથી તે આપ્યા વગર કદી જવા પામશે નહીં. હજુબી બધું ભુલી જા, ને મને એ સ્વાધીન કર! લાવ, બસ! આપ!"

"નહીં! નહીં! મુઆ લુચ્છા બેવફા, નહીં! જારે-ઓ-માયરે! અરે-"

તેઓ વચ્ચે હોજાતોજી ચાલી રેહી! ઓ તે ધાસ્તી ભરી પળ! જનુનમાં ગોયા ઘેલા બનેલા જાંહાંગીરે એકાદ વીકાળ હયવાન મીસાલ આ

અભાગણી કોમળ અબળા સાથ તે પેકેટ લેવા જીગરતોડ પ્રયત્ન કીધી, અને તે અભાગણી અબળાએ તે બંડળ ચીવટાઇથી પકડી રાખ્યું. આખરે થોડીક પળની હોજ્જતોજી વચ્ચે તેઓ અકાળજીક થતાં ધક્કાની તદનજ નજદીક આવ્યાં અને જાંહાંગીરે આંચકા સમેત ધનનાં હાથમાંથી તે પેકેટ ઝુટવી લેવા જીગરતોડ કોશેશ કરતાં ખેંચતાણુ કીધી, અને પરીણામમાં તે પેકેટ તેનાં હાથમાં આવ્યું. કે તે એક બાજુએ ઉકલાઈ પડયો, જ્યારે આંચકા સમેત આ અભાગણી દુઃખી અબળાં પાછલ હહવાથી દર્યાની અંદર પુર ભરતીમાં મોટા અવાજ સાથ ગબડી પડી!

તોફાન વધ્યું જતું હતું. વીજલીનાં ચમકારાથી, તથા વાદળનાં ગગડાટથી ચોમેર ભયભીત લાગતું હતું. વરસાદના છાંટાબી છુટા છવાયા પડતા હતા. અને ભરતીનાં પાણી તે ધક્કાપર અથડવાથી એટલો મોટો અવાજ થતો હતો કે ધને ગબડયું ખાતાં ધાસ્તીની મારેલી ચીચ્યારીનો અવાજ તદનજ આવા તોફાની સાગરનાં અવાજ તથા વાદલના ગગડાટ વચ્ચે દબાઈ ગયો હતો.

અને જાંહાંગીર? ધનને તેણે દર્યામાં ઉકલાઈ પડતાં જોઈ ને જોઇ તે જ્યાં આંચકા સમેત પડયો હતો, ત્યાંથી ઝડફથી ઉઠયો, ને કીનારા આગળ ધાસ્તીથી ફાટફાટ થતાં જીગરે એ પળ જોવા લાગ્યો! આ આંખનાં પળકારામાં બનેલા ભયાનક બનાવથી ધાસ્તીથી તેની છાતી ધડકવા લાગી, તેનું માંથુ ધુમવા ને ફરવા લાગ્યું, અને શું કરવું તે તેને કશું સુજ પડયું નહીં. એક દીવાનાં આદમી મીશાળ તે અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં એમ પોતાનાં બે હાથે માંથુ પકડી દીવાની અદાથી દોડવા પડયો.

ધન પાણીની સપાટીપર આવવાથી તેને દુઃખથી લાંબી ચીચ્યારી મારી. ને જાણે કે કોઇએ જાંહાંગીરનાં જીગરમાં કાતીલ કટારી ભોંકી દીધી હોય એવી તે દુઃખી બાળાની મરતી વેલાની ચીસ તીક્ષણ અને કારી તેને તેની છાતીમાં લાગી, અને વાંકો વલી બેબાખલો અને ગાફેલ બની દર્યામાં જોવા પડયો, ને પવનનાં ભારી સુસવાટા વચ્ચે તેનાં કાનને ધનનાં છેલા ભાગાતુટા શબ્દો અઠડવાથી તે પગની પાટલીથી તે માથાંની ટાલકા વેર કમકમવા લાગ્યો.

"ઓ ઓ ઓ-જ-જ જાહાંગીર-તેં મારી-મ-મ-મર ઉઉછ-ગુઉ-ઉઉલ! મારી હાય-સત્યાનાઆઆસ-રીબીને મારગે લાગજે-મારી ગુઉઉઉલ-મારા બ્રાઆઆપ-કુતરાની માફક રવડી-ઓ! ઓ!"

આટલું બોલતાં ડુબકી મારી ધન પાછી પાણીને તળ્યે પોંહચી! ત્રીજી વેળા ડુબકી મારી પાણીની સપાટી પર પાછી આવતાં આ અભાગણી અને ભુલનો ભોગ થઈ પડેલી કમનશીબ અબળાએ પાણીની ઉપરજ રેહવાંનાં જીગરતોડ ફાંફાં અને પછાડા માર્યાં, મગર અફસોસ! કે તે થોડીક પળમાં પાછી પાણીની હેઠળ બેમાલુમ ગર્ક ગેઈ! એક બદમાસ, દગાબાજ, મુજી શયતાનની કશા પ્રકારની સહાયતા કે સંભારા વિનાં, યા તો પોતાનાં હેતવંતાં અને વાહલાંઓનાં છેવટના પ્યારભર્યા દીલાસા વિનાંજ તમામ એખલી અટુલી આવી ભયંકાર અને કમકમાટ ઉપજાવનારી લાચાર સ્થિતિએ માહાસાગરનાં પેટાંમાં કબરવાસ પામી!

મરતી વેળાએ જફાકાર, ગુનેહગાર જાંહાંગીરને પોતાની ઘાંટીમાંથી અબેર થતા ગુંગલાના દમ સાથ જે ભાગાતુટા બે ચાર શ્રાપનાં શબ્દોનો કેહર વરસાવ્યો જે બે ચાર શબ્દોજ લાખો કેહરભર્યા શબ્દોની બરાબરનાં વજનના હતા!

સર્વ ખલાસ! આંખ બંધ કરી પાછી ઉઘાડયે તેટલા વારમાં વીજલી વેગે બનેલો આ સંતાપકારક બનાવ નાબુદ થઇ ગયો! તે પ્યારો પવીત્ર જાન બોલ બોલતાં આખર થયો; જેને એકવાર તે દુઃખી અને કમનસીબ અબળાએ ખરા જીગરનાં જોસથી જાનોનીસાર પ્યારની પવીત્ર ફીદાગીરી વચે ચાહયો—માનયો અને ગણ્યો હતો—જેને ખાતર તે અભાગણી અબળાએ પોતાનાં દરેકે દરેક સુખનો દરેક પ્રકારે મોટાં મનથી કશીબી લાલચ વિનાં, કે પૈસાની ઉમેદ વીનાં, ભોગ આપ્યો હતો, તેજ બેકદર, બેદીલ, બદમાસ બને બુરા અધર્મીને હાથે તે લાઇલાજ ભોગ થઈ પડી, અને તેનો પવીત્ર આત્મા જોતજોતામાં આખર થયો, અને તે પાકજાદ અબળા મરીને ફીરેસ્તાઓમાં ભેલાઈ ગેઈ! એક વારનું ખીલેલું ગુલ, ભરજોબન વચ્ચે અનેક માનીતી મોહબતવંતી મુરાદ ને ઉમેદોનાં સ્વપ્નાઓ વચ્ચે, કમકમાટ ઉપજાવનારી હદ સુધીનું કરમાઈ અને કચડાઈ ગયું, અને અફસોસ! કે હાદેસાં અને હાડમારીમાં અને મુફલેસીની મુશીબતમાં ઉછરેલી સર્વોત્તમ સુખની આશા રાખતી આ દુઃખી ને ભોગ થઈ પડેલી ભોળી અબળા ઓચીંતી તદનજ સ્વપ્ને વટીક આશા કે વકી ન રાખેલી સ્થીતીએ હાડમારી, દલદેસરી, લાચારી અને બેકરારીમાંજ જોતજોતામાં ફુલગુજાર બની!

અને જાંહાંગીર! આ ઓચીંતી આફતના ગજબથી તે ગોવા હૈયાં—સુનો, અને દીવાનો બની ગયો હતો! મરતી વેળાના શ્રાપભર્યા ધનના શબ્દો તેનાં દીલમાં કમકમાટ ઉપજાવતા હતા. આ અભાગણી અને દુઃખી

અબળાના છેવટના શ્રાપભર્યા, દીલ કંપાવનારા છેલ્લા શબ્દો આ મુજીના કાનમાં જોસ સમેત અઠડવાથી તોફાનમાં એકાદ હાલતાં ઝાડનાં ધ્રુજતાં પાંદડાં પેરે જાહાંગીર ધ્રુજવા ને ઠરઠરવા લાગો. તેને ઠંડીનું લખલખું ચઢી આવ્યું, તેની આંખે અંધારાં આવી ગયાં, ને અફળાતો ઝીકાતો તે ધક્કા-પરથી કુદકો મારી હેઠે ઉતર્યો.

"ઓ! ખોદા! ક્યાં જાઉં! કાંઇ-કાંઈ મને સુજ પડતું નથી! અરે! મેં-મે-એને મારી નાખી નથી-ઓ! હવે શું કરૂં! ખોદા-નાસ હવે તો જીવ લઇને નાસ! ઓ—"

પહેલી હરોલમાં ચીંતાથી ઘેલો બનેલો જાહાંગીર અહીંથી તહીં દોડવા પડયો, પણ પાછળથી તેણે પુલ તરફનો રસ્તો લીધો, અને આ આફ્તમાથી છુટવા તે ઝડપથી ચાલ્યો-દોડયો-ગોયા ઉડયો! પુલ ઉપરથી તે બબે પગ-ઠયે કુદકા મારી હેઠે આવ્યો, અને એકાદ ખાલી વીકટોર્યા તે તરફ ઉભી હતી તેમાં કુદકો મારી ચઢી બેઠો ને ધાસ્તી ફાટફાટ થતાં જીગરે તે એટલુંજ બોલ્યો "ચાલ! હાંક-બસ! હાંક જોરમાં હાંક!"

દુઃખથી તેની છાટી ગોયા દબાઈ જતી હતી! ધાસ્તીથી તે ધ્રુજતો હતો અને આ નધારેલી આફ્તથી તેનું મગજ ગોયા ભમતું-ફરતું હતું! વીજલીનાં ચમકારા, વાદલનાં કડાકા, અને વરસાદનાં મજબુત ઝાપટાંથી તેની ધાસ્તીમાં ઓર વધુ વધારો થયો, અને ગોયા તેની ઉપરજ જાણે કે ખુદરત રૂઠી હોય એમજ તે ધારવા લાગ્યો, અને વધુ ને વધુ ધાસ્તી અને ચીંતાથી ગાડીની બેઠકનાં ખુણામાં દબાઈ ચંપાઈ બેસી ઠરઠર ધ્રુજવા લાગ્યો અને પોતાના બન્ને હાથો આંખ ઉપર ઢાંકી દીધા!

---

## પ્રકરણ ૧૫ મું.

"સેજ બીછાવી કાંટાની, તે પર પડવું પડશે;
અમરૂત માની પીવું પડશે, વળી ઝેર કાટીલ—
પ્રીત કરવી છે સેહલ ઘણી, પણ નીભાવવી મુશકીલ."

'પરીન પેલેસ'નાં ગંજાવર દીલખુશ અને પચરંગી બેહકબેકાટભર્યા ફુલોનાં બાગનાં એખલાં એકાંતમાં સાંજને છેડે મનોહર પરીન, જસી

વાહડયા સાથ વાતચીતમાં પોતાનો વખત સોહવાડતી હતી. આ દીલકશ મધુરી ખાસ એકાંત શોહધતી બાગનાં એકાંતમાં ઉતરી આવી હતી! અને હજારો હમેદ અને મુરાદથી છલછલ ઉભરાતાં જીગરે પોતાની પાસે બેઠેલા મનોહર જુવાન જસી વાહડયા સાથ ટાહેલાં કરવામાં મોજ માની લેતી હતી.

"મારાં વરસની પાર્ટી તદનજ ફતેહમંદ નીવડી" પરીન હસતાં બોલી, "અને ડીયર જસી, તમુનેબી તે ગમી તો હોસેજ."

"ડારલીંગ, હું તો આટલો વખત બાગેબેહસ્તમાંજ હતો, પણ અફસોસ કે આવા બેહસ્તમાંથી લાઇલાજ દોજખમાં જવાનો વખત નજદીક આવેલો છે." સરદ હાંય મારી તે બોલ્યો.

"એટલે જસી ડીયર, મને સમજ પડતી નથી."

"એડમ પોતાની મનોહર, દીલકશ મધુરી ઇવ સાથ ઇડનનાં બાગેબેસ્તમાં સંપુર્ણ મોજ મારતો હતો, જે પછી તે બાગેબેસ્તમાંથી હડધુતની હીણપસતી વચે જ્યારે બાહર પડી, આ દુન્યામાં રવડતો થયો, ત્યારે આ દુન્યા તેને એખલી અટુલી અને અંધારી લાગી, અને પરીન ડીયર, મારા બાબમાંબી તેમજ છે! આ બાગેબેહસ્તમાં આટલા દિવસ વેર એવી તો મોહબતભરી મજાહ ચાખેલી મેં અનુભવી છે, કે હવે જ્યારે તે છોડી જવાની મને લાઇલાજ ફરજ પડેચ, ત્યારે આ દુન્યા મને તારા વીનાં તદનજ દોજખ જેવી અંધકાર અને બીયાબાંન સમશાન, ઘોરસ્તાન જેવી લાગશે, મારાં વ્હાલાં ગુલ!" અને જસીએ પરીનનો કોમલ હાથ પોતાનાં હાથમાં લઇ તેને પોતાનાં મોંહની નજદીક લઈ ગયો, તોબી પરીને કશીબી આનાકાની કરી નહીં.

"ઇડનનાં બાગની રાણી ઇવે જેમ તે સેફ ફળ ખાધું ને બીજે દીને બાગેબેહસ્તનાં દરવાજા સદા માટે બંધ રહયા, તેજ માફક, પરીન મેં બી મોહબતનું મીઠાસભર્યું સેફ ફળ ખાધુંછ; ને કાલે–કાલે તો આએ બેહસતનાં દરવાજા સદા સુધી, મારા છોડી જવાથી, બંધ થવાનાં." તેને આગળ ભરમમાં ગાડું ગબડાવ્યું.

"તારે–શું–તું–તમે ડીયર, એટલા બધા જલદી અલાહબાદ છોડી જશો?" વધતી ઓછી અધીરતા વચ્ચે પરીને એકદમ સવાલ કીધો. આ મધુરી ઘણાજ ટુંક વખતમાં મનોહર જસી વાહડયાને જાનોનીસાર પ્યારની પવીત્ર શીદાગીરી વચ્ચે એવી તો અદાથી છેક ધડનાં ધડથી ચાહતી હતી, કે આવાં મોહબતભર્યાં સુખ વચ્ચે જસી વાહડયાની રવાનગી માટેનો

ખ્યાલ, તેની કોમળ છાતીમાં ધ્રુજરાં ભરયા કરવાને પુરતો હતો! તે જો પરીનને છોડી ચાલી જાય, તો પરીનની કેવી અવરદશા થાય, અને તેનાં વગર તે કેવી રીતે જીવી શકે તેનો ખ્યાલ થતાંજ આ ભલી છોડી જીગરનાં ઉડાંણથી કમકમવા લાગી.

"આવતી કાલે તો મને મારે વતન જવા ઉપડવુંજ જોઇયે? આહ ખુદા! હું ઇચ્છુછ કે હું અત્રે મુદલજ આયો નહીં હોતે! આ શેહેરમાં મેં પગ બી મુકયો નહી હોતે!" ગમખ્વારીથી તે બોલ્યો.

"એટલે, જસી ડીયર? અહીં તમે આવ્યાજ નહી હોતે એમ કાંઈ ઇચ્છોછ! તેનો સબબ?"

"સબબ? એકાદ તેજસ્વી દીવા ઉપર એક નિર્દોષ પતંગ્યું પોતાનો જીવ જીકાડી નાખેછ, તેનો સબબ શું? ઘેલાપણું, પરીન, મેડનેસ. બીજું કાંઈ નહીં! વહાલી પરીન, તું શું મારી પાસે એકરાર કરાવવા માંગેછ—મારી પાસે ખરાં જીગરનાં જોસથી બોલાવામાંગેછ, કે હુ તુંને દીલાવર જાનફેશાનીની શીહાગીરી ચાહુંછ? બોલ, ડારલીંગ બોલ!"

આ દીલકશ મધુરીએ એક શબ્દ પણ ઓચર્યો નહીં! તે પોતાની ડોકી વાંકી કરી નીચું જોતી બેઠી જે વેળા તેનો ગોરો ચહેરો લાલ થઈ આવ્યો હતો.

"બોલ, માંરાં હૈયાંના હાર! બોલ! નહીં બોલતી! ત્યારે શું તુ મને ધીકકારેછ, ધીણેછ, દારલીંગ, મારી નાચીઝ હાલત હાથી આગળ મગતરાં મીસાલ છે! તારી દોલતની રેલાછેલ, અને મારી ગરીબી હાલત, એ મહાભારટ ડુંગર આગળ એકાદ તણખલાંની સરોબરી કરેછ, તો શું ત્યારે મારા જેવા લાચાર, અને ગરીબને ધીકકારેછ. આહ! તારા પગ આગળ ધરવા મારી પાસ દોલતબી નથી, કે નથી મારૂં મોટું ખાનદાન, છતાંબી મારી આશા વગરની જોરાવર જાનફેસાની તારી આગળ ખુલ્લી કીધી, તેથી જો તુ મને ધીકકારતી હોય તો મને માફ કરજે, ડારલીંગ! તારાં માફ કીધા પછી હું આ દુન્યામાં છતી આંખે આંધલા જેવી સ્થીતીએ તારી યાદમાં જીવશ."

પરીન શું બોલે? તેનાં કોમળ જીગરમાં આ જુવાન માટેની વફાદારી ભરી મહોબત એવી તો અફાથી ઉછાળા મારતી તોફાન મચાવી મુકતી હતી કે, તેનાંથી એક બોલબી બોલાઈ શકાયો નહીં! તે જાણતી હતી કે તે જેમ ધડનાં ધડથી આ જસીને ચાહતી આવી હતી, તેમજ બલ્કે તેથી

વધુ પ્રકારે જસી તેને દીલાવર જાનફેશાનીથી ચાહતો હતો; મગર આવી દીલખુશ સ્વપ્નવત સ્થીતી વચ્ચે જસી તેને છોડી જાય તો તેની જીવલેણ જુદાઇનું કાટેલ દુઃખ તે કેવી રીતે ખમી શકે, તેનો ખ્યાલ થતાં આ ભોલી છોકરી એકદમ અંદરખાનેથી ધ્રુજતી હતી, અને તેનાં ભયભીત ખ્યાલોથી તેની જબાં ઉપડતી ન હતી.

"બોલ, ડારલીંગ બોલ, મને તું ના ધીક્કાર! તારા જેવી રાજકરતી રાણી આગળ મારા જેવા નાચીઝ મુફલેસ ગોલામે મારી છાતીનો ઉમેદભર્યો ઉભરો ખાલી ને ખુલ્લો કરીને તુંને અપમાન લગાડયું હોય તો મને માફ કર-ડારલીંગ-મને એકજ છેલ્લી વખત માફ કર, ને મને બસ સદાનો જવા દે."

"જ-જ-જવા દેવું" પરીનનો ચહેરો આ બોલતાં જર્દ મારી ગયો; ધાસ્તીથી ગોયા તેનાં હોઠ ફડી જતા હતા. "જસી ડીયર તુંને-તુંને જવા દેઉં! જો તું-તું- મને છોડી જસે તો હું-હુ મરી જવશ!"

જસીએ તેનાં બંને હાથ પોતાનાં હાથમાં લઇ પોતાની છાતી સાથ દાબ્યા.

"વાહલી પરીન, તારે શું તું-તુ તુંબી મને ચાહેછ! તારી ને મારી નાચીઝ સ્થીતી વચ્ચે આસમાન જમીનનો ફરક છે તોબી-તોબી તું મને ચાહેછ? બોલ, ડીયર."

'હા, જસી વાહલા! તારીપર હું ફીદા છેઉં! તારા પ્યારે મને દીવાની કરી મુકીછ! તારીપર જાનનીસાર કરવામાં તુ વહાલાને વખાણવામાં મારી સરજત હોસે, કે ઘેલાપણું હોસે, પણ જસી ડીયર, હું તુંને ચાહુંછ. આપરી હાલતની ખબર છતાંબી હું તુંને જીગરોજાનથી ચાહુંછ. હું ધનનાં ઢગલાપર બેઠેલી હેવાથી તારા જેવા ગરીબ વચ્ચેનો તફાવત જાણી શું હું તુંને જવા દેતે એમ તેં ધાર્યું? નહી! તું મને ઓલખતો નથી! વાહલા! જેને હું ચાહું હું તેને હું મારો જાનબી સદકે કરી નાખું એવી હું ઉમેદભર છેઉં! તેવી પવીત્ર ફીદાગીરી, વચે સર્વોત્તમ સુખ વચે મોજ મારવા, લાખોની દોલતને બી હું ઠોકરે મારૂં, લવ."

'બેશોં, માઇ ડીયર, પણ-પણ તારા વાહલા પપાજી-તું તો તારી ને મારી વચ્ચેનાં તફાવતને કસી વજન નથી આપતી, પણ તારા ધનવાન અને આગેવાન પપાજી મારા જેવા ગરીબ, મુફલેશને તારા જેવી દીલકશ, મધુરીને પરણવા બાહલી કદી બી આપવાના નથીજ! એવા દોલત અને માન અને કીર્તીમાં મોજ મારતા આગેવાન શેઠયા પોતાનાંજ જેવી ઉંચી પંકતીનાં શેઠયાઓનાં વાંહલાંઓ સાથ સગાઇ બાંધવા તૈયાર થાય તો

પછી મારી 'ઓફર' મારી મુફલેસ સ્થીતીને મારાં ગરીબરાં ખાનદાનને લીધે ના પાડે એમ મને તો ચીંતા લાગેછ! ઓ! તો હું તારા વગર કેમ જીવસ, ડારલીંગ!'

"ધીરજ ધર! વાહલા, જસી" તે બાજટપરથી ઉઠતાં બોલી, અને જસીબી તેની સાથે ઉભો થયો, અને તેનાં હાથમાં હાથ ભેળવી તેને અધીરતાના તાપથી તપતો સાંભલતો ઉભો!

"જસી ડીયર, પપાજીને તેં બરાબર પીછાણ્યા નથી! એવણ મને એવા તો વાહલા છે કે મને ખુશી ને મને રાજી રાખવા એવણ બીચારા પોતાથી બનતું કરેછ એવા ભલા અને વાહલા છે! આપરે એકબીજાંને વફાદારીથી ચાહીએછ એમ એવણ જાણવા પામસે તો મારી વચ્ચે એવણ આવે એમ મને મુદલજ ખ્યાલ નથી થતો! મને સુખી જોવામાંજ પોતાની જીંદગીની મોજ મારતાં એવણ જીવેછ, તો પછી તારી 'ઓફર' એવણ ના તો નહીંજ પાડે!"

"તારી પકકી ખાત્રી છે ડીયર, કે મારી 'ઓફર' નાં નહીં પાડશે! પેહલે તો મારી આવી ગરીબ હાલતથીજ કમકમસે! બીજું તો મારા ગરીબ ખાનદાનથી સુગાસે ને—"

"તેવું મનમાં ના લાવ! ડીયર! એવણ—એવણ પોતે બી એક વરસ અગાઉ સાદીમાદી ને ગરીબ હાલતમાંજ હતા, તે એવણ કદી ભુલી જસે નહીંજ! તારી ગરીબીથી કશી બી નડતળ આપણી મોહબત વચ્ચે આવવાની નથીજ! તારા પ્યારમાં હું સુખી ને ખુશીજ રેહવસ ને સદાની તારીજ થવશ, વાહલા!"

જસીએ આ દીલકસ અને મનોહર રૂપસુંદરીને પોતાની ગોદમાં દાબી અને જીગરનાં જોસ સમેટ બોલ્યો! "વહાલી પરીન, આજથી હું તારી મોહબતમાં સુખીજ છેઉં! સુખમાં કે દુઃખમાં, મોહબતમાં કે આફતમાં, દુઃખનાં તોફાનમાં કે સુખની શાંતીમાં, સુખદુઃખની ભરતીમાં કે તેની ઓટમાં, હું નીરંતર, જેમ એક ઝાડ પર વેલો ગમે તેવાં તોફાન વચ્ચેબી મજબુતીથી વીંટાયલો રેહે, તેવીજ રીસમથી હું તુંને આ ધાંટીમાં પ્રાણ છે ત્યાં સુધી, તુંને—તુંને ને તુંનેજ, મારી દીલકશ, મોહબતવંતી મોહરદાર તરીકે ચાહવસ, ડારલીંગ!"

પરીન તેનાં જવાબમાં તેની ગોદમાં દબાઈ, અને સુખ કે દુઃખમાં તેનીજ મોહરદાર થઇ રેહવાનાં કસમોમાં તેની બાહલી અલી હોય તેની

ખાત્રી માટે પોતાનાં ગુલાબી રૂખસારપર મોહબતવંતુ સીલ કરવાની કશી અડચણ લીધી નહીં, અને અંધારૂં થવા આવેલું હોવાથી અકેકનાં ધણીધણીયાંણી તરીકે ભવીષ્યમાં રેહવાનાં સુખનાં સ્વપ્નાઓ જોતાંજ આ વાહલાંઓ જુદાં પડયાં!

સુખદુઃખનાં સાથી તરીકે થઈ રેહવાનાં પાક કસમ ખાતાં આ ભલી, પણ ભોલવાએલી અબળાએ પોતાનું સુખ તેનાં બદલામાં ગોયા વેચ્યું હતું, એવો નેહસ્ત ખતરો આ ભુલકણીને સહેજ પણ રવેશે થયો નહીં! સુખ-દુઃખના સાથી તરીકેનાં પવીત્ર કોલ આપ લે કરવા સાથ આ અભાગણી છોકરી સુખનાં સુખી તેજસ્વી તડકાં વચ્ચેથી નીકળી, સીહા વાદળાંના અંધકાર વચ્ચે દુઃખમાં સરબસર ગોદું ખાનાર હતી, એમ તેણીને કશો બી ઝાંખો ખ્યાલ થયો નહીં!

અને જસી વાહાડયા? તેનો હર્ખ તેનાં હૈયાંમાં માયો સમાયો નહીં! લખોની દોલતનાં દીલખુશ સ્વપ્નાઓજ તે જોવા પડયો અને પોતાની નધારેલી ફત્તેહ માટે તે લુચ્છો અને લોભી જુવાન ભવીષ્યમાં લખોપતી બનવાનાં લોભમાં તે કારતારની લાખોલાખ શુક્રગુજારી કરવા લાગ્યો!

---

## પ્રકરણ ૧૬ મું.

### હા કે ના?

જે અભાગ્યા દીવસથી નખરાંબાજ, અને ગણત્રીબાજ નાંજાં 'પરીન પેલેસ'માં આવી હતી, તે દીનથી ખાનબહાદુર સપલશાહની હાલત દયા ઉપજાવા જેવી થઈ પડી હતી! આ જઇફ પણ ભલા સખ્સને એક ક્ષણની પણ શાંતી ન હતી, અને ચોકકસ ભેદભરેલી ફીકર ચીંતામાં, નાશકારક બોજા તલે ગોયા દબાઈ-કચડાઈ ગયો હોય, એમ આ ડોસો બેબાખલો, ગંભીર ઉદાસ તેમજ કાયલી બની રહયો હતો. તે પોતાની આવી ધનાઢય સ્થીતી માટે હદબાહર અફસોસ કરતો મંનસે બબડતો હતો, કે જો તે અગાઉની ગરીબ પણ સાદી જીંદગીમાંજ આ વેળા હોતે, તો આ ભેદ ભરેલી લુચ્છી અબળા નાંજાં તેને ત્યાં આવી તેને ફીકર ચીંતાના દર્યાવમાં સરબસર ડુબાડી દેતે નહીંજ! પોતાની એકદમ માલેતુજાર હાલતને લગતી વીગત વાત જગઆશકારા થવાથીજ નાંજાને કાને તે વાત પડવાથી, પોતાની

મતલબ સાંધવા, પૈસાનાં નીચ લોભ અને લાભને ખાતર ચાલી ચલાવી છેક પંદર વરસે એકદમ દાબડામાંના ભુટ પીસાચ 'પરીન પેલેસ'માં ફુટી નીકળી હતી, અને જેવી તે તાજુબી ભરી રીતે આવી હતી તેવીજ તે પાછી જેમ બને એમ જલ્દી ત્યાંથી વંજે માપી જાય એમ સપલશાહ રાતદીસ ખરાં જીગરથી ઇચ્છતો હતો; મગર મુંઠીમાં આવેલી દોલતનું પુછડું કોઇનેબી છોડવા ગમે નહીંજ, તેજ મુજબ આ ધનવાન આગેવાન શેઠયાને પોતાનાં હાથમાં લઇ નીચવીને દોલતનો રસકસ કાઢી લેવામાં ચકચુર થયલી આ લુચ્ચી ગણત્રીબાજ અબળા આવી ચેહલ મેહલ વચ્ચેથી પાછી લાચારીનાં અંધકારમાં જઇ પડે એ બનવા જોગજ ન હતું. 'પરીન પેલેસ'માં તે બાંગર ઓરત વધુ દીવસ રહે તે સપલશાહના બાગમાં ઘણુંજ ખારની ભર્યું હોવાનો ભડકાવનારો ને દીલ ધુજાવનારો ખ્યાલ આ ડોસાને બરપા થવાથી, આ ભેદી અને બાંગર અબળાને કાંઇબી કરી ખસ્તી કરવાનો મનસુબો તે ડોસો કરવા લાગ્યો.

સહવારનો દીલખુશ વખત હતો! નાજાં એખલી બહાર ફરવા જવા માટે તૈયાર થઇ નીચે હૉલમાં ઉતરી, તેવીજ સપલશાહે ત્યાંજ તેને ડોબાવી અને એકદમ ગંભીર અને કરડા ચેહરાથી બોલ્યો! "નાજાં, હવે વધુ દીવસ આવા સેકજામાં હું રેહવા માંગતો નથીજ. મારે એકદમ કેહવું જોઇએ કે તારી હાજરી મારી જીંદગીની જોટ ગોયા ઝાંખી કરી નાખનારી થઇ પડીછ, ને ઇચ્છુંછ કે તું અહીંથી જેમ બને એમ જલદી ચાલી જાય! 'પરીન પેલેસ' તારે છોડી જવોજ પડશે!"

"ઓહો!" નાંજાં નખરાં કરતી ઢપે મોટેથી હસી અણકાથી બોલી, "મરેરે, સપલશાહ, વલી તમારો પાછો પીજન પાટલો શરૂ થયો! મારે 'પરીન પેલેસ' એકદમ છોડી જવો! વાહ, એવી કેવી રીતની પહરોણાગત કેહેવાય? હું કાંય અહીંથી જાઉં તેનો કાંઇ સબબ?"

"સબબ! તું એવો સવાલ પુછેછ કે કાંય છોડી જાઉં?" તે માતબર ડોસો મિજાજથી બોલ્યો.

"અલબત, છેક મુંબઇ વેરથી ધકેલાપછાડા ખાતી હું આવી તો જરારતી બે ચાર વરસ તો નહીં, પણ બે ચાર મહીનાં તો જરા રેહવા દેઓ! અરે ફીટરે! મારી મરજીમાં આવે ત્યાં લગીન આએ પેલેસમાં હું કાંય નહી રેહું વારૂં. હ?"

"કારણકે આ મેહલમાં મારી દીકરી સાથ એકજ છાપડાં હેઠળ એક મહીનો—એક દીવસ—અરે એક કલાકબી રેહવાને તું લાયકની નથી! નાંજાં

તારામાં અબળાનુ કોમલ જીગર હોતે, માયાનો ભંડાર તારા દીલમાં વસતો હોતે, એક સાલેસ અબળાની લાગણીજ જો તું ધરાવતી હોતે, તો મારી વાહલી પરીનનાં રસ્તા વચ્ચે તું કદીબી આવતે નહી."

"તે હું ફરીથી પુછુંછ કે કાંય તેનો સબબ?"

"મેં તુને એકવાર જવાબ આપ્યો–તું તેની સાથ વસવાને લાયકની ઓરત નથીજ–કોઇબી જુવાન છોકરી સાથ મીત્રાચારી પાડવા લાયકની તું મુદલજ નથી! તારી રીતીથી વેગળી આગલી જીંદગીની યાદ મને ઘણી છે સમજી. મને બધું ખબર છે."

"હા ખરેખર! મરેરે? સપલશાહ, તમારાં કાન કોઇએ ભંભેરેલા હોવાથીજ આગલી જીંદગી માટે તમે મને યાદ દેવડાવોછ? ઉલટું, મરે, મારી ભોલાઇમાં હુંજ મુઇ લુચ્છાંઓનાં ફાંદામાં ફસી પડી હેરાન થઇ, સમજયા કેની? મારી ગરીબ હાલતમાંજ હું મારૂં ગુજરાંન તે પછી કરતીતી, પણ તમે જીભરૂં એકાએક પૈસાવાલા થયા તેની હું ન્યુસમાં ખુશ વધાઇ વાંચી, મારો જીવ તમુને જોવા મલવા ટપુ–ટપુ થયો, કે મરે, ચાલ, હવે કાંઇ સારો દહારો જોવાની આસા છે ખરી, ને તેથીજ, મરે, હું મુઇ અહીં ધકેલા ખાતી આવી, તો શું એ ચાર દીવસમાં પાછી જવા કે? વાહરે વાહ! સપલશાહ! પંદર વરસપર તમારી પરીનને આટલી ચણા જેવી જોઇતી, ને હાલ નો તે હજારોનાં મગજ ફેરવે એવી તુમાખી ને ગરૂર છોકરી થઇ ગેઇચ!"

"નાંજાં, આ દુન્યામાં જો તું એને ચાહતી આવી હોતે તો તું ઘણીજ ભલી અબળા કહેવાતે, પણ તારા સીવાય કોઇને તું આ દુન્યામાં ચાહતી નથી સમજી કેની? તેવું સરજેલુંજ નથી!"

"તમારી તેમ ધારવામાં ભુલ છે, સપલશાહ, તમે મને ગમે તેવીબી ચીતારો તેનો મને ગુસ્સો નથી, પણ અહીંથી મારી મરજી ઉપ્રાંત ચાલી જવા કેહો તે બાબે મને વાંધો છે. 'પરીન પેલેસ'માં આવવાની મારી ખાસ મતલબ છે, ને ને પાર પડશે કે હું પછી જવું કે નહી જવું, તે જોઇ લેવસ, ત્યાં લગીન હું દગલું પણ હટનાર નથી."

"અને તે મતલબ?" અધીરાઇથી સપલશાહે પુછયું.

"મારા મનની એકજ મુરાદ છે, સપલશાહ! આટલાં આટલાં વરસો મેં ગરીબીમાં કાહર્યાં, તે જ્યારે સુનાં જેવી ટક મલીચ, તે હાથમાં પકરી

રાખવાની મારી ઉમેદ છે! હા! મને કેવું જરજોમનની ચેહલમેહેલ વચ્ચે આએ મેહલમાં રાજ કરતી રાણી તરીકે રેહવા ગમેછ! મારી મુરાદ પાર પાડવાનું તમારા હાથમાં છે! જોવ મારી ગમ જોવ! હું આગલ ઉતી તેનાં કરતાં તો વધુ સરસ ને ખેંચાંણકારક દેખાઉંચ તો પછી–પછી–આ મેહેલની, અને લખોની દોલતની હકદાર માલેક મને જો બનાવો તો મારી મતલબ પાર પડે! તમે કાંઈ ઘણા ઘરડા નથી, કે જેથી મારી સાથ પરંણવા માટે તમુને કાંઈ વાંધો હોય ?"

બાંગર નાજાંનાં છેલ્લા શબ્દોથી પોતાના પગ આગલ ટોપનો ગોળો ફુટયો હોય એવી કીસમથી સપલશાહ ચોંકી ઉછલ્યો! તેનાં ગુસ્સાનો પાર રહયો નહીં, તેનો ચેહરો જર્દ મારી ગયો, અને વીક્રાળ સીંહ માફક બરાડ મારી, નેણ ફેરવી બોલ્યો.

"એમ કદી નહીં બનશે! નાંજાં! તારા જેવી ચંડાલ ને લુચ્છી બૈરી સાથ ઘડડે ઘડપણ લગન કરી શું મારાં વરસ વેચું ? તારી મારી સાથ પણવાની એજ નીચ મતલબ, કે જેથી તું આ મેહલની માલેક થાય, તો મારી પરીનને તારે નામની અબીતરી છે, ને તારી સાથ વાત કરવા કે મલવા ભેટવા રાજી નથી તેનો બદલો લે, કે તેની પર વેર લે! નહીં! એ કદી નહીં બનશે! તારી નીચ મતલબમાં તું કદી પાર પડશે નહીં!"

"અરે ફીટરે! તારે તમે પણવા ના પાડોછ તે પેલો ભરમ ઉંઘાડો જોવા રાજી છેઓ?" તે ઠંડે કલેજે તે ડોસાજીને વધુ દબરાવતાં બોલી. "મરેરે, મને છે શું! મારા પર તો ભલાભલાઓ તે દહારની પાર્ટી વેલાએ ફીદા થયલા, પણ મેં કોઇને મચક નહીં આપ્યુંતુ ને—"

"એમ નહીં બનશે! મારો જીવ જાય તોબી નહીં બનશે! જો પાછી એવી વાત કરશે તો એક પલબી તુંને અહીં રેહવા દેવશ નહીંજ. પેલો ભરમ ફોરવાજ તું શું અહીં આવીછ એમજ હું સમજું કે?"

નાંજાંએ કાંઈ જવાબ આપ્યો નહીં, પણ બારીની બાહર જોઈ હસ્યા કીધી.

"બોલ! બોલી દે! વરસોનો ભરમ કેહવાજ તું આવીચ? તે દહારે રાતે પાર્ટી વેળાએ બાગમાં મારાં બત્રીજા જાંહાંગીર સાથ એખલીજ વાત કરતાં મેં જોયલી—તું શું તે મારો ભરમ તેને કેહવા માંગેચ? બોલ, નાજાં બોલી દે!"

" મરેરે! તારે જાહાંગીર સાથ મેં વાત કીધી તે તમુને ખબર છે કે?"

" પણ તારે-તારે-શું તેં એને બધો ભરમ કહી દીધો?" એમ બોલતાં તે માતબર ડોસાનો ચેહરો ગભરાટથી ફીકકો પડી ગયો.

" કહી દીધો? નહીં, એવી હું નાદાન ને હુલ્લવેલી નથી કે મારો ભરમ એક નાદાન ને ઉછાછળા છોકરા આગળ ફોરી દેઉં! મેં તો એ કેવો છે તેની પારખ કીધી, નેં તદનજ હરવાયો નાદાન લાગેછ! એનામાં દ્યા કે માયા જેવું દીસતુંજ નથી, ને આપ્યે આંગરને ફુરતીબાજ છોકરાની વચ્ચે કોઈ છોકરો કે છોકરી આવી તો તેનાં ભોગજ ફરી વળેલા જાણવા! મેં એ છોકરાને કશું કહયું નથી! મારાં મનની મુરાદ જો પાર પડે, આ મેહલની રાજ કરતી રાણી જો થવા નશીબવાન નિવડું, તો પછી મારો ભરમ મારા પેટમાં સચવાયલો રેહસે!" એમ બોલી તે હસતે મુખડે સપલશાહની છેક નજદીક આવી અને માયાથી મીઠું પણ મતલબી હસી મોહબતથી બોલી, " બોલોની સપલશાહ, મને ખાનબહાદુરની ધણયાણી થઈ રેહવા, મોજ-મજાહ કરવા કેવું ગમેછ જો! બોલોની, તમે મારી સાથ પણવા રાજી નહીં થાઓ?"

એકવાર ફરીથી સપલશાહનો ચહેરો તપી આવ્યો. અને ધીકકાર અને તીરસ્કારની નજરથી તે નાંજાને જોતો ઉભો.

---

## પ્રકરણ ૧૭ મું.

### બેઉ બાજુથી હડધુટ!

લુચ્ચી ગણત્રીબાજ અને બાંગર નાંજાં સપલશાહને પોતાની જાલમાં ફસાવવા માંગતી હતી, અને તેની મોહરદાર થઇ રેહવા સપલશાહને વીણવતી હતી, પણ આ ડોસો આવી બેહુદી વાતથી, તદનજ મુર્ખાઇભરી માંગણીથી, હદથી જ્યાદા એકવાર ફરીથી ગુસ્સે થયો, અને તીરસકારથી બોલી ઉઠયો:

" નાંજાં, આપ્યે છેલ્લી વખત કેહુંચ કે એમ નહીં બનશે! તારાં મનની નીચ ઉમેદ પાર પાડવાનાં કરતાં, હું મારી આપ્યે દોલતને તુચ્છકારથી ફેંકી દેઈ પાછો મુફલેસ બનવા તૈયાર છેઉં! તારા જેવી

અબળાને ઘડડે ઘડપણુ મોહરદાર બનાવી, આબરૂ અને હોરમંતને કલંક લગાડવાને બદલે લાખો લાખ કંગાલ મોતે મરવા તૈયાર છેઉં, સમજી! એ વાત કદી બનસે નહીંજ! આહા અફસોસ! જ્યારથી મને આએ નોહસ્ત વારસો મળ્યોચ ત્યારથી મારી જીંદગી હું દુઃખમાં કારૂંછ! પરીનં પેલેસ'માં આવ્યા પછી મારી સ્થીતા છતે પૈસે કંગાલ થઈ ગઈછિ—જેની ફીકર હું રાત દીસ કરતો'તો તેજ સાંમે આવી ઉભીચ! હું જાણુતો'તોજ કે જો તું જીવતી રેહવા પામી હોસે તો મને લાઇલાજ કરવા તું આવવાનીજ ને આયંદે તેમજ બન્યુંછ! ખુદા! જરદાર બનવાને બદલે હું એક લાચાર બેચારે ને કંગાલજ રહયો હોતે તો બેહતરજ થતે!" થોડીક પળ ડોબી તે ડોસો લગાર જનુનથી ટપી આવી પાછું બોલ્યો:

"બસ તું અહીંથી એકદમ જા! મારી પરીનના રસ્તા વચ્ચેથી તું દુર થા. મને ઉઘાડો પાર ના—તેને બી ઉઘાડી પાર ના—એની જીંદગીનો નાશ ના કર! એ મારી પરીને હું એવી તો કીસમથી હેત કરૂંછ કે તેવુંજ હેત ઘણા થોડા બાપો પોતાની દીકરીપર કરતા હોશે. બસ તું અહીંથી એકદમ જા! તારો ભરમ છુપો રાખવા તું જેબી માંગે તે આપવા હું તૈયાર છેઉં—કબુલ છેઉં, પણ ખોદા ખાતર—મારે ખાતર—અરે પરીનને ખાતર, તું અહીંથી પાછી ચાલી જા."

"ઠીક, જ્યારે તમે મને ધકેલા મારી કારવાજ બેઠાચ તો હું જવશ. પણ જવા અગાઉ મને ઓછામાં ઓછા વીસ હજાર રૂપ્યા મલવા જોઇયે! જે પછી હું પરીનનાં લગનની માત્ર આઠેક દીવસ અગાઉ ખુશીથી આ મેહેલ છોડી ચાલી જવસ! હવે તો કાંઇ બીજું?"

"એટલે? પરીનનાં લગન? હજી તો એને સત્તર વરસ, ને લગન શું ને વાત શું?"

"તમે એ નાદાન પોરીને ઓલખી ચુકા નથી, સપલશાહ! એ છોકરીપર અત્યારથી તરબર્યાં મરાયચ! લેવોની એની સાલગરીહને દહારેજ એના પીત્રાઇ થતા જાંહાંગીરે એને હાથની માગણી કીધી ને પછી—પછી—" અને હયાં તે પેટ પકડી હસવા લાગી.

"ને શું એને હા કહયું કે?" ઉંચે દમે સપલશાહે સવાલ કીધો.

"નહીં! બે વચે ખુબ સળગ્યું ને માય જેવી હુલવેલી ને તુમાખી દુકતીએ જાંહાંગીરને લુચ્ચો, ચોટટો, વાંદરો વાગેરે વાગેરે બોલી હડધુત કીધો, ને તેની માંગણી ધીકકાર સાથ નો પાડી! એનાં મનમાં તો કોઈ

બીજોજ બુખરી બારસ, ને કરકાબાલુસ છે, સમજ્યાજી, ને તેજ સબબથી પોતાના પીત્રાંઇને હડધુટ કીધો."

"ખોદા! એટલી બધી મારી પરીન ઉંડા પાણીમા ફરીછ?"

"હા! મોરનાં ઇંડાં ચીતરવા પડે નહીંજ! ઓરતનો ભરમ જાણવાને મર્દો તદનજ અસકત થઈ પડે છે, સમજ્યા! પણ એ છોકરી આજકાલ તમુને બધી વીટકવાત કહેવાની તો ખરીઃ તારે હવે જારે તમે મને કાહડવાજ ઓહાંય તો પછી પરીનનાં લગન નક્કી થશે, તેની એક અઠવાડયું અગાઉ તમારી પાસથી વીસ હજાર રોકરા લઈ હું 'પરીન પેલેસ' છોડી જવસ તાં લગીન તો નહીંજ જવાની! જો તમુને મારે નામની અભીતરી હોય, મને અહીંથી જલદીથી ખરતી કરવા માગતા હોવ તો એ છોકરીનાં લગનની ગોઠવણ કરી દેઓ કે પછી તમુનેબી કરાર મલે, ને હુંબી મારી મનની ઉમેદ પાર પડવાનાં સબબે અહીંથી જાઉ; ને મારો ભરમ હમેશનો મારી છાતીમાં છુપોજ રેહસે; તે પછી હું અહીં પગબી મુકશ નહીં, એટલું યાદ રાખજો! આહ!" હયાં તે લુચ્ચીએ એક નિશ્વાસ નાખ્યો. "પરીન પેલેસ'માં રાજકરતી રાણી થઈ રહેવાની મારી મુરાદ તો મારા જીગરમાંજ મરણ પામેચ! ખેર! ઓ–પણ સાંમેથી તમારી પરીનજ હસતી હસતી આપરી તરફ આવેચ; એટલે વાત અહીંજ પડતી મુકચે! મેં કહયુંચ તે યાદ રાખજો, સપલશાહ! ઓહ! દીકરી પરીન, કાંહથી આવી? ફરવા ગેઈતી કે, પણ બધી લાલ-લાલ થઇ ગઇચ! શું રસ્તામાં દોરીતી કે શું? આવ, એક ચાંપીને કોટી તો કર, દીકરી."

પરીન મલકાએલે ચેહરે અંદર આવી અને નખરાંબાજ નાંજાએ પરીનને કેવી મોહબતથી ચાહાતી હોય એવા ઢોંગથી મીઠું મીઠું બોલી તેને પોતાની ગોદમાં દાબવા સાંમી તેની લગોલગ જઈ પરીનનાં હાથ પોતાનાંમાં પકડવાની પ્રયત્ન કીધી, પણ પરીને હાથ ઝુંટાવી કાંઇક અણગમા અને કચવાટ સાથ, તેને કોટી કરવાને બદલે, તેનેથી દુર થઈ પોતાનાં બાપ આગળ જઇ ઉભી બોલી.

"નાંજાંમાય, મને એમ કોટી કરવાની મોટી સુગ છે! નાંજાંમાય, તમે કાંઈ મનમાં માઠું ના લેતાં, પણ હું તો જે ખરૂ હોય તેજ કેહવાની" અને જાણે નાંજા ત્યાં હોયજ નહીં એવી રીતે તેની તરફ પીઠ કરી તે પોતાનાં બાપ સાથ વાતે વળગી.

અને નાંજા? આ ચણા જેવડી દુકતીએ હડહડતું અપમાન કીધેલું હોવાથી તે જીગરનાં ઉંડાણથી વીક્રાળ બની રહી, મગર લોહીનો ઘોટ ગળી

બાહરથી શાંત દેખાવાની, તથા પોતાનો ગુસ્સો છુપાવવાની કોશેશ કરતાં બોલી. "વારૂ, ચાલ નહીં તો નહીં! તું તો મારી દીકરી જેવી લાગે! પરીન!"

પરીન કાંઈ બી બોલી શકી નહી, પરંતુ નાંજાંને તાજુબીથી પગથી ને માથાં વેર નીહાલતી ઉભી.

નાંજાં બાહાર જવા તૈયાર થયલી હોવાથી તેઓ તરફ ડોકાંનો લ્હેકો કરી ત્યાંથી બહાર પડી અને સપલશાહ બોલ્યો, "દીકરી, તારે આએ નાંજામાય સાથ એમ કરવું જોઇતું'તું નહીં! ગમે તે પણ—"

"પપા ડીયર, મને માફ કરજો, પણ મને એવણને જોઇને કાંઈ જબરી અબીતરી થાયછ, અને મને તો કાઈ જાણે કેટલાં વરસનો એવણ પર અણગમો હોય એવીજ બેદરકાર લાગણી થાયચ! મને તો એવણ સાથ વાત કરવાબી ગમતી નહીં; કોણ જાણે શું હોશે?"

સપલશાહ આનો કાંઇબી જવાબ વાળી શકયો નહીં!

"દીકરા, તું આજે ઘણી લેટ આવવાથી, મેં નાસ્તો ખાઇ લીધોચ વાસ્તે તારો નાસ્તો ખાઇને મારા ઓરડામાં આવ હું ત્યાં તારી રાહ જોતો બેઠેલો છૌં! મારે તારી સાથ કાંઇ વાત કરવીછ" એટલું બોલતો આ ડોસો વિચારવંત ધપે ચાલી ગયો, અને "ઠીક છે પપા ડીયર," આટલું બોલી હરણીની ચપલતાથી પરીન 'ડાઇનીંગ રૂમ'માં ગઇ.

નાંજાંનાં મનમાં તરેહવાર વિચારો ઘોળાતા હતા! પરીને ખાખસુસ તેને ધીકકારી કોટી કીધી ન હતી, તે માટે આ લુચ્ચી બબાળાને ઘણીજ ઝાંઝ ચઢી, અને ચાલતી ચાલતી બબડવા પડી, "રાંડ, તારી માયબી એવીજ મગરૂર ઉતી, ને તેને મારૂં નખોદ વાર્યું પણ તેનો નતીજો બરાબર તેને જોયો, તેમ આ બી તદનજ માયની કોપી છે! શું એનો મરડાટ ને તુમાખ? રાંડ અકરાએછ કાંય? જરા ઠોબ! પછી જો કે હું કેવો તારો મરડાટ મોરૂંછ ને તુમાખ તોરૂંછ! રાંડ, તું જો કે પછી મગરૂરીનો બદલો કેવો મલશે તે?" અને દાંત પીસતી ને ધીમે કદમે બાગનાં એકાંતમાં ગમગીન વિચારો કરતાં આગલ વધી!

---

# પ્રકરણ ૧૮ મું.

"અરે નાદાન, અરે બે ધ્યાન,
જરા તું માન, જરા તું માન."

"પપાને કાંઈ ખબર પડીછ કે શું?" પરીન નાસ્તો ખાતાં બબડી "પેલા જાંહાંગીર સાથની મારાં વરસની રાતની ત્રણપાંચની ખબર થઈછ કે શું? એવણ વાત કરવા બોલાવેછ તો કાંઈબી હોવું જોઈએ! મારા જસીને વાસ્તે તો કાંઈ માલમ નહીં પડયું હોય? એવણ શું જવાબ દેશે? હા કેહસે કે નાં કેહસે? જે હોય તે?" તે એટલી તો અધીરી અને ઉતાવલી બની કે પુરો પાધરો નાસ્તોબી ખાધા વગર ઉઠી અને ઝડપી કદમે પોતાનાં પપાનાં ઓરડામાં ચીંતાતુર ચેહરે જઈ ઉભી!

એકબી શબ્દ બોલ્યા વીનાં તેનો બાપ ઉઠયો અને પોતાની ખુરસીની સાંમે પરીનને માટે ખુરશી તાણી તેની ઉપર બેસવા તેણે ઇસારતથી કહયું! તેનો ચેહેરો જર્દ મારી ગયો હતો! તે ગમગીન, ઉદાસ અને કાયલી દીસતો હતો! આવાં તેનાં ગમગીન ચેહરાથી પરીન હદથી જયાદા ચોંકી અને મનમાં વિચાર કરવા લાગી. "પપા એવા કેવા થઈ ગીયા! શું જસીની ઓફ્ર એવણને નહીં ગમશે? એની ગરીબાઈનો સવાલ ઉભો કરસે ત્યારે? પણ એમ તો એવણબી વરસ અગાઉ ગરીબ ઉતા, તે શું વીસરી જસે કે? મને દુ:ખી જોવાનાં કરતાં તો એવણ મારી કોઈબી મરજી સાચવસે!"

આંખ ફફડાવી પાછી ઉઘાડયે તેટલા ટુંક વખતમાં આ ભોલી છોકરીનાં મનમાં વીજળી વેગે અનેક વિચારો પસાર થવા લાગ્યા.

"પરીન" ગંભીર ચેહરે તેનો બાપ એકદમ બોલી ઉઠયો, જેથી તે પોતાના વિચારમાંથી ચોંકી, "પરીન, જાંહાંગીરે તારી સાલગરેહની રાતે તારે હાથની માંગણી કીધીતી વારું?

"જાંહાંગીર? હા, પપા—તે કેહતાં હું તો વીસરી ગેઈતી જો, મરે!"

"હા! તેં એને ના નહી પાડયું એમ પુછવા વગર ચાલસે! પરીન!"

"નહી, પપા! મેં જાંહાંગીરની ઓફ્ર સદંતર પેહલી તેમજ છેલ્લીવાર હંમેશની ના પાડીચ! મારી સાથ એ હરવાયાએ એવી જીકકર કરી મને

એની તો ઉસ્કેરી, કે મને મીજાજ ખોહયા વગર ચાલ્યું નહીં, ને મારાથી એને ઘણા અપમાનભર્યાં શબ્દો બોલાઈ ગીયા; પપા, જો કે તેમ બોલવા માટે પાછલથી દલગીર થઇ મેં એની માફ માંગી'તી." આ ભલી છોડી તમામજ સાચો એકરાર કરવા લાગી. "પપા, તમે જાણોછ કે હું કેવી આકરી ભુત છેઉં, ને ઘડીની વચમાં હુ ભલાં ભલાંને મને જે ખરૂં દેખાય તેજ બોલીને ઉભી રેહઉં, તેમજ એને કોઇને વાસ્તે મને ઉસ્કેરી તથી મેંબી એને ડીંગણો, વાંદરો, લુચ્ચો વગેરે કહી બહુ અપમાન કીધું."

"પરીન પરીન! તેં ઘણી નાદાની કીધીચ! જાંહાંગીર એક એવા ખાનદાનનો છે, કે તે કોઇનુંબી અપમાન સાંખી શકે નહીં! તારૂં અપમાન એ કાંઈ વીસરી કે ખમી જવાનો નથીજ? તું એનાં તાબામાં જો આવી પડી તો પછી—"

"એના તાબામાં? એટલે? પપા ડીયર? સાને વાસ્તે એનાં જેવા ઇડિયતનાં તાબામાં આવી પડું? એને મને કોઈ બીજાને વાસ્તે ઇનસલ્ટ કીધું ને—"

"કોઇ બીજો? હં? એટલે"

"કોઈ મારા–મારા એક ફ્રેંડને—" આટલું બોલતાં પરીન ઓસકથી તમામ લાલ થંઇ ગઇ.

"ફ્રેનડ? હરીફ? જાંહાંગીરનો મુદઈ હરીફ? ખરૂં કેની? તે કોણ? ત્યારે તુંને તે રાતે બીજાનીબી 'ઓફ્ર' થઇતી એમ લાગેચ, ખરૂં કે?"

પરીન કાંઈ બોલી શકી નહીં, પણ એ સકથી લાલ થઈ જતા રૂખસારોથી વાંકી વળી તે પોતાનાં ચીતલ સાથ રમત કરતી ઉભી. "બોલ, પરીન! ખુલાસો કર! તુંને હું થોડા દીવસ પર તો તદનજ નાદાન ગણતો'તો ને આજે તો તારી પુઠે બબે ઉમેદવાર? બોલ! તે બીજો કોણ છે કે જેને લીધે તેં જાંહાંગીરની ઓફ્ર નામંજુર કીધી! બોલી દે દીકરી!"

પરીનનો ચેહરો એકાએક ચીંતાથી જર્દ મારી ગયો. તેની છાટી ધાસ્તીથી ધડકધડક થવા લાગી, અને જેમ તેમ હીંમત એકઠી કરી બોલી. "પપા–પપાજી, ગુસ્સે ના થતા–તે–તે બીચારો ગરીબ છે, તેથી તેનો કાંઈ કસુર નથી–પણ–પણ–મને એ ઘણો ગમ્યો, ગમ્યો અને ગમ્યો મેં એને વખાણ્યો ને ચાહયો! પપા–પપાજી–તમારી પરી સાથ વરસો વેર ગુસ્સે નહીં થયલા તો આ વખતેબી ખુદા ખાતર ના થતા!"

" પુરીન," આ ડોસો ઠંડાવી નાખનારા સાહદથી ઇસ્સામાં બોલ્યો. "તે કોણ તેનું નામ નીસાન કહયા અગાઉ તેને વાસ્તે તું આવો દીખાઓ મારી આગળ કહી સંભળાવેચ! તે કોણ છે, પરીન, મને તે કહી દે!"

તે પોતાની ખુરસી ઉપરથી ઉઠી સપલશાહની નજદીક ગેઈ અને પોતાનાં બંને હાથો તેની આસપાસ વીંટાળી પોતાનાં હેતવંતા પીતાનાં ખભાંપર માથું છુપાવી પોતાનો ગભરાટ દાબતી ધ્રુજતા હોઠોથી જેમ તેમ બોલી.

"મપા-તે-તે-પપા-જો પપા-મારીપર ગુસ્સે ના થતા-પણ તે-તો-જસી વાહડયા છે!"

સપલશાહે અનેક જરદાર અને આગેવાન ખાનદાનનાં જુવાનોને તે વેળા યાદ કીધા પણ જસી વાહડયાને તો તે જઇફ ડોસાએ યાદ કીધોજ નહતો! ગોયા જસીની યાદ તેનાં ભેજાંમાંથી સાબુત ભુલાઇ ગેઈ હતી, અને પરીનને મોંઢેથી તેનું નામ સાંભળી, જાણે કે પોતાનાં પગ આગળ દારૂગોળો એકદમ ફુટયો હોય એવી અદાથી એકદમ ચોંકી-પોતાની ખુરસી પરથી ઉછળી પરીનની સામે ટગર-ટગર જોતો તાજુબીથી ઉભો રહયો.

"કોણ! પેલો-પેલો જસી વાહડયા! પેલો તે દહાડે પાર્ટીમાં પોતાનાં સુંદર હલકે ગીતો ગાયાં, ને વજાડયું તે છોકરો? આએ ફુરતીબાજ છોકરા પર તું—"

"પપા ડીયર, તમે એ જસી વાહડયાને વાસ્તે આવા તુચ્છકારથી બોલોચ તે મારી છાતી રૂંધાઈ જાયછ! 'ફુરતીબાજ' ને 'પેલો' કરીને કાંય તમે અણકાથી કેહોચ? પપાજી-તમે તેને બરાબર પીછાણુતા નથી-તે ગરીબ છે એ વાત ખરી. આપરી ધનવાન સ્થીતીને સરોબરીઓ નથી એ સાચું-પણ ગરીબાઈ તે કાંઈ ગુનાહ નથી-ગરીબાઇમાં પાપ કે નામોશી નથી, પપા ડીયર!"

"દીકરી! હું તો તારે મોંઢેથી કોઈ બીજા જરદાર, માલેતુજાર જુવાનનુંજ નામ સાંભળવા માગતો'તો; તારી આસપાસ તારો પડયો બોલ ઉંચકી લેવા અનેક ધનવાન જુવાનો ફરતા ફરેચ, તેઓને પડતા મુકી એક તમામજ અજાણ્યા છોકરા વાસ્તે, અને તે બી વળી કરકાબાલુસ ગરીબ પોર્યા માટે ઉમેદ બાંધી બેઠીચ એ તારી નાદાની માટે મારે શું ખ્યાલ કરવો વારૂ? છોકરી-છોકરી તેં મને તદનજ નાસીપાસ ને નારાજ કીધોચ! તેં એવી પસંદગી કીધીચ કે એક દાનેશમંદ ને દાહી છોકરી તેવી પસંદગી કદી કરે નહીં!" સપલશાહે લાંબી સરદ હાય મારી અને બાજુની ખુરશી ઉપર બેસી પોતાનાં બંને હાથો આંખ પર ઢાંકયા.

"પપાજી! મારી પર એમ ખફા કાંય થાઓચ? જુઓ! મારૂં સાંભળો! એ જસી ગરીબ છે, પણ સાલેસ અને ભલો છે, અને મારી પર એવો ફીદા છે કે એ મને જરૂરજ સુખી કરસે! પપા! આપરા જાંહાંગીર કરતાં તો હજાર દરજ્જે બેહતર ને સરસ છે!"

"દીકરી! તું નાદાન છે—અજ્ઞાન છે—બે ધ્યાન છે! જાંહાંગીર જેવા તારા પીત્રાઈ માટે તારાં જીગરમાં ઉમેદ બાંધી હોતે, તો હું ઘણો ખુશી થતે, કાંય જે ઘેરનો પૈસો ઘેરમાંજ સચવાતે! અહીં તો જુદોજ રંગ છે, દીકરી, ને તેની મને ઘણીજ ફકર અને ચીંતા બરપા થાયછ! તું નાદાન છે! આ દુન્યાનાં રંગઢંગથી તું તદનજ અંજાણ છે; તારી નાદાનીનો લાભ લેઈનેજ આ ફુરટીબાજ, ગણત્રીબાજ, ગરીબ ને અંજાણ ગવૈયા જેવા પોર્યાએ તુંને તદનજ હુલકાવી મુકી તારૂં મગજ ફેરવી મુકયુંછ!"

"પપા તમે એમ ના બોલો" અને હયાં આ અભાગણી છોકરી દચકાં ખાવા પડી "પપાજી—જે જસી મને એવી તો વફાદારીની ફીદાગીરીથી ચાહેછ કે—"

"પરીન! પરીન! આજને કાલ વફાદારી ને ફીદાગીરી આજનાં ઉછાછલા, ફાંકડા, અને પૈસાનાં લોભી—લાલચુ પોર્યાઓનાં જીગરનાં ઉંડાણમાં જેટલી રેહતી નથી, તેટલી તે લોકની બદકાર લુચ્ચી ને પાપી ચશ્મમાંજ સમાયલી રેહેછ, તેનો તુંને ખ્યાલ નથી! આ દુન્યાં પૈસાની લાલચુ છે! મધપર માખ ભમે તેમ આ ફુરતીબાજ છોકરો આ લાખોની દોલતથી અંજાઇ તારી આસપાસ જાળ બીછાવી બેઠોછ. તે વફાદારીનું ડોળ ઘાલે છે તેનો તુંને ખ્યાલ નથીજ! તે તુંને ચાહતો નહીં હોસે તેટલો તો આએ લખોની દોલતને ચાહતો હોસે, સમજી! આએ પૈસાનાં પુજારી પોર્યાઓ કોઇ બી ઠેકાણે બેસુમાર ધનનાં ઢગલાથી અંજાઈ લલચાઇને, મધપર માખ ભમે એવી રીતે ધનવાન આગેવાન થવાનાં સુખી સ્વપ્નાંઓ જોતા, પોતાનો નીચ લોભ સાચવવા માત્ર મતલબનેજ ખાતર ભોળી ભલી અને જરદાર માલેતુજાર છોકરીઓને પોતાના છલકપટ ભર્યાં છટકામાં સપડાવવા જીગરનાં ખરાં જોસથી ચાહવાનું, ફીદાગીરીને વફાદારી દેખાડવાનું ખોટું ડોળ ઘાલેચ, તેવીજ તેવીજ કીસમથી તારી જરદાર હાલત જોઇ, આ ચેહલમેહલને મોજ મજાહથી અંજાઈ લોભાઇ, આ લોભી ને ગરીબ છોકરો દલ્લાનાં જીવપર તુંને ચાહવાનું ખાલી ડોલ ઘાલી પૈસાને ચાહતો નથી, તેની સાબેતી શું છે? ધાર, કે ન કરે ખોદાય, ને કાલે તારી હાલત

મુફ્લેસ ને લાચાર બને તો તેવીજ મુફ્લેસીની મુસીબતમાં બી આ છોકરો પૈસાનાં લોભ વગર તુને જીગરનાં જોસથી ચાહસે એમ તું માનેછ ?"

"પપા ? તેને જરની તો કશી તુંભા નથી ? દોલતની તેને પરવાહ નથી, ને ગમે તેવી મુફ્લેસીમાં, કે ગમે તેવાં દુખમાંબી સાચી શીદાગીરીથી ઓસતવાર ઉભો રેહી મને ચાહસે એમ એને ખાત્રીથી કહયુંચ." પરીન જોસ સમેટ બોલી.

"દીકરી, આ દુન્યાનાં છલકપટથી અને પૈસાનાં લોભથી થતી લુચ્ચાઇથી તું તદનજ અંજાણુ–અજ્ઞાન ને નાદાન છે ! દીકરી ! તું કોઇબી રીતનાં ફંદામાં ફસી ન પડે તે જોવાની મારી ફરજ છે. સંસારમાં તું સેહજ પણ અંશે દુ:ખી ન થાય એમ બંદોબસ્ત કરવાની મારી ફરજ છે. આવા પૈસાનાં લગન કદીબી સુખી નીવડતાં નથી, એટલું યાદ રાખજે. તારી ભોલાઇ ને સાદાઇથી એક નીર્દોષ હરણીની અદાથી એનાં જેવા લુચ્છા લોભીની બીછાવેલી જાલમાં તું અંજાણુ નાદાન ફસીચ, તો તેમાંથી હજી બી પાછી હઠ–હજીબી નજર ઉઘાર–નહીં તો યાદ રાખજે–મારા બોલને યાદ કરજે, કે આવાં પૈસાનાં પ્યારનાં લગન કદીબી સુખી નિવડવાનાં નથીજ ! પૈસાનો પ્યાર હંમેંશ ખુવાર ને પાયામાલ કરેછ. હજી બી સમજ, ને જસીને બદલે જાંહાંગીર સાથ વિચાર કર. તેને શું છે ?–"

"પપાજી, મારો જીવ જસે તો જાંહાંગીર સાથ તો પણવાની નહીંજ. જ્યાં મારૂં મન લાગેલું હોય, જ્યાં મારૂં જીગર અર્પણુ થયલું હોય, ત્યાંજ ભવીષ્યની પાળ જો નહીં બંધાય તો કુંવારી રેહવામાંજ હું ફાયદો સમજશ ! પપા, જોવ ! તમે ધારોછ--તમારી દાનેશમંદી નજરે ચીતારોચ તેવો એ નથી–મારો જસી પૈસાની કશીબી દરકાર કરતો નથી ! એકબારગી હું પૈસાવાલી નહીં હોતે–ને એનાં જેવીજ ગરીબ હોતે તોબી એ મને એવીજ ફીસમથી જાનફેસાન કરતે. પપા તમે દરેક રીતે મારી મરજી સાચવોચ તો આ મારી મરજી સાચવો–મારૂં જીગર ના ભાંગી નાંખો ! હું એનાં વગર જીવસજ નહીં ! પપા ! મારાં સુખને ખાતર તમે બસ મારી મરજી સાચવો ! જો, પપા ! એનાં વગર હું ઘડી ભરબી જીવસ નહીં–પપા–મને બસ તમારી બાહલી આપો, ને જસી તમારી બાહલી પુછવા આવે તો હા કેહજો, પપા ! એની ગરીબાઇને લીધે તમે સુગાઈ કાંઈ અપમાન કરતા ના."

"સાને વાસ્તે? ગરીબાઇમાં કાંઈ પાપ નથીજ! હું પોતે બી એક વાર એવીજ હાલતમાં ઉતો, પરીન, પણ ગરીબાઇ સાથે સાલેસાઈ ને સચાઈ હોય તો ગરીબાઇનો શું મુજાહકો છે! એ ગરીબ છે તેની મને સુગ નથી, પણ એ ફુરતીબાજ છે; એ પૈસાપર મધ માફક ભમેલો છે, તેથી મને ધીકકાર છે! તુંને સંસારનાં સર્વોત્તમ સુખમાં સુખી કરે એવો જો સાલેસ; ભલો ભોલો જુવાન ગમે તેવોબી ગરીબ ને મુફલેસ હોય, તો તેવા ભલાને મારો જમાઈ બનાવવામાં મને કશી હરકત નથી; પણ જસી જેવા લોભી લાલચુ સાથ તારી સગાઈ સાંધવા પહેલાં મને તારાં ભવીષ્યનો વિચાર કરવો જોઇએ! દીકરી!"

"પપાજી! પપા" પરીન સપલશાહનાં ખભાંપર માંથું મુકી રડી દેતાં કરગરીને બોલી! "તમે ઘણું ઘાતકી બોલોચ! જો પપા! એનાં વગર હું મરી જવાની જો! જો, પપા! આજે હમણાં એ તમારી આગલ આવે ત્યારે મારે ખાતર એને 'ઇનિસલ્ટ' કરતા નાં! જો-પપા! એનાં વગર હું જીવવાની નહીં! જો, પપાજી, બસ મારી ઉમેદ પાર પાડો! જો, વળી!" હયાં તે રડતી ચક્ષમેએ પપાને પતાવવા પડી.

"દીકરી! તારી બોંહસ આગલ હું તદનજ લાચાર છેઉં! સંસારની પાળ બાંધવા એક બાપ પોતાની દીકરીનાં સુખનો ખ્યાલ પેહેલો કરેછ, તેથીજ હું બી તારાં સુખને ખાતર એટલી જીકકર કરૂંછ! પણ ખેર! તારી બોંહસ આગળ મારૂં કાંઇ વળતું નથી. આજવેર તારી મરજી દરેક રીતે સાચવીચ ને તુંને બહુ લાડને વહાલ વચ્ચે ઉછેરીચ, તો પછી આ તારી મરજી ને મુરાદની વચ્ચે હું આવવા હવે માંગતો નથી! દીકરી! પણ એટલું યાદ રાખજે કે તારી મરજી સાથ હું મલતો થતો નથીજ! ભવીષમાં કાંઈ બી બુરૂં પરીણામ બને તો મને બદનામ કરતી નાં, પરીન—તારી મરજીથી તેં જેવાં સુખની ઉમેદ ચાહી હોય તેમાં તુંને હાર ખાવી પડે તો પરીન, મારો વાંક કાહરતી નાં! જા! જાંબી હોય ત્યાં તું સુખી રેહે! બાપનું કહયું ન માનતાં હુજ્જત ને મમતથી તારો બોલ પાર પડાવેછ તો ખેર! પાછલથી પસ્તાતી નાં!"

"પપા, હવે હું કેવી ખુશી થઇ!" અને હર્ખમાં આવી પરીને પોતાના જઈફ પીતાનાં કરચલી વલેલાં કપાળપર મોહબતનું સીલ કીધું. "પપાજી, તમે મને આજે ખરેખર ખુસી કીધીછ! પપા, મારો જસી હમણાં તમારી આગળ આવસે તો ખોદાયને ખાતર તમે કાંઈ અપમાન કરતા નાં—જો એને હા કહી ખુશીજ કરજો. પપા, એનાં વગર હું કદી જીવશ નહીં જો"

આ પછી નોકરે જસી વાહડયા આવવાની ખબર કીધી, અને સપલશાહે જસીને નીચે હોલમાં બેસાડવા નોકરને હુકમ કીધો.

"પપા, પપા—હું માલપર મારા રૂમમાં જાઉંચ, પણ યાદ રાખજો હં!"

"ઠીક, તું જા સુખેથી" અને પરીન સપલશાહને મોહબતથી ભેટી ત્યાંથી હર્ખથી ઉછાળા મારતાં જીગરથી ઝડપથી ચાલી ગઈ!

---

## પ્રકરણ ૧૯ મું.

### જમાઈ કે જમ?

પરીનનાં ત્યાંથી જવા કેડે આ જઈફ પણ દુખી બાપે નાચારીનો એક લાંબો નીશ્વાસ ફેંકયો. પેલી મકકરખોર અને મતલબી નાંજાંની પોતાનાં બંગલામાં આંમદ પછી આ ડોસો ચોકકસ જાતની છુપી ચીંતાની ચેહમાં બલતો જતો હતો, તેવામાં જસી વાહડયા જેવા કડકા બાલુસ અને મુફલેસ જુવાન સાથેની પરણવાની પોતાની ભોલી બેટીની જીદદ અને મમતથી તે હતો તે કરતાં વધુ કાયર અને રંજીદા થયો.

"બર્યા એ પૈસા ને બરી એ જીંદગી." તે સર્દ હાય મારી બબડવા લાગો. "આગે લખોની દોલતનો હું ધણી થયો નહીં હોતે, તો આજે હું તદનજ સુખી આદમી હોતે પણ આએ દોલત મને શ્રાપ માફક થઈ પડીછ! બુરાં પરીણામ નીપજે તે અગાઉ ખુદા મને દુઃખ ખમવાની હીંમત બક્ષે! એક વિચાર થાયછ કે મન મકકમ રાખી બધું સાચ્ચે સાચ્ચું કહી દેઉં! પણ નહી; મારી તેમ કહી દેવાની હીંમતજ થતી નથી. મારો ભરમ જો ખોલીને કેહુંછ, તો તેથી એ લગભગ જીવતી છતાં મુએલી જેવી બની જાયચ; છતે પૈસે ભીખારી બની જાયચ! એકજ ફટકામાં એ સુખ, પૈસા, દોલત ને મનની મુરાદ બધું ખોહી બેસી, લાચાર નીરાધાર બની જાય. જો તેમ થવા પામે તો મારે અભાગ્યાને હાથે નહીં થાય એવું ઇચ્છુંછ. ખુદા આએ દુઃખ ખમવાની મને શકતી બક્ષે!" અને ભારી પગળે આ ડોસો જસીને મલવા નીચે હોલમાં ગયો.

"સાહેબ મેહરબાન મી૦ સપલશાહ." સપલશાહનાં અંદર આવવાથી જસી ઉઠયો ને વાંકો વળી નમીને હસીને બોલી ઉઠયો! "આપ સાહેબનાં મુબારક દરશન જોઇ તમારો ખાકસાર ગોલામ ઘણોએઓજ ખુશી છે."

"હં! હં! બેસો શેઠ, બેસો" સપલશાહ આ ફુરતીબાજ પોર્યાને પગથી તે માથા વેર ટીકતો બોલ્યો "આએ મુલાકાતનો કાંઇ સબબ?"

"ઘણાંઆંઆંજ અગતનાં ને પ્રાઇવેટ કામને ખાતરજ આપ સાહેબની ખાસ મુલાકાત લેવી પડેછ, તે દરગુજર કરસોજી! આપ સાહેબ જો ઉતાવલમાં હોવ તો હું ટુંકમાંજ સમજાવી દેવસ! સાહેબ, ગઈ કાલે સાંજે તમારી ભલી સાલેસ બેટીના હાથની માંગણી કરવાનું માન મને તમારા ગોલામને મલ્યું હતું, અને તે ઓફર મંજુર થવાનું મોટું સુખ મને હાંસલ થયું હતું. તમારી દીકરીનો હાથ મારા હાથમાં લેઇ સંસારનાં સર્વોત્તમ સુખનો લાહવો ચખાડવા આએ સેવક સદા ઓસ્તવાર ને ખડો રેહશે! માત્ર આપ સાહેબની મંજુર્યાત પર હમારો જીવ ટીંગાઈ રહેલો છે. તમારી બેટી જેમ મારી પર જાનેનીસાર કરેછ, તેમજ હું પણ પવીત્ર પ્યારની પીદાગીરીથી એને જીગરનાં ખરા જોસથી ચાહુંછ—સાહેબ, પ્યાર કશોબી મુફલેસીકે તાલેવંતનો તફાવત જોતો નથી. મોહબત ગરીબાઇ ને ધનવાન સ્થીતીનો ફરક જોવા થોબતી નથીજ, તેમજ મુજ મીસકીન સાથ આપણી આગેવાન, ધનવાન પરીન પોતાની રાજી રજામંદીથી એક થવા તૈયાર થઇછ, તો તમારી બાહાલીની આર્જુ ધરાવતો હું અત્રે આવેલો, હજારો ઉમેદભરજ પાછો હરખથીજ પ્રફુલીત થઈ અહીંથી ફરશ એમજ હું ઇચ્છુંછ."

આ ફુરતીબાજનાં મીઠા મીઠા અને નાટકી બોલોથી સપલશાહ તો તેનું પાકવવા મોટેથી થોડીક પળ પેટ પકડી હસ્યાજ કીધો! જસીનું તો તો આથી ઘણુંજ પાકી ગયું, અને તેને એવી તો ચીડ ચઢી કે આ ધનવાન ડોસાને બદલે જો કોઈ રૂટો-ખુંટો ભલતો તેને અપમાન કરનારી હદ સુધીની ઠઠામશકેરી કરતે, તો ત્યાંજ તેનો ટોટો પીસતે એવો તે અંદરથી ઉશકેરાઈ ગયો હતો, મગર લોહીનો ગોટ ગળી માત્ર એટલુંજ ગંભીરાઇથી બોલ્યો.

"સાહેબ! તમે-તમે—"

"મી૦ જસી વાહડયા" સપલશાહ તેને બોલતાં અટકાવી હસતાં હસતાં બોલ્યો. "મારી કાંઇ હસવાની ખાસ મતલબ નહીં ઉતી, પણ તમારી આવી અલંકારીક ભાષાથી હું ગોયા દંગ થઈ ગયો! જાણે

તમે નાટકમાં પાર્ટ ભજવી બતાવતા હોવ તેમ બોલ્યા! તમને આવી ફુરતીથી બોલવાની ટેવ લાંબાં વખતની હોશે, ને તેવું મીઠું મીઠું પીરસવાથી તો બીચારાં ભોલાંઓ બહુજ અંજાઈ જાય ને-"

"મી૦ સપલશાહ! તમે-તમે મને જો ખાસ 'ઇનસલ્ટ' કરવાજ બેઠા હોય તો-તો—"

"જરા ધીરા પડો. એટલા આકરાં નાં થાઓ" આ ડોસાએ તરારો કીધો. તેનો હસતો ચહેરો ગંભીર બની રહયો. "આવા નાટકી મીઠા મીઠા શબ્દો બાજુ મુકી આપરે કામ લઇએ, કાંકે મને બહુ ઉતાવલ છે, મી૦ વાહડયા! તમે મારી દીકરીનાં હાથની માંગણી કરવાજ ખાસ અંહીં આવ્યાચ?"

"હા સાહેબ! તમારી દીકરીએ મારી 'ઓફર' ઘણુંાજ વહાલ સાથ કબુલ રાખીછ ને પરીનેજ મને અત્રે આવવા તથા આપ પાસથી બાહલી લેવા અરજ કીધી હતી."

"ઠીક, ને તમારી સાથ ઓલખાંણ થયાને મારી પરીનને માત્ર મહીનોબી નહીં થયો હોશે, ખરૂં કેની? મારી દીકરી માત્ર સતર વરસની ને દુન્યાનાં લોભ-લાલચથી, ને છલ-કપટથી તમાખ અજ્ઞાન ને નાદાન છે-પ્યારનો શું અનુભવ છે, તેનો એ કકોબી શીખી નથી, તોબી તમારી સાથ એ જાનફેશાની કરેછ! તમે જુવાન છેઓ, જુવાન અબળાનું ભેજું ફેરવી નાખે એવી હદ સુધીનો ખુબસુરત ચેહરો છે, ને તેવોજ સુંદર કંઠબી છે-હવે મને સમજાવો કે એ ઉપ્રાંત તમારામાં બીજાં કીયા ગુણ છે કે જેથી તમારી તરફેણમાં તમારી માંગણી આવી શકે મી૦ વાહડયા? હું તમુંને ઓલખતો નથી, તમારી ફેમીલી માટે કશી પીછાણ નથી, ને અહીં અલાહબાદમાં તમે તદનજ પારકા છેઓ! મારી દીકરીની જીંદગી સુધીની ભવાબ્યની પાળ બાંધવીચ તો તે સાંમે મારે આંખ બંધ કરવી જોઇએ નહી."

"સાહેબ, હું ગરીબ છેઉં પણ સાલેસ ને ભલો છેઉં! બેશક તમારા જેવી આગેવાન સ્થીતી હું ધરાવતો નથી, તોબી હું મારી સાદાઇમાં તદનજ આંએ તમે જોવોછ તેવો ભોલો અને ભલો છેઉં. યાદ રાખજો, કે એક જરદાર માલેતુજાર જુવાનને તમારી બેટીનો ભરથાર બનાવવાથી જેટલુ સુખ તે ભોગવી શકે, તેનાં કરતાં હજારો દરજ્જે બેહતર, સર્વો-તમ સુખ તમારો ખાકસાર સેવક દેખાડશે, સાહેબ."

"ઠીક, તમારી ગરીબી સ્થીતી માટે મને કોઈ પ્રકારનો વાંધો નથી. ગરીબાઇ એ કાંઈ પાપ નથીજ, પણ બધાંજ ગરીબો કાંઇ ભલાં ને પ્રમા-

ણીક હોતાં નથીજ; ને તેવાં ગરીબ પણ અપ્રમાણીક ને લુચ્ચાઓ માટે મને ઘણો ધીક્કાર છે! મી० વાહડયા, તમારે વાસ્તે મારો શું વિચાર છે તે સાદી ભાષામાં તમે સમજવા ઇચ્છોચ?"

"બેશક, તમે મુરબ્બી જે વિચારો દરશાવશો તે હું સાંભલવા તૈયાર છેઉં!"

"ત્યાર તો મારે સામે સાચું કહી દેવું જોઇએ, કે તમે એક જબરા ફુરતીબાજ ને ધરપચ્યા છેઓ, ને લાંબાં લાંબાં ને મીઠાં મીઠાં ભાષણથીજ મારી ભોલી છોકરીને તમે આંજી નાખીછ! તમારા જેવા ગણત્રીબાજ અને મધપર માંખ ભમે એમ પૈસાપર ભમનરા છોકરા સાથ મારી દીકરીને પરણેલી જોવાનાં કરતાં–કરતાં તો–તેને–તેને મુએલી જોવા ઇચ્છુંછ!"

જસીને આ હીણપસ્તી ભરી હડધુત તમામજ લાઇલાજ કરવાને પુરતી હતી! પોતાનાં મોઢાંપર આવા તાણાજાણીભર્યાં અપમાનના શબ્દો બોલવાથી જસીનું જુવાન લોહી તદનજ ઉકલી આવ્યું, પણ પોતાનો ગુસ્સો તામોશ કરી ઉઠતાં બોલ્યો, "ઠેંકયુ ખાનબહાદુર સપલશાહ! તમારી લાગણી માટે બહુ આભાર થયો! તારે હવે મારે એમજ સમજવું કે તમે તમારી દીકરીનો હાથ આપવા સાફ નાં પાડોછ, જો કે તેને તો જીવે જાગે તાંહાં સુધી મારીને મારીજ થઇ રહેવાનાં પવીત્ર કસમ લીધાચ! તારે તો સાહેબજી! મારૂં હવે કામ નથીજ. એટલું યાદ રાખજો, મી० સપલશાહ, કે ડાંગે માર્યાં પાણી જુદાં પડવાનાં નથીજ. જુવાન જીગરોને તમે ચીરીને જુદાં પાડવાની કોશેશ કરશો, તેમ તે વધુ ને વધુ દબાયલાં ને ચીવત રહેશે! ચાલો સાહેબજી."

"ઉભો રહે, દીકરા, મને લાઇલાજ કરી નાખવાની તારી ફુરતી સારી છે! ઠીક, જારે મારી દીકરી છતી આંખે અપંગ બની ગેઇછ, જારે તારી ફુસલવણીથી ને તારી સીપલાટભરી ઢોંગી વર્તણુકથી એ અંજાઇ ગેઇછ, તો ખેર–મારાથી ના પાડી એનું સુખ એ ચાહેછ તેવું લુટવા માંગતો નથી! મારા હા કહેવા પછી એ સુખી થવાને બદલે દુ:ખી થાયછ કે કેમ તે૦ એક પુરતો પશ્ચાતાપ એ નાદાનને અજ્ઞાન છોકરીને થશે. સારૂં! પરીનને મેં હદથી જયાદા લાડમાં ઉછેરીછ, ને મેં એનો આજ લગીન એક બોલબી ના પાડયો નથી, તો આ જીંદગી સુધીનાં સુખની બાહલીમાં ના પાડી હું દુ:ખી કરવા ઇચ્છતો નથી! માબાપનાં કહયા પ્રમાણે જો દીકરીઓ નહીંજ ચાલે તો ભવીષમાં બેશક પસતાયા વગર રેહેજ નહીં! મારૂં શું જાયછ! હું તો એને દુ:ખનાં ડુંગરો તળે દબાઈ જતી બંચાવવા ઘણું ઇચ્છુંછ પણ એજ સુખ વેચવા બેઠીચ તો પછી હવે મારૂં

કાંઇ ચાલતું નથી–ખેર! એ જો તુંનેજ પણવા માંગેચ તો હું ના પાડતો નથી–એનાં જીગરની માનીતી મુરાદોની વચે, મેં ફાંચર મારી એમ એ નહીં બોલે, તેથીજ હું બોહસ કરતો નથી–જસી! જા, એનાં હાથની માગણી તુંને મારી તદ્દનજ ના મરજીથી આપુંછ–મારી દીકરીની બોહસ પર લાચાર બની હું તારી 'ઓફર' મંજુર રાખુંછ! પૈસાનાં નીચ લોભ વગર સાચી જાનફેશાનીથીજ નીષકપટથીજ મારી દીકરીને તું પણવા માંગતો હોય, તો ખુદ તે કીરતારનાં આશીષ તારીપર ઉતરજો, અને જો આ મારી લાખોની દોલતથી અંજાઈ લોભાઈ, એકદમ જરદાર બનવાનાં સ્વપ્નામાં તું મારી દીકરીને ખાલી ચાહવાનું ડોળ ઘાલી તેને ઠગી નાંખી, માત્ર નીચ મતલબને ખાતરજ જો તું તેને પરણવા માંગતો હોય, તો, યાદ રાખજે, લોભી છોકરા, કે મારી દીકરીને ફંદામાં ફસાવવા, ભવીષમાં દુઃખી કરવા તથા પશ્ચતાપમાં નાખવાનાં બદલામાં જેમાં મારો કેહર ને શ્રાપ, તારીપર ઉતરે તેઆં દાદર દાવરનો શ્રાપ બી તારીપર તોફાન માફક વરસજો! જા, મારે બીજું કાંઇજ કેહવું નથી!"

"ઠેંકયુ સર!" જસી હસતાં નમીને બોલ્યો "જેવી અદાથી હું તમારી દીકરીને ભવીષમાં વર્તું, તેવીજ રીતે તે કીરતાર મારી સાથ વર્તે! ચાલો સાહેબ મેહરબાન!" અને તે ફુરતીઆજ પોર્યો મનમાં મલકાતો ત્યાંથી બહાર પડયો!

સપલશાહ બોલતાં હાંરી ગયો હતો અને જસીના જવા પછી તુરતજ ખુરસી ઉપર બેસી ગયો. આ ભવીષનો જમાઈ ભવીષમાં તેનો જમ થઈ પડનાર હતો, એમ આ જઇફ ડોસાને કસીબી આગાહી થઇ નહીં!

---

## પ્રકરણ ૨૦ મું.

### એક જીદ્દી છોકરી.

આયંદે આ ભોલી છોકરી પોતાની હુજ્જતથી પોતાની ઉમેદમાં પાર પડી ખરી! બધાંની ઉપરવારી થઈ દરેકના ના મરજી છતાંબી આ એક બોલની જીદ્દી છોકરી જસી વકાડયા સાથ સ્વાદીનાં ગાંઠથી જોડાવા અધીરી અને આકલી બની રહી, અને તેની જીદ્દ અને મમત આગળ આ જઇફ

ડોસો તદનજ લાઈલાજ અને લાચાર બની રહયો અને પોતાની નામરજી છતાંબી પરીનની મરજી અને મનની મુરાદ સાચવવા જસી સાથ તેની સગાઈ સાંધી! બેશક, જસીની ચાલચલણ માટે ખાનગી રીતે તેનાં મીત્ર-મંડળમાં આ ડોસાએ ઘણી તેહકીક કીધી, મગર તે કરાંચીનો રહીશ હતો અને ગરીબ માબાપનાં આશરા હેઠળ ઉધરેલો હાલ બન્ને માત-પીતાનાં મોહબતવંતા સાહયા હેઠળ અલગ થયલો એકલો પણ સાલેસ જુવાન હતો! તેના માબાપ કોણ અને કેવાં હતાં, અને તેની ખાનગી વર્તણુક કેવા પ્રકારની હતી, તે આ ડોસાને કોઇ પણ પ્રકારે ખબર થઈ નહીં, કાંકે માત્ર થોડાજ વખતનો તે ધંધાને અર્થે અલાહબાદ આવેલો હોવાથી તેના મોજીલા સ્વભાવથી અને તેનાં સુંદર દીલપઝીર હલકથી લોકમતમાં તેને માટે સારો છાપ બેસી ચુકયો હતો, અને એવા અંજાણ સાથ પરીનને સ્યાદીના ગાંઠથી એક કરવાની સપલશાહની મરજી જરાબી ન હતી! તેને તો આજ લગીન એવોજ ખતરો ખ્યાલ કે વસાવસો તેનાં અધીરાં અને હવેરાં-બાહવરાં મનમાં ઉતપન્ન થતો આવ્યો હતો કે જસી વહાડયો તેની લખોની દોલત પર અંજાઈ લોભાઇ સાહેબી કરતા શેઠયા તરીકે થઈ રેહવાના સુખી સ્વપ્નાઓનાં લોભમાંજ તે કુરતીબાજે આ ભોળી અને દુન્યાનાં લોભ લાલચ અને છળ-કપટથી તદનજ અંજાણ અજ્ઞાન છોકરીને ગોયા ભમાવી-ફસાવી ગાંડી બનાવી મેલી હતી!

અને જાહાંગીરજી તેની ટુંક ગેરહાજરીમાં પરીન ફાવી ગઈ હતી, અને પોતાના બાપને સમજાવવા જીત મેળવી હતી, અને તેના મુદદઇ હરીફ જસીની જીત થવાથી તેની સર્યામ હાર થવાથી તે હદથી જ્યાદા નાસીપાસ, નારાજ અને નાઉમેદ બની ગયો! જેટલી તેને પરીનની કદર કે કાલજી ના હતી, તેટલી તેની દોલત માટે તેને વધુ કાલજી હતી, અને જેટલા રવેશે તે પરીનને ચાહતો હતો, તેથી લાખો દરજજે બેહતર તો આ બદમાસ દગાબાજ જુવાન તેની લાખોની દોલતને ચાહતો હતો! પરીન મનોહર અને દીલજીત ન હતે, એક બાગી તે કોઇબી પ્રકારની કુદરતની ખામીથી ભરેલી હોતે, તોબી માત્ર પૈસાનાં નીચ લોભને ખાતરજ તે પરીનને પણ્યા વગર હરગેજ રેહતે નહીં, એવી તેની ચશ્મ માત્ર લાખોની દોલતપરજ ટંકાએલી હતી, અને તેનું બેવફા જીગરબી તેજ દોલત પર ટીંગાએલું હતું, અને જ્યારે મુંબાઇથી આવતાંને વાર પરીન સાથની જસી વાહડયાની ખુશ-તેને મનસે નિશંસ્ય નાખુશ-વધામણી સાંભળી ત્યારે પોતાનાં હાથ-માંથી ગયલો લુમકો જસીને હાથ જવાથી તે વીશેષ હયરાન, પરેશાન અને

પરેશાન બની રહયો ! તે જો તે વેલા અલાહબાદમાંજ હોતે, તો પરીને રડી તતરીને પોતાનાં ભોલા પીતાને ભમાવી જસી સાથ લગન કરી આપવાની કબુલાત કીધી, તો તેમ કરતાં તે જરૂરજ અટકાવતે. તથા જસી વાહડયો પોતેબી ચાલીચલાવીને સપલશાહની બાહલી પુછવા આવ્યો હતો, તો તેમ કરતાં આ અદેખો અને લુચ્ચો પોર્યો જરૂરજ અટકાવતે, મગર તેની થોડા દીનની ગેરહાજરીમાં જે બનાવો બની ગયા તે માટે તે હવે બેહદ નાસીપાસ અને નામુરાદ થયો ! તે અલાહબાદ પાછો ફર્યો ત્યારે બીમાર થયો હતો; અને ગાડીમાં 'ચીલ' લાગવાનું બહાણું સપલશાહ આગળ કાઢયું હતું. તે ઉદાસ, ગમગીન અને કાયલી બની ગયો હતો, અને મુંબઈ જઈ આવ્યા પછી, તેનામાં અજબ તરેહનો ફેરફાર થયલો જોઈ સપલશાહબી તાજુબીથી તેને જોવા પડયો; મગર તેને ગાડીમાં સખ્ત 'ચીલ' લાગવાને લીધેજ તે એટલી હદ સુધીનો બીમાર થયો હતો, એમજ આ લુચ્ચાએ તે જઈફ ડોસાને જણાવ્યું. પરીનબી તેની ઓચીંતી માંદગીથી તાજુબ થઇ તેની આગલ તેને પુછવા આવી હતી, જે વેળા જાહાંગીરનાં જીગરમાં અદેખાઇનો ધગધગતો આતશ એવો તો જોશ સમેત બળતો હતો, કે પરીનની જસી સાથની સગાઈ માટે તેને પોતાનો અભીપ્રાય આપ્યા વિના ચાલ્યુંજ નહીં.

"પરીન, વહાલી પરીન" નાસીપાસ ચ્હેરે તે ગભીરાઇથી બોલ્યો. "મારાં બીઝનેસને લીધે મારી અત્રેથી ટુંક ગેરહાજરીનો લાભ લઇ તેં કાકાજીને સમજાવી જસી સાથ પણવાની બાહલી મેલવી તેથી હું બહુ નાઉમેદ ને નારાજ થયોછ !"

"જા બા, તું એમ બોલેછ તે મને જરા ગમતું નથી, જાંહાંગીર ! જાંહાં મારૂં દીલ લાગું, તાંહાં મેં ભીીશની પાળ બાંધી તેથી તું ખુશી થઇ 'કોનગ્રેચ્યુલેટ' કરવાને બદલે દલગીર છે ! જાંહાંગીર !"

"દલગીર નહીં થાઉં ! તેં એક એવું ઉછાળનું ને આકલું પગલું ભર્યુંછ, કે તેથી મારાં સુખનુ સદંતર સત્યાનાશ વલી જવા સાથ મારાં મનની દરેકે દરેક મુરાદ મરણ પામીછ, અને જે ગુલાબને મારી ઉમેદ ને મુરાદથી ખીલેલી છાટીપર લટકાવી સુખી થવાનાં ખુશ સ્વપ્પના જોતો હતો તેજ ગુલાબ એક લુચ્ચો, ફુરતીબાજ 'સકાઉન્ડ્રલશ' જીતી જાય તો તેને માટે હું દલગીર કાંય નહી થાઉં ? યાદ રાખજે પરીન, કે તારાં આ ઉતાવલાં પગલાંથી ધીરેથી પસ્તાસે !"

"જાંહાંગીર ! તું મારા જસી વાસતે આવા તાણાજાણી ભર્યા બોલ બોલેછ તે હું હવે વધુ વાર સાંખશ નહીં. યાદ રાખજે ! મને તાર

કશીબી તુંબા નથી ઉઠરો તું તો મારા પપાને પૈસે અહીંજ મોજ મારેછ. ને જો મારી વીરૂધ લાગણી એવીજ હોસે તો અહીં રહેવા સખ્ત વાંધો ઉઠાવી મારા પપાને કહીને તુંને—"

"બાહર કરાવસે એમજ કેની?" પરીનને બોલતી અટકાવી તે જનુનમાં બોલી ઉઠયો. "ભોલી છોકરી, મને તારી ઘણી દયા લાગેચ! તું એક એવા બદમાસ દગાબાજનાં હાથમાં ફસી પડીચ, કે જો લુચ્ચો લોભી માત્ર તુંને નથી ચાહતો ઃટલો તારા પૈસાને ચાહેછ! યાદ રાખજે કે એકવાર એનાં હાથમાં પૈસા આવ્યા કે પછી તુંને બી જાંખીને જોશે નહીં, એવો આ ફુરતીબાજ, ફરેબી, રાસકલ પોર્યો છે! તારી છતી આંખે તું અપંગ બની તારાં સુખનું સત્યાનાશ વાલેચ, ને મારા જેવાનાં પ્યારમાં મને ઠોકરે મારી, એક નાચીઝ ગવૈયા જેવા પોર્યાને, એક ભુખરીબારસ, કરકાબાલુસ બદમાસ, 'સકાઉનડ્રલ' સાથ પણવાની છે, તો યાદ રાખજે પરીન, ઉતાવલેથી પરણી ધીરજથી પસ્તાવો કરવો પડશે."

પરીનને ઘણુંજ ચટકો લાગ્યો તે ગુસ્સાથી લાલ ચણોટી જેવી થઈ ગઈ, અને મીજાજમાં બોલી. "જાંહાંગીર, મને અદેખાઇના આવેશમાં મારા જસી વાસ્તે આવું જુઠું બોલેછ, તો હું બી તો ખરી કે તેની હકદાર મોહરદાર થવા પછી આ પરીન પેલેસમાંથી તુંને સદાનો ખરતો કરૂં! લુચ્ચા, નીચ, મારા જીવની હું ધણીઆણી છું, ને મારે ગમસે તે કરશ તેમાં તારે વચ્ચે આવવાનું કશું કારણ નથીજ! યાદ રાખજે કે તું તારી અદેખાઈમાંજ બરી જલી જશે!"

અને એમ બોલી તે ગુસ્સામાંજ ઓરડો છોડી જતી રહી! આહ! ભોલી છોકરી! તે જેટલી ભોલી ને ભલી હતી, તેટલીજ આકલી ને ઉતાવલી હતી!

---

## પ્રકરણ ૨૧ મું.

### બાપ બેટીની જીક્કર.

આ ભોલી છોકરી જ્યારે લુચ્છી અને બાંગર નાંજાં સાથ એતેફાક એખલી પડી ત્યારે નાંજાંએ પરીનને તપાસવા તેની મુરાદને લગતી વાત

કીધી, અને તેનાં ભરમમાં તાણા મારવાથી પરીન નાંજાં સાથ બી ઘણી ગુસ્સે થઈ ગઈ.

"દીકરી, પરીન, પેલા પારકા છોકરા જસી સાથની તારી સગાઈની ખુશ ખબરથી હું ખુશી તો છેૐ, પણ-પણ-એવો તે શું તેં દીઠો લઇ મખ્ખઇ મોહરો શોધી કાર્યો? એનાં કરતાં બીજાં ઘણા પૈસાવાલા જુવાનો તુંને જીતી જવા ફાંફાં મારતા'તા, ને તેં બધાને નાસીપાસ કરી આ છોકરાપર લોભાઈ તે મને તો મરે ઘણુંઉંઉંઉંજ અજબ-અજબ લાગેચ, કે સા પર આવા મખ્ખઇ મોહરાપર તું મોહી પરી?"

"નાંજાંમાય," પરીને મીજાજથી ને તોચ્છડાઇથી જવાબ વાલ્યો, "મારો જીવ છે ને હું મારે ગમે તે કરૂં તેની વચ્ચે બોલવાની તમુને કોઇબી પ્રકારની સન્તા નથી. હું છેઉં ને મારો જીવ છે; મારો જીવ જીવાસે તેમ હું કરવાની."

"હારે માય, જીભરૂં! હું કાં ના કેહુંછ જો! પણ મરે, તારા જાંહાંગીરને શું ઉતુ જે એને પસંદ કરવાને બદલે પારકાને ધણી કરવા નીકલી જે? મરે, એ બી મજેનો, કહયાસરનો ને ભણેલો છે, ને એની સાથ ગોઠવાતે તો ઘરનો પૈસો ઘેરમેલેચ સચવાતે! જસી કરતાં મને એ વધારે પસંદ આવતે, ને હું ઘણી ખુશી થતે જો, દીકરી."

નાંજાંનેબી જસીને નામની અબીતરી હોવાથી પરીન ઘણી ગુસ્સે થઈ. અને જાંહાંગીરની તે તારીફ કરતી હોવાથી તે મીજાજ ખોઇ દઈ બોલી. "નાંજાંમાય, મારા જસી આગમ જાંહાંગીર કુચ્છ બીસાદમાં નથી! કાં જહવેર ને કાં પત્થર! મારા જસીની તો જુતીને બી નહીં પુગે એવો જાંહાંગીર છે! તમે બી જાંહાંગીરની 'બીફ' હાથમાં ધરી મારી સાંમે લરવા આયાંછ, પણ તમારૂં કાંઈ વળવાનું નથી સમજ્યાં! પરણુસ તો જસીનેજ પરણુસ નહીં તો કુંવારી રેહવામાં હું મોટી મોજ સમજશ," અને નાંજાંને દંગ કરી નાખી પરીન રોંહસાભેર નાંજાં આગળથી ચાલી ગઇ,

"ઓ લેરે! શું રાંડનો મટકો છે?" નાંજાં તાજ્જુબીથી મનમાં બબડી. "નરી રાંડ માય જેવી હુજત ને આકરી છે! ઠીક-ઠીક! રાંડ તું કાં મનમાં પરણેછ ને મનમાં અદરાયચ? એ પાણીએ કેમ વાલ ચરવાનાં?"

નાંજાંનાં તાણાટપલાથી આ ભોલી છોકરી ઘણીજ ફફડી, અને નાંજાંની રૂબરૂ પોતાનો ટેક અને મીજાજ દેખડાવી ઠસ્સાબાજ ત્યાંથી ચાલી ગેઈ, અને સપલશાહ આગળ જઈ પહોંચી.

આ જઈફ ડોસો માંથે હાથ દઈ અફસોસમાં બેઠો હતો, અને પરીનનાં ગુસ્સામાંજ અંદર આવવાથી તાજુબીથી પરીનનું કોડું ટીકવા પડયો.

'પપા ડીયર, આ તમારાં ઓળખાણનાં સગાં નાંજાંમાયને અહીં 'પેલેસ'માં રાખ્યાંચ, પણ મને તો જરા બી ગમતાં નથી જો! આહ! હું તો જે ખરૂં હોય તે બરબર કહી દેઉં! એવણ મને ધીકકારતાં હોય એમ લાગેચ, ને મને બી એવણની ઘણી અબીતરી છે! મેં તો એવણને જોયાં ને જોયાંજ મારાં દીલમાં કાંઈ અબીતરી ને અણગમો બરપા થયો! પપા, આ એ ભેદી ઓરત કોણ છે? મારાથી છુપાવો નાં."

"દીકરા! તું નાંજાંમાય સાથ જે ચાલ ચલાવેછ તે મને પસંદ નથી! એક અબળા તરીકે તો માયા મેહરબાનીથી તેવણ સાથ વરતવું જોઇયે! તે દીવસ પછી બીજે દીવસે તુંને કોટી કરવા આમાંને સેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો ત્યારે તારે આટલું બધું અસભ્યતાથી તારે ન વરતવું જોઇયે, દીકરા."

"નહીં પપા! મને તો કાંઇ એવનને જોઇને ધીકકાર છુટેછ-કાકે મારી ખાનગી હીલચાલો તપાસેચ તો તપાસેચ, પણ સાથે નછાજતી રીતે મારી વીરૂધ અણકા તણકા ને ચવઇ ચેષ્ટા કરેછ તે મને પસંદ નથી. પપા! એવણની આંખજ એવી સાંપનાં જેવી ઝકઝક થાયછ કે મને જોઇને કાંઈ અજબ ફીકર થાયછ! પપા, ખરૂં કેહો તો તમે એ-એ-નાંજાં માયાના તાબામાં હોવ એમ લાગેછ!"

"હું-હું એના તાબામાં? તારી ભુલ છે! એવણને વાસતે તેં વિચાર્યા વગર માત્ર ભુલભરેલો ખ્યાલ બાંધયોચ! હું સાને વાસતે તાબામાં હોઉં! જરા ધીરજ ધર! તારા લગન-લગનની અગાઉ તો એવણ જસેજ પણ તેટલો વખતબી તારે લાએકીથી વરતવું જોઇયે દીકરા!"

"તમારે ખાતર એવી નાગણ જેવી આંખવાલી ઓરત સાથ મારી મરજી વીરૂધ સાને વાસતે મારે તાબેદારી બનાવવી જોઇયે? મારો બર્યો એક ખવાસજ છે કે એક માણસને પહેલી નજરે જોતાંજ જો મારાં મનમાં તેને વાસતે સારી લાગણી બરપા થાય તો હું તેને વાસતે મારો જાનબી સદકે કરૂં, તેમ બીજી તરફ એક માણસને જોતાંજ મને અબીતરી ભરાય તો મરતાં તુલીક હું તેવાંને ધીકકાર્યા વગર રેહું નહીં! નાંજાંમાય તરફ તેવણને જોતાંજ મને અણગમો છુટોચ એટલે હવે તેવણ તરફ માનબરી રીતે હું જુદી રીતે કેમ વરતું? પણ, મને ખરૂં કેહો! એવણ કાંઈ મારાં મમાજીને

લગતો ભરમ જાણેછ? મારાં મમાજીને વાસતે એવો તે શું ભરમ છે તે એવણુ જાણેછ?"

"તારી માયનો ભરમ? છટ! છટ! પરીન!" વાત ઉડાવતી ધપે તે ડોસો બોલ્યો.

"પપા, મને તમે અંધારામાં કોઇબી વાતથી રાખતા નાં, પણ જે હોય તે કહી દેજો! મને એવા ભરમ છુપાવા સામે અણગમો છે જો! એવણનાં અંહી આવ્યા પછી તમે બીહતા હોવ, ને એવણ તરફ તમે અણગમો બતાવતા હોવ એમ લાગેચ! નાંજાંમાય પાસ કાંઇ ભરમ હોસે ને તે રખે કહી દે તેની ધાસ્તીથી પપા તમે એવા થયાચ એમ તમારા ચહેરાપરથી લાગેચ! શું મારાં મમાજીને વાસતે કાંઇ ભરમ છે? આવી એક અબળાને આ એ ઘેરમાં સગી તરીકે રાખીને સહતા જીવને સંતાપમાં નાં નાંખો, પપા, ને મારૂં માનો તો એવણને જવા કેહો. મારા જસીને વાસ્તેબી એવણુ બોલ્યાં તેથી મારો જીવ ઘણો ઉસ્કેરાઈ આયો તો."

"દીકરી, એટલી ઉસ્કેરાઈ ના જા! જરા ધીરજ રાખ! નાંજાંમાયનો એવો ખવાસ છે, બીજું કાંઈ નહીં—ને તોબી-તોબી તારાં લગન ટાંકણે તો અહીંથી જશેજ! સમજી!"

પરીન કાંઈ બોલી નહીં, પણ પોતાનાં મનનું સમાધાન કરવા ત્યાંથી ચાલી ગેઈ, અને બહાર બાગમાં ફરવા લાગી.

---

## પ્રકરણ ૨૨ મું.

### જબલગ સાસ, તબલગ આસ.

ગરીબ બીચારો જાંહાંગીર!

નવલખીની નાંજાંએ પરીન સાથ તેને સ્યાદીના ગાંઠથી એક કરી આપવાની ખાસ કબુલાત અને આશા આપી હતી તેની આશામાંજ આ છોકરો ધીરજ પકડી બેઠો હતો, મગર પરીનની સગાઈ જસી સાથ સંધાવાથી તેણે નાંજાંની કબુલાતને લગતી સર્વે આશાઓ છોડી! તે તમામ

નીરાશ થયો હતો. નાંજાંએ માત્ર ખોટી લભાસથી આ છોકરાને ખાલી વાહી તેને મુર્ખ બનાવ્યો હતો, એમજ તે ધારવા લાગ્યો. અલ્લાહબાદ આવ્યા પછી જ્યારે નાંજાં તેને બાગનાં એકાંતમાં એક દીવસે એતેફાક મલી ત્યારે નાંજાંએ તેને કેવો ઠગ્યો હતો તે ધુખરાએલે ચહેરે તેને કહી પોતાનો મનનો ઊભરો તે ભુચ્ચી અબળા રૂબરૂ ખાલી કીધો જેથી નાંજાં બેઅખત્યાર હસવા ને મશ્કરી કરવા પડી.

"નાંજાંમાય! તમે મને ખોટી આશાઓ આપી, ને આય દે મને મુર્ખ બનાવ્યોછ! મારૂં ને પરીનનું સંધાય એ તદનજ હવે નહીં બને એવું છે—"

"જા, જા, હરવાયા! તું તો માયમરૂં જેવો બાયલોજ છે જો, જાંહાંગીર" નાંજાં તેની મશકેરી કરતી મોટેથી હસી પડી, 'જાંહાં તક સાસ તાં તક આસ, એ તું મરદ થઈ ભુલી જાયચ? એક સાચો જવાન મર્દ તો તેજ હોય કે જે ગમે તેવીબી નીરાસી, નાસીપાસી વચ્ચે હારી ખાય નહીં પણ છેવટ સુધી આશા રાખે! તું તો મટોરી જેવો પોચો છે જો! હરવાયા! આગલ તો ચાલ! પરીનને પેલા દોર્યાપર લોભાયલા પોર્યાને પણતાં-પણતાં કાંઇ કાકો કાહણ આવસે, સમજ્યો! જરા ધીરજ ધર! ધીરજ ધરતાં ને ખમતાં તો આસામાં ને આસામાં મેં બેરી જેવીએ અઢાર વરસ કાર્યાંચ તો તું માટીડો જેવો માટીડો થઇને હીંમત શું એટલામાં હારી જાયચ! ને લોક પણયાંચ થોરાં જે ધુખરાયલું છાનું થઈ ગીયોચ."

"પણ હવે બેચાર મહીનામાં પણવાનાંજ; પરીન એક બોલને વળગી રહેનારી બરી જીદ્દી ને મનતી દુકતી છે, ને તેનાં મનમાં એક ચીજ દસી ગેઇ તો આસમાનનાં તારા વટીક તોરી પાડવાથી તે કાંઈ હારી ખાવાની નથી! વલી કાકાજીબી આ બાંગર પોરીનાં હાથમાંજ છે. એ જેમ કહેચ તેમ કરવા એવણુ કબુલ થાયછ ને પેલા બદમાસ જસીવાસને પરીને જ્યારે કાકાજીને ટરી-તતરીને સમજાવી લીધા તેથી તેવણે પણવાની માહલીબી આપી એટલે હવે મને તો એકબી ચાન્સ રહયો નથી! આ લખોની દોલત, આ ગંજાવર મેહલ એ સર્વે એક પારકા પોર્યાનાં હાથમાં ગીયું!" તે નીશ્વાસ દેકવા પડયો. "આ દોલત, ને આ છોકરી મારાં હાથમાં આવે એ તદનજ નહીં બને એવું છે!"

"જા, જા, હરવાયા! અમથું કાંય લોહી પાણી દુસ્મેતનું બારી-જારી નાખેછ! એમ તે કાંઈ એ લોકનો કાશી સંગ જવાનો છે? પણને તારની વાત!

ધીરજ ધર! જાંહાંગીર! હું તારી મદદે કેવી છેઉં? મારી અગાઉની કબુલાત મુજબ તું જો મને વીસ હજાર રૂપ્યા-રોકરા આપવા કબુલ થાય તો તુંને હું આ 'પરીન પેલેસ'નો હકદાર માલેક ચંદરોજમાં બનાઉં! બોલ!"

"નાંજામાય! તમારૂં ભરમમાં બોલવું હું સમજી શકતો નથી! હું જમે તેવો હોઉં પણ એટલું યાદ રાખજો કે કોઇબી રીતે દગલબાજીથી યા કોઇબી પ્રકારની બુરી વાસનાથી હું 'પરીન પેલેસ'નો હકદાર માલેક થવા માંગતો નથીજ! જો તેવીજ તમારી કાંઇ બુરી મતલબ હોય તો તમારી સાથ જોડાઇ તેવું કપીંણુ કામ કરવા હું સાફ ના પાડુંચ."

"જા, જા, તું તો હીચકારોચ છે જો! કપીંણુ કામ તે શું હું કાંઇ ખુન-બુન કરીને તુંને આએ દોલત અપાવાની છેઉં એમ? જા, જા, હરવાયા મારે વાસ્તેનો એવો વીચાર કારી નાખ! જાંહાંગીર! મને વીસ હજાર રૂપ્યા આપવા કબુલ થાય તોજ હું તારે વાસતે મેહનત કરૂં નહીં તો-પછી સપલશાહ તો છેજ."

"આહ! તમુને-તમારો ભરમ સમજવા હું-"

"જરા ધીરજ ધર! સીધી ભાઇ ચાંદ દેખો તો આપશે નજર આયગા! મારી કબુલાત પ્રમાણે તું ચાલે તો પછી તારી આસા પાર પડે ખરી! બોલી જા, જાંહાંગીર! તારા હાથમાં લખોની દોલત આવી પડે તેમાં વીસ હજાર તો કુચ બીસાદમાં નથીજ! બોલી દે! કબુલ છે! તેવું હોય તો મને કાલને કાલ લખી આપ પછી જો કે આ મેહલનો માલેક કોણ થાયચ, આએ લખોની દોલતનો વારસ કોણ બનેછ, ને આએ નાદાન ઉછાછલી દુકીનો ધણી કોણ થાયછ?"

"મારે કબુલ છે! ને તમે કેહોછ તેમ હું લખી આપવા તૈયાર છેઉં પણ-પણ યાદ રાખવું, નાંજામાય, કે મારા કાકાજીનાં એક દુરનાં સગાં છેઓ એમ ધારીતેજ હું આએ હારજીતની બાજીનો દાવ રમુંછ! મારે વીસ હજાર આપવા કબુલ છે!"

"ઠીક, હવે કેવો દાહયો લાગો! મને કાલને કાલ તે લખત તારી સહીનું લખી આપશે, જાંહાંગીર."

અને આ બાંગર ને ગણત્રીબાજ અબળા ઝેરીના ગણમી સાલ સરસર કરતી બાગના ઉંડાણમાં ગુમ થઇ ગઇ!

"જા, દુર વારી! આપેચ કોણ ને લેચ કોણ? પણ જોઉં તો ખરો કે આએ બૈરી મને કેમ વારસ બન વેછ? એ મને છેકજ આયલો ને નાદાન

સમજેચ, પણ રાંડ જોતો ખરી, એકવાર મારા હાથમાં દોલત આવી પડી તો પછી તું કોણ ને હું કોણ? પછી તુને ઓલખેગી કોણ? એકવાર આએ સેવક આએ દોલતનો હકદાર માલેતુજાર માલેક થયો, એક વાર મારા હાથમાં બધી સત્તા આવી પછીજ રાંડ તું જોશે કે હું બાયલો ને મટોરી જેવો પોચો છેઉં, કે ખરો મરદ બચ્ચો ને સીંહ જેવો જોરાવર છેઉં! ખાંડ ખાશે ખાંડ," જાંહાંગીર અહીં પોતાની મુછને વળદેતો બબડયો. "એક વાર હું 'પરીન પેલેસ'નો માલેક થાઉં પછી એક રાંડ પીસતાં જેવી દુકતી પરીનને મને હડધુત કીધોછ તેનોબી સવાદ ચખાડું ને આએ ગણત્રીબાજ, લુચ્ચી મેરી મને છેકજ બાયલો સમજેચ તેનેબી બરાબર શીખવું કે હું કેવો કીનાબાજ, ને દગાબાજ છેઉં! તારે આલુનાં પાતરાંમાં વીંટાળીને વીસ હજાર રૂપ્યા તુને આપસ. હાલ તો કામ કારી લેવાનું છે એટલે બાયલા માફક થઇ જવાનું, પછી જો કે હું કોણ છેઉં તે! ઘી ખાનાં સકકરસે ઓર દુન્યા ચલાનાં મકકરસે! સેવકની મતલબ છે તે હાલ તો હાજી હાં કર્યાજ કરવાનું છે" એમ બોલતો તે ગંભીર વિચારો કરતો બાગની બીજી બાજુએ ધીમે કદમે ગયો!

---

## પ્રકરણ ૨૩ મું.

---

### "અકસ્માત કે આપઘાત?"

નાસ્તાની ટેબલપર લગાર વેહલો આવી જાઇફ્ સપલશાહ ન્યુસ વાંચતો બેઠો હતો. આ જાઇફ્ ડોસો છુપી ધાસ્તીના ભુજારા વચ્ચે દીન પ્રતીદીન લેવાનો અને નખાતોજ જતો હતો, અને અગાઉનાં કરતાં ઘણોજ કાયલી અને ઉદાસ બની રહયો હતો. જે અભાગણી ઘડીથી પેલી તેની ઓળખાણવાળી મગી–પેલી બાંગર લુચ્ચી અને નખરાંબાજ નાંજંમાય નવલખી–તેનાં સુખી ઘરમાં પોતાનાં નેહસ્ત કદમ લાવી મુકી હતી, તે દીનથી સપલશાહનાં સુખનો સુર્ય જોયા અસ્ત પામ્યો હતો. તે દીવસથી આ ડોસાને એક ક્ષણની શાંતી ન હતી. પોતાને હાથ આવી પડેલી આ ગંજાવર દોલતને શ્રાપજ તે ગણતો હતો, અને પોતાની આગલી સુખી જીંદગી દર પળે યાદ કરતો હતો.

પોતાની દીકરીએ લીધેલાં હુજ્જતી પગલાંથી આ ડોસો હાલમાં ગમગીન વિચારોમાં ગર્ક ગયો હતો. આ નાદાન, અજ્ઞાન, તેમજ તદન હુલવેલી છોકરીએ જસી વાહડયા જેવા ફુરતીબાજ છોકરા સાથ સ્યાદીનાં ગાંઠથી એક થવા માંથું ઉંચકયું, અને આ ડોસાની ગમે તેવી બી કાકલુદી અને મીનતજારી છતાં બી ભોળવાએલી પરીન પાછી હઠી નહીં, અને શરૂઆતથીજ આ જઇફ પીનાએ આ એકપુરી છોકરીને અતી લાડમાં લાડ ઘેલી કરી મુકવા ઉપ્રાંત તેની દરેકે દરેક મરજીને તાબે થતો હોવાથી, આ વેળા પણ સપલશાહને આ ભોલી છોકરીની હઠ અને હુજ્જત આગળ કશું બી ચાલ્યું નહીં, અને જસી સાથ સ્યાદીનાં ગાંઠથી એક કરી આપવા પોતાની ના મરજીથી પરીનને બાહલી આપી હતી. તે જાણતો હતો કે એકવાર પરીને કાંઇ બી કામ કરવાનું માથે લીધું તો પછી આ જીદ્દી છોકરી ગમે તેવાં સુખને ભોગેબી તે કરવા ચુકતી ન હતી; અને જસી સાથ લગનની બાહલી ન આપી તેને દુઃખી, દર્દમંદ ન જોવાને લીધેજ આ જઇફ ડોસાએ લાચીલાજ બાહલી આપી હતી

પરીનનાં લગન જેમ બને એમ જલ્દી કરી નાખવાનો આ ડોસાનો ઇરાદો હતો. તેમ કરવાની તેની બે મતલબ હતી. એક તો તેની જીંદગીનો તેને મુદ્દલજ ભરૂસો ન હતો, અને પોતાની નજરો હેઠળ પરીન પરણીને સુખી થાય એવી તેની ઉમેદ હતી. બીજી મતલબ પેલી નાંજાંમાય નવલખાની કબુલાતને લગતી હતી. જ્યારે સપલશાહે તેણીને 'પરીન પેલેસ' છોડી જવાની ખાસ ફરજ પાડી ત્યારે આ મતલબી અને ભેદી ઓરતે સપલશાહ સાથ કબુલાતથી એવી રીતે બંધાઇ હતી કે પરીનનાં લગન જેવાં નકકી થાય કે તેની આંઠ દીવસ અગાઉથી તે હમેશની ત્યાંથી ચાલી જનાર હતી, અને આ ઝેરી નાગણ કોઇને બી ડંખ માર્યા વગરજ જેવી ઓચીંત આવી તેવીજ ભરીપુરી પાછી ચાલી જાય, એવી રાતદીસની આ જઇફ ડોસાની ઇચ્છા હતી.

આપણે ઉપર જોઇ ગયા એમ નાસ્તાની ટેબલપર પેપર વાંચવાનાં ઓઠાં હેઠળ તે માતબર ડોસો તરેહવાર વિચારોમાં ગીરફતાર થયો હતો. તેવામાં નાંજાંમાય હસ્તી હસ્તી અંદર આવી, અને સપલશાહની છેક નજદીક જઇ તેનાં ખભાંપર હાથ મુકયો, અને જાણે કે ઝેરી નાગણે ડંખ માર્યો હોય એવી ફીસમથી આ ડોસો પોતાના વિચારોમાંથી ચોંકી ખડો થયો.

"કેમ જી, પરીનને પરણાવવાનાં વિચાર કરોચ કે, જી ભરૂં?" નાંજાં નખરાંથી હસી બોલી "હવે એનાં લગન કારે ગોઠવોછ! હું ઇચ્છુંછ

કે લગન લંબાય એટલાં સારાં, કે જેથી આ મેહલની મોજ મને મળતી રેહે. પણ પરીન તો કાંઈ મમઈ મરે એટલી તો અધીરી, આકરી ને ઉતાવળી બનીછ કે, એ તો આવતાં અઠવાડયાંમાં બી પણવા તૈયાર થાય!"

"હું ઇચ્છુંછ કે આવનાં અઠવાડયાંમાં એનાં લગન થાય! જેમ બને એમ જલદી લગન થાય તો સારૂં, કે તારા જેવી બૈરાંથી હું સદાનો છુટું! નાંજાં, અહી રેહવામાં તુંને શું ફાયદો થાયછ! હજુબી તું આંજે જા ને તુંને વીસ પચીશ હજાર આપવા હું તૈયાર છેઉં!"

"મુઠીમાં આવેલું સુન્નું જમીનપર ફેંકી દેવાની મુર્ખાઇ, મરે, મારેથી કેમ થાય! ફાયદો શું થાય? આવી બાદશાહી મોજમાંથી કોણ ગુવાંને જવા ગમે? તમે જો સમજી જાઓ તો મારા મનની મુરાદ પાર પડે ને પછી મારો ભરમ મારી સાથેજ રેહે!"

"તે નહી બનસે! નાંજાં! તું પરીનનાં લગન થાય તોજ જવા માંગેચ તેની મતલબ શું છે? આ ગરીબ ને નીર્દોષ છોકરીને શું તું ધીકકારેચ ને હેરાન કરવા માગેચ? એ બચ્ચાંએ તારૂં શું બગાડયું કે તું તેને જોતાંને વાર ધીકકારેચ? મેં તારૂં શું બુરૂં ઇચ્છયું કે તું મને આવો દદમંદ કરેછ! છેલ્લી ઘડીએ તારૂં વચન તોડીને તે વેળા શું તારો બધો ભરમ ફોડી દેવા માંગેછ વારૂં? બોલ, જલ્દી બોલ."

"મરેરે! અરે ફીટરે! વરી, તમુને શું વાહરૂં આયું કે વરી લરવા પર્યા! મારી શું મતલબ છે તે હું જણાવવાની તો નહીંજ જો! તમે જ્યારે મને સુખી કરવા આજે મેહેલની રાજ કરતી રાણી, ને સાહેબી કરતી શેઠાણી બનાવવાનીજ ના પારેચ તો લાચાર છંઉં. ત્યારે તો મારી કબુલાત મુજબ તમારી પાસથી વીસ પચીસ હજાર રૂપરડી લેઇ મુંબાઈ જઇ તમારી યાદમાંજ દાહડા કાદસ! બીજું શું! વારેલાં નહીં વરે તો પછી—"

મગર આ વેળા "ડાઇનીંગ રૂમ"માં જાંહાંગીરનાં આવવાથી નાંજાં બોલતી એકાએક અટકી પડી, અને પોતાને બાહર જવાનું બાંહણું કાઢી આ લુચ્ચી અબળા ત્યાંથી ચાલી ગઈ.

"ચાલની દીકરા હું ત્યારનો ના તાને વાસ્તે બોટી છેઉં? કેમ હવે તારી તબીયત કેમ છે? તું આટલા દીવસમાં કાંઈ એકદમ નખાઈ ગયોચ તે બરાબર દવાદારૂ લેછ કેની!" સપલશાહે જાંહાંગીરનાં ચહેરાપર થોડા દીવસમાં થયલા ફેરફારથી તાજુબ થઇ પુછયું.

"કાકાજી, હાલ તો 'બેટર' લાગેછ! છાતીની 'કંપલેન્ટ' છે બીજુ કાંઇ નથી! હવાનો ફેરફાર થયો ને સાથે મુંબાઇમાં વરસાદ હોવથી 'ચીલ' લાગી."

તેજ વેળા પરીન હસતે મુખડે અંદર આવી, અને ખુરસીપર બેસતાં સુંદર હલકે બોલી. "એસકયુઝ મી! પણ તમુને મેં ઘણીવાર ખોટી કીધા હોસે!"

નાસ્તાની ટેબલપર ખાતાં ખાતાં આ ત્રણ જણ વચ્ચે ઝાઝી વાતચીત થઇ નહીં, અને નાસ્તો ખાઇ રેહી બારી આગળની ખુરસીપર બેસી જાંહાંગીર મુંબાઇથી આવેલું એક ન્યુસપેપર વાંચવા બેઠો, જ્યારે બાપ–બેટી ખાતાં-ખાતાં ટાહેલાં કરવામાં રોકાયાં.

જાંહાંગીર તે પેપર વાંચતો હતો, અને થોડી મીનીટ પછી જાણે સર્પે ડંખ માર્યો હોય એમ ચોંકી ખુરસી ઉપરથી ઉભો થયો, તેને ન્યુસ જમીનપર ફેંકી દીધું, અને પોતાનાં ધ્યાનમાં ને ધ્યાનમાંજ–તે ઓરડામાં તેના ઉપ્રાંત પરીન ને સપલશાહ બેઠાં હતાં તે ભુલી જતાં–મોટેથી બબડયો.

"ઓ ખોદા! ખોદા—"

સપલશાહનું ધ્યાન જાંહાંગીર તરફ ખેંચાવાથી ઇંતેજારીથી તેને પુછવા લાગ્યો "શું છે; દીકરા જાંહાંગીર! કાંઇ તબીએત—"

"નહીરે કાકાજી! એ તો અંદર કાંઇ ખબર વાંચવાથી મારો જીવ કમકમ્યો! બીજું કાંઇ નહીં! કોઇ પારસી બાઇનાં મરણનાં સ–સ–સમાચાર છે તે વાંચી-વાંચી–મને–દલગીરી ઉપજી." આ બોલતી વેળા ધ્રાસ્તીથી જાંહાંગીરનું જીગર જોસ સમેટ ધડક ધડક થતું હતું, તેનો ચહેરો સેહજ ફીકકો–ઉજલો પડી ગયો હતો: અને પોતે ઉભો રેહી ન શકવાથી ખુરસીપર બેસી ગયો."

"પરીન દીકરા! તું વાંચનો ખરી."

પરીન તાબેદારીથી ઝટ ઉઠી, અને જાંહાંગીરે જમીનપર ફેંકેલું ન્યુસપેપર ઉંચકી પોતાનાં પીના આગળ જઇ અકસ્માતવાળો ફકરો થોડીક પળ પછી શોધી કાઢી પોતાનાં વાંસળી જેવા હલકે વાંચવા પડી, જે વેળા જાંહાંગીરના ચહેરાપર ધાસ્તીને લીધે તાજુબી પમાડનારા ફેરફાર થતા કોઇની નજરમાં આવ્યા નહી!

તે ફકરો નીચે મુજબ હતો:—

**"અકસ્માત કે આપઘાત?"**

મુંબઇનાં બેકબેનાં મરીન લાઇન્સ તરફનાં દર્યામાંથી એક પારસી બાઇની લાસ હાથ લાગી હતી. બુધવારે સવારે બે રાહદારીને મરીનલાઇ-

ન્સની સામેનાં પુસ્તાપરથી એક બાઇની મખમલની સપાટ તથા માથુંબાનું અને એક રેશમી રૂમાલ મળી આવવાથી કોઈ બાઇ અકસમાતીક સંજોગોએ દર્યામાં પડી હોશે એવા શકથી તે રાહદારીઓએ પોલીસને ખબર કીધી, અને પોલીસે તે વેળા ઓટ હોવાથી તે તરફ માણસો ઉતારી ચાંપતી જુસ્તેજુ કીધી, અને આખરે બે મોટા પથ્થર વચ્ચે સંકોચાએલી એક પારસી બાઇની લાસ હાથ લાગી. મરનારની ઓળખાંણ માટે પારસીઓની વસ્તીમાં દાંડી પીટાવી અને આખરે કરેલવાડી તરફ ઘેરમાં રેહતાં એક જઈફ ડોસાંએ ત્યાં આવી તે લાસ ઓલખી. મરનાર બાઇનું નામ ધનબાઈ હતું, અને નવસારીની રહીશ હતી, અને ઉપલાં ડોસાં—જે મરનારની માનાં કોઇ સગાં હોવાથી તેને ત્યાં મરનાર માત્ર ત્રણ દીવસની સુરતથી પોતાની દોઢ વરસની એક બુચીને લઈ મુંબઈ કાંઈ ધંધો મલે એવા ઇરાદાથી આવી હતી.

"સાંજે કોરોનરે આ બાઇની લાસપર જુરી ભરી હતી અને ઉપલાં ડોસાંએ વધુ જુબાનો આપી હતી કે મરનાર સહજ ઉદાસ ને બેચેન ફરતી હતી. મરનારની માય સાથે આ ડોસાંને ઓલખાણ હતી, ને મરનારને તો આ ડોસાંએ બચગીમાં જોઈ હતી. મરનારે પોતાની બાજી કશી વાત આ ડોસાંને જણાવી ન હતી, પણ ગરીબી હાલત થઇ જવાથી પોતાનું ગુજરાન કરવા કાંઈ દરવા—છરવા કે ભરવા—સીવવાનો ધંધો મલે એવા ઇરાદાથી તેને ત્યાં પોતાની બુચી સાથ આવી હતી. મરનાર સાંજે કોઇ સહીને મલવા જવાનું કેહી ગેઈ હતી, જે પછી તો સખત વરસાદ પડવાથી મરનાર કેડે થોબી હોશે એમજ આ ડોસાંએ ધાર્યું, પણ પાછલથી કોઇએ મરનારને વાસ્તે આવીને કેહવાથી તથા મરનાર સવાર વેર પાછી ન ફરવાથી આ ડોસાં લાસ ઓલખવા ગયાં હતાં! મરનાર બેચેન, અને ઉદાસ હતી, મગર આપઘાત કરશે એવું કાંઈ બી તે ડોસાંને લાગ્યું હતું નહીં. પુસતાપરથી મલેલી સપાટ અને માથુંબાનું મરનારનાં હતાં, પણ રેશમી રૂમાલપર ઇંગ્રેજી 'જે' અક્ષર હોવાથી કોઇ રાહદારીનો પડી ગએલો હોશે એમ અટકળ કરવામાં આવી.

"જુરીનાં અહસ્થો વચ્ચે મજબુત મતફેર પડયો. કેટલાકોએ જણાવ્યું કે મરનાર સાંજે બંદગી કરવા આવી હોય ને પગ લપસવાથી અંદર પડી હોય એ બનવાજોગ હતું, પણ બીજાઓનો વાંધો એવો હતો, કે મરનારની સપાટ તથા માથુંબાનું પુસતાપરથી જડેલું હોવાથી મરનારનો પગ લપસી ગયો હોય, તો સપાટ સાથેજ મરનાર અકસમાતીક અંદર પડે માટે મરનારે

આપઘાત કીધેલો હોવો જોઇએ! વલી આગલી સાંજથી સખત તોફાન અને વરસાદથી ટેકો મલતો હતો કે આવા વરસાદ અને તોફાન અને વાવાઝોડાં વચ્ચે મરનાર ત્યાં ચાલીચલાવી જીંદગી કરવા જાય એ અસંભવીત હતું. કોરોનરની લંબાણ મસલત પછી જુરીએ શક ભરેલા સંજોગો વચ્ચે મરનારનું મરણ નીપજવાનો અભીપ્રાય આપ્યો હતો!"

"ખરેખર! બીચારીપર કોણ જાણે શું વીત્યું હોશે! કદાચ મરનારનાં મોતનાં ઉંડાણમાં કોઇ દગાબાજ બદમાસ મર્દ હોવો જોઇયે! બીચારી નાહ્લી બુચી રવડતી થઇ!" પરીનનું દીલ દયાથી દાઝી ગયું.

જાહાંગીર ધ્રુજતો ધ્રુજતો ખુરશીપરથી ઉઠયો અને બોલ્યો! "કાકાજી મારી તબીએત પાછી બગડી આવીચ તે હું મારા 'રૂમમાં' જઇ લેઉંચ" એમ બોલી જાહાંગીર લડડતો તે ઓરડો છોડી ચાલી ગયો.

"પપા ડીયર! જાહાંગીર બીઝનેઝને વાસ્તે મુંબાઇ ગયો ત્યાર પછી એનામાં કાંઇ અજબ ફેરફાર થયોચ! કાંઇ બીહધેલો ધ્રુજેલો ને બીહકણ થઇ ગીયોચ!"

"હા! એ તો ગાડીમાં એને સરદી લાગીચ, તેથી એવો દેખાયચ."

"પપાજી! હું આજે મારા જસી સાથ પાર્કમાં ફરવા જાઉંચને—"

"પણ! દીકરા! આએ વરસાદ ઘેરાએલો છે ને—"

"તેથી શું થયું, પપા ડીયર! વરસાદ કાંઇ પડવાનો નહીં" એમ બોલી પોતાનાં પીતાની આગળ વાંકી વલી, અને તેનાં કરચલી વળેલા કપાળ પર બકી લઇ હરણીની ચપળતાથી પરીન ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૪ મું.

### હસમતની ચેતવણી—"જેટલો ગોરો તેટલો ખોટો."

બોલી પરીન જસી વાહ્ડયા સાથ સ્યાદીનાં ગાંઠથી એક થવાની પોતાની જીદદમાં ફાની હતી. તેની સામે 'પરીન પેલેસ' નાં બંગાઓ તો પોતાની નામરજી દેખડાવી વીરૂધ્ધતા દેખાડતાં હતાં, પરંતુ જાણે ખુદ

ખુદરતબી આ ભલી છોકરીનાં અવિચારી ભરેલાં પગલાં સામે ગોથા રહી હોય એવી અદાથી પરીન જસી સાથ જ્યારે બાહર લટાર મારવા નીકળી ત્યારે એકાએક વાદળ ઘેરાઈ આવ્યું, અને તોફાની રતુ થવા સાથ માર મારનો વરસાદ તુટી પડે એવો બારીક હીંગામ થઈ પડવાથી, તથા પરીન અને જસી 'પરીન પેલેસ'થી ઘણાં દુર હોવાથી વરસાદમાંથી બચવા માટે કેથેબી આશરો લેવા માટે તેઓ વિચાર કરતાં ઝડફમાં ચાલવા પડયાં.

વીજલીના ચમકારા અને વાદલના કડાકાનાં ધડક ધુજારા વચ્ચે ઘેરાઇ રહેલાં વાદળાં તોફાની પવન વચ્ચે વેરવીખર થવાથી વરસાદનું ઝાપટું પડવાનું શરૂ થયું, અને આવાં તોફાનમાંથી બચવા બીહધેલી પરીન નજદીકમાં કોઇ ઘરનો આશરો લેવાનો મનસુબો કરવા પડી!

"પેલો ત્યાં દુર 'રોઝવીલા' દેખાયચ ત્યાં આપરે ઝડપથી ચાલી જઈ ઉભાં રહીયે, નહીં તો અહીં ખુલ્લો રસ્તો હોવાથી વરસાદથી આપણે તદન તરબોર થઇશું, ને ડીયર તુને ચીલ-બીલ લાગશે તે માટે હું ફીકરમંદ છેઉં."

પરીન છત્રી વગર હોવાથી જસી પોતે ભીંજાતો પોતાની છત્રી પરીનને ઓઢાડતો બોલ્યો.

"નહીં ડીયર, 'રોઝ વીલા' તો ઘણો દુર છે. આએ રસ્તાનાં નાકાંપર પેલો નાનો લાલ જેવો બંગલો ઝાડોમાં દેખાયચની ત્યાં આપરે વરસાદ થોભે ત્યાં વેર ઉભાં રહીયે. તે સૌથી નજદીક બી પડશે."

"ડીયર તને ઠીક લાગે તેમ કર"

"પણ પરીન ડીયર, આવાં ખુણાં ખટોલાં ને એકાંતમાં ઝાડીઓ વચ્ચે ઘેરાએલા આ બંગલામાં કોણ રેહછ? રેહતાં બીહક નહીં લાગતી હોસે!"

પરીન મીઠાશથી હસી બોલી. "જસી, બીહક લાગે તેવોજ બંગલો ને બંગલાનું નામબી બીહક લાગે એવું 'ભુતખાનું' કરી રાખ્યુંચ! ત્યાં તો મારી ઘણીજ બચગીથી ચાકરીએ રહેલી હસમત નામની જઇફ મુસલમાની રેહછ! અહીં અલાહબાદમાં આવ્યા પછી એ ઘણીજ બુઢ્ઢી થયલી હોવાથી તથા જુની નોકર હોવાથી, તથા 'ભુતખાનું' મારા પપાજીની માલેકીમાં આવેલું હોવાથી, ને એનું નામ વાયદુ થવાથી તે વરસો થયાં ખાલીજ રેહવાથી, પપાજીએ આએ હસમતને ત્યાંજ રાખીચ, ને બોઇતું મુકતું 'પરીન પેલેસ'માંથી એને મલતું જાયછ."

વરસાદ વધુને વધુ પડતો હોવાથી તથા પવનના સુસવાટા વચ્ચે છત્રી તમામ વાંકી–ટીકી થતી હોવાથી તેઓ જેમ બને એમ જલદી પેલાં ' ભુતખાનાં ' તરફ ચાલતાં જતાં વાત કરતાં હતાં.

આયંદે તેઓ 'ભુતખાના'નાં દરવાજામાં આવી પુગ્યાં અને કમપાઉંડનો દરવાજો ઉઘાડી બંને અંદર ગયાં. ચોમેર મોટાં મોટાં ઝાડો આવ્યાં હતાં, અને ઝાડોની ઘટા વચ્ચે આ બંગલો આવેલો હોવાથી જોનારને પેહલી નજરે વસવસો બરપા કરે એવો સ્મશાન જેવો શાંત અને બીયાબાન જેવો દીસ્તો હતો. જસી જોકે હીચકારો ન હતો, તોબી વરસાદને લીધે ચોમેર વ્યાપી રહેલાં અંધકાર વચ્ચે આ 'ભુતખાના'ને જોઇને જોઈ જાણે કે તે પોતે પોતાની ઘોરમાંજ પગ મેલી આવતો હોય એવી ભયાનક લાગણી તેનાં જીગરમાં બરપા થવાથી અંદરથી તે ડરવા લાગ્યો, અને ધડકતી છાતીએ આસપાસ નજર કરી પરીનને કહયું.

" માઇ ગોડ! ખરેખરજ ધાસ્તી ઉપજાવે એવી જગા છે! કોઈ ખુન કરીને નાહસી જાય તો પત્તોબી નહી લાગે એવો આ બંગલો શમશાન ને બીયાબાંન જેવો છે!"

" ખરૂંજ છે, જસી ડીયર! અગાઉ અહીં બે મરતબે ખુન થયાંતાં ને તેથીજ લોકમાં ભય પેઠેલો હોવાથી આએ બંગલાને 'ભુતખાનુ' નામ મલ્યું, ને વરસો થયાં ખાલી છે. વરસોની વાતપર અત્રે કોઇ જરદાર માલેતુજાર હેદરાબાદનો કોઇ જુવાન પોતાની ખુબસુરત મોહરદાર સાથ અહીં ઉતરેલો, અને આઠ દીવસ પછી કોઈ પેલી બૈરીનાં આગળા આશકે બંનેનું ખુંન કીધું ને એમ કેહછ કે તે બંને જોડું અહીં ભમ્યા કરેછ ને–"

" ઓ! કેવું ભયંકર! વારૂં, પછી?"

"થોડા વરસ પછી અહીં કોઈ ઉમરાવ ખાનદાનનો જઈફ મુસલમાન પોતાની એક પુરી જુવાન દીકરી સાથ રેહતો હતો. તે છોકરીનો કોઈ ભવીષનો ભરથાર ત્યાં આવતો હોશે, ને પેલી છોકરીની નજરે બેવફા દેખાવાથી, તથા તેને બીજી છોકરી સાથ રીહાગીરી બતાવેલી જોવાથી પેલીએ પોતાનાં ભવીષનાં ભરથારને જાનથી બેજાન કીધો, ને પોતેબી ખંજર ભોકી તેનાં દીલપરજ મુરદું થઇ પડી! પેલો બાપ બે ચાર દીનમાં બીચારો ધાસ્તીથી મરી ગીયો! કોઈ કેહછ કે આએ ધણી ધણીયાંણીનું જોડું અહીંનું અહીં ભટકેછ, ને તેથી લોક અહીં બંગલામાં આગલ લાવવાનેબી બીહેછ કે રખે તેઓની પુઠે ભુત આવે."

"પરીન, આએ વાતથી તો જાણે મારા હાથ પગ બી ધ્રુજેચ! પરીન, મને તો અંદર આવતાં જાણે કાંઈ ખુદરતી ધાસતી લાગેચ! તુ હજી બી પાછી ફર! મને–તો–મને તો–બીહક–ધાસ્તી–" તે બીહકણ જુવાનથી આગળ બોલી શકાયું નહીં.

પરીન હસી પડી, અને–જસીનો ધ્રુજતો હાથ પોતાનાં હાથમાં પકડી બંગલાની સીડીપર મકકમ પગલે ચઢી અને દરવાજો બંધ હોવાથી જોસ સમેત ખખડાવ્યો. અને અંદરથી તુરતજ જઇફ હસમતે આવી દરવાજો ઉઘાડયો અને પરીનને પોતાના મકાનમાં આવેલી જોઈ હસમત હર્ખમાં આવી તેને ઓવરણાં લેવા લાગી!

"કેમ હસમત કેમ છે? બાહર ફરવા નીકલેલાં, ને વરસાદ પર્યો તે તારૂં ઘેર નજદીક હોવાથી વરસાદ થોબતાં વેર અંહી અ.સરો લેવા આયાંચ! આએ સેઠને ઓરખેચ કે? એવણ મારા જસી."

આ ઘુડી પોતાનાં કાચબા જેવા ડોળાએ જસી જાણે કે એક બંદીવાન હોય એવી અદાથી શકમંદ ઘપે ધારી ધારીને પગથી તે માંથાંવેર નીહાળવા પડી, અને જસીને જીગરમાં એવો તો ભય પેઠો હતો કે, હસમતને એ પળ જોયા પછી તે પીઠ કરી ફરી ગયો.

"આહ! બેટી! મેં એ જસી શેઠની સાથની તારી સગાઇની વધાઈ સાંભરીચ ને તું અહીં સાથે લાવી તે ઘણીજ ખુશી છેરૂં! મરૂં! મરૂં!"

વરસો થયાં પરીન સાથ આ જઇફ ડોસી રેહેલી હોવાથી સાફ ગુજરાતી બોલવા ઉપરાંત પરીનને બેટી તરીકેજ બોલાવતી હતી.

એકવાર ફરીથી પરીક્ષા કરતી હોય એમ જસીને ચાપીચાપીને જોવા પડી અને શકમંદ ઘપે ડોકું ધુણાવવા પડી.

"પણ પરીન બેટી–શું તું એની સાથ પણવાનીજ છે એ ખરા વાત?"

"હાસતો તારે નહીં? તું એવણની દયા ખાયછ કે? તું તો જાણે—"

"હું તારી દયા ખાંઉચ બેટી" હસમતે પરીનનો હાથ તેનાં હાથમાં પકડયો અને ગંભીરાઇથી બોલી! "બેટી, તું હજુ તો સત્તર વરસની છે, ને જંજાલ–જંજાલ ને જંજાલ સીવાય બીજું કાંઈ નહીં—એટલી ઉતાવર શાની ઉતી જે?" અને એકવાર ફરીથી હસમત શકમંદ નજરે જસીને ટીકવા પડી, અને જસી તો આ શયતાન જેવી ઓરતથી એવો તો ઘભરાઈ ગયો કે મનમાં કાંઈ બબડી તેઓથી દુર રહયો અને પીઠ કરી ઉભો.

"એ એમ શું બોલેચ, હસમત, ને એમ શું જોયા કરેછ? મરે, જોની એવણ બધા સરમાઇને બાજુ થઈ ગીયા તે? ચાલ બેસ અહીં ને કહે કે તારી તબીએત કેમ છે! વરી પગ–બગ સકી ગીયાચ કે! હંડીને વરે કાંઈ ઓવણી—"

"પરીન ડીયર, ચાલ વરસાદ હવે નરમ પડગોચ." જસી ત્યાં ઉભો રહેવાને ડરતો હોવાથી ટુંકમાં કાસળ પતાવતાં વચ્ચે આવી બોલ્યો. "તું તેટલાં વાત કરીને આવ હું બહાર કંપાઉન્ડમાં ખોટી થાઉંચ" એમ બોલી તે ઝડપથી ઓરડામાંથી ચાલી ગયો. ખરૂં જોતાં તે આ બળાને એક સરખી રીતે ધારી ધારી જોવાથી તાજુબ થઈ ગયો હતો, અને કાંઈ વસવસો દીલમાં બરપા કરી તે ત્યાંથી 'સસેકા તીન પાંઉ' કરી ગયો.

"વારૂ ચાલ મને કેહ–મારો જસી, શું સોહામણો નથી? તારી આએ સાહઠ વરસની ઉમરમાં એવો ગબરૂ જુવાન જોયોનો?" જસીનાં વિદાય થયા પછી પરીન પુછવા લાગી.

"બેટી, હું ખરૂં બોલસ તે ખારૂં લાગશે! તે ખુબસુરત તો છે, પણ–પણ–બને તેમ એની સાથ શાદી કરતી ના–આએ ચહેરો વીશવાશ ને લાયકનો નથી–બેટી–જેટલો ગોરો ચહેરો તેટલો ખોટો–ખોટો હીરો–મારી બેટી ચલકે ઘણું–ખુબ સંભાળજે."

પરીનને આ ચેતવણીથી ઘણોજ ચટકો લાગ્યો, અને સપેં ડંખ માર્યો હોય એમ ચોંકી ઉઠ્ઠલી મીજાજમાં બોલી "હસમત એ શું બકેછ? કેમ વરી ભેજું ગીયુંચ શુ? બધા તો એને વાસ્તે જાતજાતનું બોલેચ ને સાથે તુંબી રાંડ ઉમેરાઇ! હું જાણું કે તું ખુસી થશે–પણ તું બી બધા માફક દીવાની થાયચ–એવણ ગરીબ છે તેથીજ બધાં એમ બોલેચ! ને હું પૈસાવાળી છઉં તેથી નો? પણ ગમે તેવો ગરીબ છે પણ એ મારી પર ઘણો રીઝાછે."

"તારી પર? બેટી–એ ખુબસુરત જુવાન તારા પૈસા પર–તારી દોલત પર રીઝા છે એમ મારા બોલને યાદ કરજે, બેટી. હજુબી આએ રસ્તામાંથી પાછી ફર–હજુબી લગન કરવાનું માંડી વાલ–નહી તો ભવીશમાં જંજાળ–દુઃખ–સોસારા બધું ખમવું પરસે–બેટી–હજુબી ચેત! એટલો મારા બોલને યાદ કરજે. ખોટો હીરો બહુ ચલકે!"

"જા જા, રાંડ તું તો ઘેલી છે! બધાં સાથ તુને બી દીવાનું લાગુંચ–ચાલ હું જાઉંચ" એમ બોલી પરીન ફફડેલી ચટકેલી રોલસારોમેર

ઓરડામાંથી બાહર પડી, અને પોતા પાછળ ગુસ્સામાં તે ઓરડાનું બારણું જોશ સમેટ અફાળ્યું.

ગરીબ બીચારી હસમત! આ જઇફ બુઢીએ જે ભયભરી આગાહી કીધી હતી, આ ભોળી, નિષ્કપટ પણ આકળી ઉતાવળી પરીનને નેક સલાહ આપી હતી, તેથી પરીનને પગની પાટલીથી તે માથાની ટાળકી વેર ચટકો લાગ્યો હોય, એવી અદાથી મીજાજ અને મરડાટમાં તે જઇફ બુઢી આગળથી ધસારાબંધ ચાલી જવાથી, હસમત થોડીક પળ વિચારમાં પરીનને જોતીજ ઉભી અને હાથ ઉંચા કરી ખરાં જીગરનાં જોશથી બબડી. "અલ્લા! અલ્લાહ! આ નાદાન ને હમેશની હુલ્લર બેટીને દુઃખમાંથી બચાવે!"

---

## પ્રકરણ ૨૫ મું.

### 'તું મને ચાહેછ કે મારા પૈસાને?'

"જેટલો ગોરો તેટલો ખોટો" આ બોલો પરીન ભુતખાનાંમાંથી બહાર નીકળી તોબી તેનાં કાનમાં ગનગન કરતાં રહયા અને આ ભયભરેલી ચેતવણીનાં સવેલાનાં પોતાની નોકર હસમતના શબ્દો આ ભોલી છોકરીએ બક્ષીષમાં બી અતીઘણાં દુઃખ વચ્ચે યાદ કીધા હતા.

પરીન વરસાદનાં સબબે પોતાનાં વહાલા જસીને લઇને ભુતખાનામાં ગેઇ તે વેળા તે હસતી બોલતી અને રમુજી સ્વભાવની હતી, મગર જ્યારે તે ભુતખાનાંમાંથી બહાર આવી ત્યારે જાણે કે ભુતે ભખી ખાધેલી હોય એવી કીસમે ગંભીર અને ચીંતાતુર દીસવા ઉપ્રાંત તદનજ ધુખરાએલી અને બરીએળ જેવી બની જવાથી, જેવી તે બાહર કંપાઉન્ડમાં જસીને જઇ મલી, તે વેળા આ તાજુબ પમાડનારા તેનાં ચહેરાપરનાં ફેરફારથી જસી એ પળ તેને ટીકટો તાજુબીથીજ ઉભો રહયો. પેલી બુઢ્ઢી ડોસીએ ભોલી પરીનનાં કાન તેની વીરૂધ ભંભેર્યા હોશે તેથીજ પરીન આવી ચીંતાતુર થઇ બની એમજ તે અટકળ કરવા લાગ્યો.

"શું છે પરીન? પેલી ડાકણ જેવી ડોસીએ તુંને કાંઇ શીલવરાવી મારી કે? પરીન, આજે ભુતખાનામાં મારો જીવ જાય તોબી હવે પગ

નહીં મુકું ! મને તો જોતાંને વારજ કાંઇ ધ્રુજરી છુટી આવી, ડીયર." લગાર કચવાટથી જસી બોલ્યો.

"પણ તેનો સબબ? જસી, ભુનખાનાંથી તું એટલો બધો તરખાયો કાંય વારૂં?"

"તેનો સબબ કાંઈ નથી! એમ તો તું પેલી, તારા પપાની સગી નાંજાંમાય નવલખી, માટે કાંય અબીતરી ધરાવેચ? તેને જોઇને તુંને કાંય ધીકકાર ભરી લાગણી બરપા થાયછ? તેનો સબબ?"

પરીન કાંઇબી બોલી શકી નહી. પેલી હસમતનાં જસી માટેના ચેતવણી ભર્યા શબ્દોજ તેનાં કાનમાં ગનગન કર્યા કરતા હતા, અને આ લુચ્છો માત્ર તેનાં પૈસા પર મરી ફીટતો હતો એવીજ બુરી આગાહી હસમતે કાધેલી હોવાથી એકવાર ફરીથી ખાત્રી કરી લેવાની તે ભોલી બાળાને તલબ થતી હતી. પોતાનાં બાપ સપલશાહે જેમ જસી માટે ચેતવણી આપી હતી, તે ઉપ્રાંત તેનાં આ હુલ્લડાઇ ભર્યાં કામથી પાછું હટવા નાંજાંમાયે, તેમજ તેનાં પીત્રાઇ જાંહાંગીરે વટીક ચેતવણી આપી હતી, અને સાથે લાગી છેવટે હસમતેબી જસી માટે એવીજ આગાહી કરવાથી આ ભોલી છોકરીનું જીગર હદથી જ્યાદા રંજીદા થયું, અને લગભગ તે રડમસ જેવી થઇ. તેને પકકી ખબર હતી કે જસી સાથ સ્યાદીનાં ગાંઠથી એક થવા તેની ઇચ્છા સાથ કાઇએબી મલતાં થઇ ખુશી દેખાડી ન હતી, અને તેઓ સર્વ જસીની કંગાળ સ્થીતીનો ખ્યાલ લાવીનેજ આવી ધીકકાર ભરી હદ સુધી તેની વીરૂધ થયાં હતાં, એમજ આ હુલ્લડ છોકરી સમજી અને તેઓની બધાંની ઉપરવારી થઇ જસી સાથેજ ગમે તે થાય તોબી પરણવાનીજ હઠ લઇ બેઠી.

એકવાર ફરીથી ખરૂંનરૂં કરવાની અધીરતામાં રસ્તે ચાલતાં પરીન ગંભીરાઇથી બોલી ઉઠી. "જસી ડીયર, 'પરીન પેલેસ'માં બધાં જે બોલેચ–જાંહાંગીર તથા પેલી નાંજાંમાય મારા પપાને ટેકો આપેચ તે શું ખરી વાત છે? વલી અધુરામાં પુરૂં આએ હસમતબી જે બોલી તે શું ખરૂં છે?"

"શું ખરૂં છે, મને કેહ તો ખરી" આ ધડાકાની લુચ્છા જસીએ વકકી રાખીજ હતી, અને તેને માટે તે તૈયાર થઇ રેહલો હોવાથી તેને શાંત રીતે સવાલ કીધો, તેનાં જવાબમાં પરીન અચકાઇ—અચકાઈ ધીમેથી બોલી ઉઠી.

"જસી તે લોક કહેછ—જસી તે બોલતાં મને ઘણુ દુઃખ લાગેચ જો—પણ તે લોકનું એમ મત છે કે તું—તું—પરીનને જેટલો ચાહતો નથી નથી તેટલો તું તેની લખોની દોલતને ચાહેછ! ખરૂં કે?"

"ઓહ! એમ? તે લોક બોલે તેની નવાઈ નથી, પરી ડીયર!" લગાર તુચ્છકારથી જસી હસ્સા વચ્ચે બોલ્યો, "તે લોકને બદલે હું બી જો હોઉં તો હું બી એમજ મત આપું. પણ તારૂં જીગર શું વિચારેછ? તુંબી શું મારે વાસ્તે એવો ધખારો લઈ બેઠીચ? ધનનાં ઢગલાપર બેઠેલી જરદાર અબળાને કોઈ મારો જેવો ગરીબ પરણવા ઇચ્છે, તો લોક લાગણી એમજ બોલે કે એ તો પૈસાને પરણેછ, ને આપરે વાસ્તેબી લોક એમ બોલે તેમાં હું અજબ થવશ નહીં! વાહલી પરીન, જાનોનીસાર પ્યારની પવીત્ર ફીદાગીરીથી જેમ તારી આવી ધનાઢય સ્થીતી વચ્ચેબી હાલ તુંને ઘડનાં ઘડથી ચાહુંછ, તેમજ ખુદાન ખાસતા જો નશીબનાં ફરતાં ચક્રથી, કીસમતની કમનશીબી જો કદાચ, તું જરદાર સ્થીતી ઉપરથી મુફલેસીની મુશીબતોમાં આવી પડે તો તેવી તારી મુફલેસ સ્થીતી વચ્ચેબી મારી અજબુત મોહબત જેવી ને તેવી, ન તુટે કે છુટે તેવી મજબુત, મકકમ, ચીવટ રહેશે એ ખાત્રી રાખજે, ડીયર! જાંહાંગીરને તો તેં હરંતુટ કીધોછ, તેથી મારે વાસ્તે એમ બખારા કારેચ. પેલી મીંઠી ને લુચ્ચી નાંજામાયને તું હરતુટ ને પાણી ઉતાર કરેચ તેથી તેનું વેર લેવા તે આપરી વીરૂધ એમ બોલેચ, પણ તે લોકનાં મત સાથ મલી જઇ જો તુંબી મારે વાસ્તે એવુંજ મત બાંધતી હોય, તો વ્હાલી પરી, આએ ઘડીએ મને જવા દે. તું મને કેહ ને આએ પળે તુંને છોડીને તારે રસ્તેથી દુર થઈ હું સદાનો ગુમ થઇ જવસ."

"નહીં, નહીં, વ્હાલા, એમનાં બોલ. તારા વગર હું હવે જીવસજ નહીં! એક ઘડીબી તારા વગર હવે મને ચાલતું નથી એવો મારો જીવ અધીરો થયોચ! લોક ગમે તે બોલે પણ હુ તેમ ધારતી નથીજ, વહાલા! મને તારા બોલપર વીશવાસ છે. ખોદા ખાતર મને આવી હાલતમાં તરછોડી જતો નાં."

"ઠીક, તારે આવાં નીદાંખોરોની જીબલીને વશ કરવાનો એકજ ઉપાય મને તો સુજેચ, ને તે એ કે જેમ બને એમ જલદીથી સ્યાદીનાં ગાંઠથી એક કરાવી આપવા તારા ભલા પીતાને તું વીણવ. એકવાર આપરે એક થયાં કે પછી દરેક પ્રકારની નીંદા છેવટ સુધી બંધ પડશે."

અને પરીને તેમ કરવાનું માથે લીધું અને જસીનાં ફુરતીબાજ બોલવાપર આંધળો વીશવાસ લાવી આ ભોલી છોકરી એકવાર ફરીથી હસતી-રમતી બની ગેઈ, અને હસમતની ચેતવણી તેનાં ભેજાંમાંથી હાલ તુલકતો ભુસરાઇ ગેઈ.

આ બાજુ લુચ્છા જસીને અકેકો દીવસ એકેકો જમાના જેવો માહભારત લાગતો હતો. તે જાણતો હતો કે પરીન તેની સાથ પરણવા જીદ્દ લઈ બેઠી હતી, તેની સામે બધાંઓ થયાં હતાં, અને વખતનાં વહેવા સાથ તેઓ પરીનને સમજાવી જસી સાથ પરણતા અટકાવે તો પરીન જેવી સુન્નાની ચલ્લી, હાથમાં આસાનીથી સપડાયલી, જોતજોતામાં ઉડી જાય, તો તે માલેતુજાર થવાનાં સર્વ હવાઈ કીલ્લાઓ ભાંગી પડે, અને તે એવીજ કંગાલ સ્થીતીમાં સબડયા કરે, તેની ચીંતાથી આ ગણુત્રીબાજ લુચ્છાએ જેમ બને એમ જલ્દીથી લગન કરી આપવા માટે સપલશાહને સમજાવી લેવા પરીનને ઉસ્કેરી, અને આ ભોલી છોકરીબી નીંદ્રામાંથી બચવા તેનાં મન સાથ મલતી થઈ પોતાનાં પીતાને વીણવવા તત્પર અને અધીરી બનતી 'પરીન પેલેસ'માં જઈ પોંહચી અને તેને વળાવી આવી, છુટકારાનો લાંબો દમ ખેંચી જસી પોતાનાં હોટેલમાં ડર પડયો.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### એ મેહરાં કોણ?

જસી પોતાનાં ઓરડામાં જઈ બેઠો અને આદમીએ તેનાં નામનું એક કાગજ તેના હાથમાં લાવી મુકયું. પરબીડાં ઉપરનો છાપ જસીએ બારીકાથી જોયો. તે કરાંચીનો હતો. છાપ જોઇને તેને બાજુની ટેબલ પર ધીકકાર સમેટ તે કાગજ ફેંકી દીધું અને બબડયો.

“એ તો પેલી માજરી બીલારી મેહરીનું છે! મેં એને મુંબઇનું એદ્રેસ આપેલું ત્યાં લખ્યુંછ, પણ ત્યાંથી મેં અહીંનું એદ્રેસ આપ્યું તે અહીં આયું. રાંડ, એબી વરી રહી રહીને ઘોરે ચરી કે શું? પણ કાગજ વાંચું કે એમનું એમ બારી નાંખું કે ફારી તોરી કટકા કરૂં” વિચાર કરવા તે થોડી પળ ઉભો અને પેલું કાગજ ટેબલ પરથી ઉંચકી એનવેલપની

કોર ફાડતાં બબડયો! "નહીં! વાંચું તો ખરો કે એ રાંડ વરી શું તુકકો કારી બેઠીય તે!"

જસીએ તે કાગજ ભવાંનો ચીલ્લો ચઢાવી વાંચ્યું. તે નીચે મુજબ હતું:—

"કરાંચી તા૦———

"મારા સદાના વહાલા જસી,

"જસી—હવે તું શું મારી ઉપર કાગજ લખવાનો નહીંજ કે આટલો લાંબો વખત થયો ચુપ બેઠોય? શું મારા પ્યારની ધીરજ તપાસેચ કે—તું ડીયર, કાંઇ સીક છે—યાતો મને બેવફા થઈ વીસારી બેઠોય? તારી ચુપકીદી જીવ જખમાવનારી જીવલેણ ચુપકીદી માટે હું તારે માટે શું ધારૂં? તેં મને શું સદાની તજી દીધીચ? જો તેમ હોય—તારી આવી ચુપકાદીની મતલબ એવીજ હોય તો ખુદાને ખાતર ખરૂંનરૂં લખી નાખ, કે તારા જેવા બેવફા માટે હું વધુ વાર જાનનીસાર કરૂં નહીં! મારા જેવીને ચાહીને જો હવે જો ઓવારનીવાર કરી બેઠો હોય તો કાંઈ નહી મારો ખોદાય મારી સાથે—હું તેને માટે કશા બી શ્રાપ તુંને દેતી નથી. પણ મારાં જીગરથી કેહુંછ કે જાં હોય તાં તું સુખી રેહે!—અરે જસી—જસી—મેં એવાંની આસા હરગીજ રાખીતી નહીં જો! મેં તુંને જેવા પ્યારથી ચાહયોચ તેમ કોઇ બી બીજું આ ધરતીપર તુંને ચાહસે નહીં—ખેર! મારી ભલાઇ મારી સાથે—તું મને બેવફા થવાજ માંગતો હોય તો મારાં આગળનાં કાગજ અને મારી સબી મારી પર મોકલી આપજે એટલે બસ—ને આએ કાગજ મારૂં છેલ્લુંજ જાણજે! આહ! જસી—જસી આએ લખતાં મારૂં જીગર ચીરાઈ ફસાઈ ને વીંધાઈ જાયછ પણ ખેર—

"લા૦ એક વારની તારી વાહલી, પણ હમણાં અલખામણી દુ:ખી **મેહરાં.**"

તે કાગજ એટલુંજ ટુંકું હતું, પણ તેને જસીનાં મન ઉપર ભયભરેલી અસર કીધી.

"રાંડ પોતાનાં કાગજો ને સબી મંગાવેચ તે પાર કરતી હોસે" પેલાં કાગજનાં જીણા કટકા કરતાં તે ગુસ્સાથી બબડયો: "બૈરાંઓ સાથ જરા હસ્યા બોલ્યા કે બસ પછી ગરે પરવાનીજ વાત કરેચ! ગરીબ બીચારી મેહરાં! મારે વાસ્તે એટલી બધી ઉમેદ એને રાખવા કેહીતીબી કોણે? ચાલો, એબી સત્તાનાનું સુન્નું! જારે એજ મને પોતાનાં કાગજો સબી પાછી મંગાવવા લખેચ તો આપરૈબી મોકલીજ આપ્યે! જો એ બધું રાખું

ને પરીન સાથ પણ્યા પછી જો પરીનનાં હાથમાં જાય તો પરીન એવી આકરી ને ઉતાવલી છે કે આદાંની સુંઠ કરી નાંખે, એક મ્યાનમાં બે તલવાર તો રેહેજ નહીં! જ્યારે મારાં જીગરમાં પરીન માટેનો પ્યાર પસરી ચુકયોચ તો પછી મેહરાં જેવી કરકાબાલુસ અને માથે પડતી છોકરીની મોહબંત માટે જગા તે કાંથી હોય? પણ–પણ–હું પરીન સાથ પરણી લખોપતી બનું આએ લાખોની દોલતનો ધણી થાઉં, તે જો ખબર પડે તો મેહરાં પોતાનો હકનો દાવો કરવા આવે તો પછી? છટ, મેહરાં તેવી છેબી નહીં ને પરણ્વા પછી એને ઓલખેચ કોણ? પણ્યા અગાઉ જો એને માલમ પડયું ને એ ચાલીચલાવી પરીનને બચાવવાનો બધો ભરમ ખુલ્લો કરી દે તો? તો–તો પછી બધું સાતરે સાત થાય ખરૂં! પણ મેહરાં એવી તો ગરીબ ને ભલી છે કે આવું પગલું ભરે એમ તો લાગતું નથી. એક ના ઉમેદ થયલી ઓરત પોતાની હરીફ થઈ બેઠેલીને ફંદામાંથી ફસતી બચાવે એમ તો હું ધારતો નથીજ; ઉલટું તેથી તેઓ હંમેશ એક બીજાંની અદેખાઈ કરે, બાકી પરીન સાથ હું પરણું તે અગાઉ પરીનને મારા બસમાંથી બચાવી લેવા મેહરૂ અહીં આવે એમ તો હું ધારતોજ નથી. હવે તો એકજ ઉપાય છે. આવતી કાલે 'પરીન પેલેસ'માં ગેધરીંગ છે, તે વેળા લગનનો દીવસ જેમ બને એમ જલદીથી નકકી કરાવી લેવાની કોશેસ પરીનને કરૂં! એક વાર આએ સેવક પરણ્યા કેની પછી એવાંઓની આએ સેવકને કશી લેશ બાર બી દરકાર નથી." અને મુછ મરડતો વિચારનાં વમલમાં એકાદ ખુરસી ઉપર જસી બેઠો.

---

## પ્રકરણ ૨૭ મું.

### એક બીજી ચેતવણી.

'પરીન પેલેસ' પહરોણાઓથી ગાજીવાજી રહયો હતો. જસીબી પોતાનાં પુર ઠઠેરામાં ત્યાં આવ્યો હતો. કાંઈ બી કરી જેમ બને એમ જલદી લગન કરી નાખવા માટે પરીનને તે દીને સમજાવી લેવાનો કસદ કીધો.

જ્યારે રાત પડતાં પહરોણા વચ્ચેથી થોડીક પળ પરીન આસાએસ લેવા બહાર બાગમાં ગઈ કે જસી તેની પુઠે ગયો અને તક સાંધી લગનને

લગતી વાત છેડી. તેને ગંભીર ચહેરે આ ભોલી છોકરીને એવું જણાવ્યું કે તેનાં બીઝનેસને અનુસરતું એક અગત્યનું કાગજ કરાંચીથી તેને મલ્યું હતું માટે કાંઇ બી કરી હવે તેને કરાંચી જવાનું હોવાથી જેમ બને એમ જલદી લગન ગોઠવી દેવા તેને અર્જ કીધી, અને તેઓનાં લગન જલદીથી કરી દે એમ સપલશાહનેબી વીણવવા જસીએ આગ્રહ કીધો. પરીન જસીની આવી અધીરતા માટે તાજુબ થઇ અને તેનું કારણ પુછવા લાગી; તેનાં જવાબમાં આ ગણત્રીબાજ લુચ્ચાએ જવાબ વાળ્યો. "પરીન ડીયર, મને અહીં આવ્યાને મહીનાઓ થઈ ગીયા, તે મારી નોકરી માટે મારે કરાંચી પાછું જવુંજ જોઇયે! પરીન મારાથી હવે વધુ થોભાતું નથી! જેમ બને એમ જલ્દી લગન કરી આપવા તારા પપાને સમજાવ નહીં તો પછી મને તું જવા દે! તું જાણેછ કે હું કાંઈ તારા જેવો જરદાર નથી, એટલે મહેનત કરી મારૂં ગુજરાન કરવાનું છે! બેઉ બાજુથી રખડી જાઉં તેમ મને જોઇયે નહીં. પરીન જો તારા પપા આએ નાતાલ પર લગન કરી આપવા માગતા હોય તો હું થોભું, નહીં તો મને મારા બીઝનેસ માટે કરાંચી જલદી જવા દે!"

"પણ—પણ—એટલી ઉતાવલે? એટલાં જલદી લગન? કદાચ પપા એટલી ઉતાવલથી લગન કરવા ના કેહસે તો?"

"તો પછી એટલુંજ કે હું મારે મારાં ધંધા અર્થે તાબરતોબ કરાંચી ચાલી જવશ ને—ને—"

"નહીં! નહીં! તું એમ ના બોલ જસી! તું જુદાઇની વાત કરેછ ને મારી છાતીમાં અજબ ધાસ્તી બરપા થાયછ! તુંને જોઇને એવી તો મોહબત મારી છાતીમાં સલગીચ કે તેની આગમાં હુ વધુને વધુ બરૂંચ! એમ નાં બોલ વાહલા! ઠીક હું પપાજીને સમજાવસ—"

"પપા નહીં સમજે તોબી તારે બોહસ કરીને નાતાલપર લગન કરી આપવા માટે બાહલી મેલવવીજ જોઇશે નહીં તો—નહીં તો મારો બીજો ઈલાજ નથીજ!"

પરીન પોતાનાં પપાને સમજાવા તૈયાર થઈ અને બંને જણાં અંદર હોલમાં આવી પહરોણાંઓ સાથ મલી ગયાં! બધાના આગ્રહથી જસીને પ્યાનાપર ગાવા—વજાડવાની ફરજ પડી, જ્યારે પરીન એકાદ ખુણામાં પોતાની સહીઓ સાથ વાતે વળગી.

વચમાં એક કલાક નીકલી ગયો.

પરીન એક બાજુએ 'હૉલ'માં બેઠી હતી, તેવામાં તેની આયા અંદર આવી અને કાંઈ અગત્યનું કામ છે એવું કહી પરીનને હૉલની બાહર તેડી પઈ અને પરીનનાં હાથમાં એક મોટું પરબીડું મુકી બોલી. "બાઇજી, આએ પરબીરૂં પાસેનાં ઓરડામાંથી અબદુલને મલ્યું ને મેં જોયું કે કોઇ શેઠના ખીસામાંથી પરી ગીયું હોસે તેથી તમે તે ઓરખીને આપો તેથી હું આએ તમુને આપવા આવીચ બાઈ!"

પરીને તે પરબીડું લીધું, અને તેની ઉપરનાં અક્ષર તુરત ઓલખી કાઢયા, પરંતુ તેની ઉપરનાં સરનામાંથી પરીન એકદમ ચોંકી–ચમકી, મગર બાહરથી શાંત રહી તે બોલી.

"ઠીક છે! જા, હું જોવસ કોણનું છે તે? સમજી!"

આયા ત્યાંથી ચાલી ગેઈ અને પરીને પાછું તે પરબીડાંપરનું સરનામું વાંચ્યું. જસી વાહડયાનાં અક્ષરે તે સરનામું લખાએલું હતું અને તે નીચે મુજબ કોઈ અબળાનાં નામે કરવામાં આવ્યું હતું:—

**મીસ મેહરાં મેહતા.**

ગ્રીન સ્ટ્રીટ, કરાંચી.

પરીનનો ચહેરો જોતજોતામાં ફીકકો પડી ગયો. સરનામાં ઉપર જસીનાં અક્ષર હોવાથી, જસી આ કોઈ મેહરાં સાથ પત્રવ્યવહાર ચલાવતો હોસે એમ આ પરબીડાંપરથી અનુમાન કરી આ ભોલી છોડી વેહમી બની, અને જેટલી વેહમી બની તેટલી તે અદેખી બની રહી. તે સ્વભાવે બહુ આકલી, અધીરી અને ઉતાવલી હોવાથી તેનાં મનમાં જસી માટે લાખો બુરા વિચારો વીજલી વેગે એક પછી એક ઝપાટામાં પસાર થવા લાગ્યા. જસીએ પોતાની સર્વ વીટક વાત પરીનને કહી હતી, મગર આટલો વખત વેર આ કોઈ મેહરાં મેહતાને માટે તેને એક શબ્દબી તેની આગલ ઓચરેલો ન હોવાથી આ કોઈ પારકી અબળા તેની સાથ કોઇબી પ્રકારનો સીધો યા આડકત્રો વ્યવહાર રાખે તે પરીન જોઇ શકી નહીં અને તેજ સબબોસર મેહરાં માટે તેનાં જીગરમાં અદેખાઇનો આતસ બલવા લાગ્યો. જસી માટે તે બુરો વહેમ લાવવા પડી કાંકે જસીએ મેહરાં માટે તેનાથી આજવેર છુપું રાખ્યું હતું તેનો અપજશ આ આકલી અધીરી છોકરી ખમી શકી નહીં.

પરીન ધુખરાએલી જેવી હૉલમાંથી બાહર નીકલી ધીમે ધીમે બાગમાં જવા ઉતરી, અને એકાદ પળ વીતાં બાદ પાછળથી જસીજ હસતો હસતો

તેને આવી ભેટયો. એકવાર ફરીથી પરીનને ધુખરાએલી અને ચીંતાતુર જોઈ વલી કાંઇબી તોફાની સીગનલ ચઢી હોશે એમ જસી તુર્તજ અટકળ કરી શકયો.

"જસી ડીયર" પરીને ધુખરાએલે ચેહેરે પુછયું "હું જે પુછું તે ખરૂંજ કેહસે? તું ડીયર કોઇબી વખતે જુઠું બોલ્યોચ વારૂં?"

"ઓહો! કેવો સવાલ? હું જુઠું બોલ્યોચ? આહ! આહ! જાને કે આ દુન્યામાં મર્દ કે ઓરત જુઠું બોલતાંજ નહીં હોએ! પરીન, પરીન, આએ દુન્યા જુઠાંની છે! જે રાસતીથી ચાલેચ તે આએ મકકરની દુન્યામાં ભુખે મરેચ! આજ કાલ દુન્યાજ મતલબની ને જુઠાંની છે એટલે તું કેવો વીચીત્ર સવાલ પુછેચ?" અને તે મશ્કેરીની ધપે હસી પડયો. "તું શું ડીયર તારા જનમમાંબી જુઠું નથી બોલી?"

"તે સવાલ બાજુએ મુક ને મને ખરેખરૂં જણાવ, જસી. મને કહે કે મેહરાં મેહતા કોણ છે?"

જસીને બદલે જો કોઈ બીજો આ વેળા હતે તો આવા ઓચીંતા સવાલથી એકાએક ચોંકતે તો સર્વ પાપ પકડાઇ આવતે, મગર જસીને મોરનાં ઇંડાં ચીતરવા પડે તેમ ન હતું. તે કોઈબી વાતથી ચોંકે કે ગભરાય એવો બાયલો કે બીહકણ ન હોવાથી, જોકે મેહરાં મેહતાને માટે પરીન એકદમ કેવા સબબથી પુછતી હતી, તે માટે તે બે ઘડી, તાજુબ તો થયા છતાં બી જાણે કે કશામાં હોય નહીં એમ હસીને તુરતજ બોલી ઉઠયો.

"મેહરાં મેહતા? વેલ, એ મેહરાં કરાંચીની રહીશ છે, ને જેમ હું ઘણાંકોને મ્યુઝીકનાં ટયુશન આપતોતો તેમજ એનેબી આપતોતો. ને જ્યારે ત્યાર ચોકકસ નોત્સ વીગેરે માટે એ વારંવાર પુછાવતી હતી, ને કાગજપત્ર લખતી હતી, ને એક 'પ્યુપીલ,' તરીકે એની સબી મારી પાસ હતી. હવે મેં જોયું કે જ્યારે હું તારી સાથ શ્યાદીનાં ગાંઠથી એક થવા બંધાઈ ચુકયોછ ત્યારે આએ મેહરાંની સબી જો તારા જોવામાં આવે તો તું ડીયર સ્વભાવીક અદેખી બને તેથીજ સમય સુચકતા રાખીને મારી પાસ એનાં જે કાગજો ઉતાં ને સબી હતી તેનું પેકેટ આએ તૈયાર કરી મોકલવાનોજ હતો ને તે સાથે અહીં લાવતાં મારાં ખીસામાંથી પડી ગયલું તુંને જડયું હશે ને તેથીજ આવી અદેખી બની તેં આદાંની સુંઠ કીધી હોશે! વાહરે વાહ! તેંબી ખોડયો ડુંગર ને કાઢયો ઉંદર જેવી વાત કીધી" અને હયાં તે જાણે કશામાં હોય નહીં તેમ મોટેથી હસવા પડયો.

"બસ એટલુંજ, જસી ડીયર!" પરીને ધીમેથી પુછ્યું. "તું જે કેહચ તે ખરૂં છે? એ કોઈ મેહરાં સાથ બીજો સંબંધ તો નથી કેની?" એમ બોલતાં પરીને તે પેકેટ જસીને આપ્યું જે લેતાં જસી બોલી પડયો. "આએ સાચે સાચીવાત છે, ડીયર; તુંને ભવીશમાં કશો શક ન પડે તેની અગમચેતીથીજ મેં આએ સબી સાથનું પેકેટ મોકલવાનું ડહાપણ કીધું એમ તું મારા મન સાથ મલતી થસેજ, ડીયર! મારી ઉપર તું વીશવાસ નથી રાખતી ને—"

"નહીં ડીયર! નહીં વાહલા જસી! જ્યારે બધાંજ તારે માટે વીરૂધ બોલેછ ને મારૂં ભેજું ચેરવી મુકેચ તારે–તારે મને કાંઈ એવો ખ્યાલ આવેચ કે–કે–તું–તું—"

"હું એવડો નીવડસ એમજ કેની? વ્હાલી પરીન, હજીબી જો તારાં અધીરાં જીગરમાં મારે માટે કશોબી સંદેહ હોય તો મને જવા દે–તું મને છોડી દે ને બસ આએ દુન્યાંથી—"

"ઓ નહીં! નહીં! તારા વગર હું જીવસ નહીં, એમજ મને લાગેચ, કાંકે વ્હાલા જસી, તારી મોહબતમાં હું ગોયા દીવાની બનીછ; મને કાંઈ સુજ પડતું નથી–તું જુદાઈ માટે બોલજ ના. તે સાંભલી મને ધ્રુજરાં છુટેછ! ચાલ હું અંદર જાઉંછ." અને એમ બોલી આ ભોલી છોકરી એકવાર ફરીથી ખુદરત તરફથી બીજી ચેતવણી મલ્યા છતાંબી ખાનાખરાબીનાં બુરા રસ્તાથી પાછી હઠવાને બદલે આંખ મીચી યાહોમ સરબસર વધુ ખસ્તેખુહારીની ખાહીમાં ઘસડાવા લાગી! આ અભાગણી ભુલકણી છોકરી જાનફેશાનીની ફીદાગરીમાં એવી હદ સુધીની ગોયા દીવાની બની હતી કે તેને જસી સીવાએ બીજું કોઇબી શ્રેષ્ટ આ દુન્યામાં દેખાતું ન હતું!

અને જસી? આ ગણત્રીબાજ લુચ્ચાએ પરીનનાં ત્યાંથી જવા પછી સંધ્યારાનો લાંબો દમ ખેંચ્યો, અને તે અભાગ્યું પેકેટ કે જેનાથી કાંટાની કટેસર થતી સેહજમાં બચી ગેઇ હતી તે પોતાનાં ગજવામાં મુકી બબડયો, "આહ! પરીન! પરીન! તારા જેવી આકલીભુત ને વીછણ વાઉ ઓરત સાથ ભવીષમાં મારો પાટલો કેમ ફાવશે? આંખના પલકારામાં તું એવી તો પર્યાં જેવી હસતી ને મનોહર, રૂપસુંદરી દેખાયછ, તો બીજીજ પળે તો તું અદેખી, આકલી, ઉતાવલી ને વાઘણ જેથી વીકાલ બની જાયછ, તો ભવીષમાં મારી સાથ કાશી સંગ કેમ જશે? સેવકનાં હાથમાં દોલત આવે પછી બધું થઈ રેહશે! પછી સેવક જો કે તારો મરડાટ કેમ તોરેચ,

ને જરાજરામાં આકલીભુત થઈ જવાનો સ્વભાવથી કેમ ભુલાવેચ ?" અને વિચારવંત ઢપે ભારી પગલે તે બાગનાં એકાંતમાંથી પાછો હૉલની રંગરાગ-ભરી ગડબડબડમાં જઇ ભેલાઈ ગયો.

## પ્રકરણ ૨૮ મું.

"અરે હું મયે દુખીયાં દુખાવો ન તુમ,
એ જાલીમ મુઝે અબ સતાવો ન તુમ.
હમ તો હય સતીયાં–પ્રીતકી બતીયાં,
સુનાકે જીયાકો જલાવો ન તુમ.

એકાદ પતગ્યું જેમ તેજસ્વી દીવા ઉપર મરી ફીટી જાનફેસાનીથી આયદે પોતાનો જાન કુરબાન કરે છે, તેવીજ કીસમની જફાકાર સ્થીતી મોહબતના બુરા મર્જમાં દીવાનાં થયલાં ઇનસાનની થઈ પડે છે! ગમે તેવું મજબુત મનનું ઇનસાન બુરી ખસ્તે ખુહાર મોહબતની મોહકાણુમાં આયદે સીકસ્ત અને આજેજ થઇ પડે છે, તેવીજ બુરી સ્થીતી ભોલી પરીનની થઇ પડી હતી. મોહબતમાં આંધળી બનેલી આ દીવાની અબળા એવી હદ સુધીની ઘેલી બની ખસ્તેખુહારના બુરી ખાઇનાં ઉંડાણુમાં ગબડી પડતી હતી, કે તેણીએ લીધેલાં ભુલભરેલાં ખાનેખરાબ રસ્તાથી પાછી હઠવા તેને અનેક તરાંહની ખુદરતી અનેક ચેતવણીઓ અને આગાહી થતી હતી, છતાંબી આ આંધળી બનેલી પ્રેમ ઘેલી કમસમજ બાળા આ બુરા રસ્તા પર સર્વની ઉપરવારી થઈ ગમે તેવી ચેતવણીની કશીબી પરવાહ કર્યા વીના ખસ્તેખુવારીનાં ખરાબા તરફ આગલ ને આગલજ જોસ સમેત ઘસડાતી હતી.

તે જે બદમાસ દગાબાજ અને પૈસાથી આંધલા બનેલા જુવાન જસીને છેક ધડનાં ધડથી ચાહતી હતી, તે માત્ર તેના પૈસાને ચાહતો હતો એવી દરેક ચેતવણીઓ તેને મલી હતી, છતાંબી તેઓ સર્વ ખાલી તે ભલા જુવાન સામે અદેખાઇનાં અંધકારમાં અપંગ બની ખાલી અદેખાઈ અને કપટના ઉભરા બાહર કાઢતાં હતાં, એવું વિચારી આ ભોલી અબળા જસી વાહડયા તરફ વધુને વધુ ખેંચાઈ! કાંઇબી કરીને નાતાલની ઉપર તેઓનાં લગન કરી આપવાંજ જોઇયે, એમ જસીએ પરીનનાં મનપર

ઠેસવ્યું હતું, તે આધારે આ ભાણુભુલી અબળાએ પોતાના જઇફ પીતાને બી ઘણુંજ જલ્દીથી નાતાલ અગાઉ લગન કરી નાખવા વીણવ્યો અને એટલી બધી અધીરાઈ અને ઉતાવલ જોઈ આ ડોસોબી ઘણો તાજુબ થયો અને પેહલી હરેલમાં આ ભુલકણી છોકરીનું મગજ ફેરવવા અને લગન હજુબી વધુ લંબાવવા ઘણુંબી સમજાવ્યું, પરંતુ આ હઠીલી અને જીદ્દી દુકતી જરાબી સમજી ન શકવાથી તથા શરૂઆતથીજ તેનો પડયો બોલ હમેશ ઉંચકતો હોવાથી, આ જઇફ ડોસો આ નાદાન આગલ તદનજ લાઇલાજ બની ગયો !

" પપા, હું જસીને ચાહુંચ તો તેની સાથેજ પણવાની ને ફર પણવાની ! તમે બધાં એક થઈ મારી અદેખી કરી મારી વીરૂધ બોલ્લા મારી મોહબતમાં ફાંચર મરાવોચ પણ મેં એક વખત જેને કબુલાત આપી તો પછી મારો જીવ જાય તોબી તેવી કબુલાતથી પાછી ફરનાર નથી ! હા ! હું પરણસ તો એનેજ પરણસ, નહીં તો કુંવારીજ મરી જવાનું પસંદ કરસ."

" ખેર ! આજને કાલ બુઠ્ઠાંઓ જુવાનોને જે સારો રસ્તો દેખાડેછ, તે તેવાં કમસમજ નાદાન જુવાનોને નઠારો ને અકારો લાગેચ ! હું તારાં ભલાંમાં છેઉં દીકરા ! હું જીવી જીવીને બે ચાર વરસ જીવસ, પણ તુંને તો જુગ લેવાનો છે, માટે આંખ વીંચી ખાડામાં પડીને જુગજુગ પસ્તાવામાં પડવાનાં કરતાં ખુલ્લી આંખે ખસ્તેખુહારીનાં ખાડામાંથી દુર બચવામાં વધુ લાભ છે. તું માત્ર એની ફુરતાજભરી જવાનદરાજીપર લોભાઈ અંજાઈ ગેઇચિ ! એ જેવો મુફલેસ છે તેવીજ હાલત આજે તારી હોતે તો તારી પાછલ લાગી તુંને પણવા એ દુકતો શું એટલી વીરમાં ધસડાતે ચારૂં ?"

" હું ધારૂંછ એમ, પપા ! ગરીબાઈ, લાચારી હાડમારી યા હાંડેસાઅ એ મને વફાદારીથીજ વળગી રેહશે, એ તદનજ ખાત્રીપુર્વક છે પપાજી ! પપા, મને હવે વધુ વાર ના ગુંગલાવ્યો કરો !"

" તારાં ભવીશ માટે મને મોટી ચીંતા ને ફીકર છે. દીકરા ! હું હીંમતથી કહી શકું તેના કરતાં તો વધારે ફીકર છે ! પરીન, સાંભળ, કદાચ, તું તદન ગરીબ બને તો ગરીબી હાલતમાં જીવવાનું તું ખમી શકશે ?"

" ગરીબી હાલત ? અલબત ! આપરે કાં ગરીબ નહીં ઉનાં ! તેવીજ જો હાલત મારી ન કરે ખોદાયને થાય તો હું હીંમતથી ખમી શકીશ."

"પરીન, આપરી જે હાલત હતી તેથીએ બદતર હાલતનો ખ્યાલ કર. ધાર, કે હું મરી ગીયો ને ત્યારપછી ખુદાનખાસતા તું ભીખારી બની ગઈ, અર્ધી વગરની રવડતી, કપડાં-ચપડાં વગરની રખડતી અને ખાવાનાં અંન વગર રઝલતી થઈ ગેઇ, ધાર કે મીત્રોની મોહબત વિનાં યાતો કોઈનાં આધાર વિનાંજ વિખુટી પડી, ને તારાં પેટનાં ગુજરાનને વાસ્તે જેમ બીજી ગરીબ વર્ગની છોકરીઓ વાસણ, કચરો પુંજો કરી આખો દીવસ ને અરધી રાત સીવાસાંધી પુરૂં કરેચ તેવીજ બતંગ સ્થીતીમાં આવે, તેવીજ ગરીબાઈમાં જો તું આવી પડે તો તું શું તે ખમી શકે વારૂં?"

પોતાનાં પીતાના આ ભેદ ભર્યા બોલોથી પરીન તો તદનજ દીગમુઢ બની રહી, અને પોતાના પીતાને ટગર ટગર એકાદ પળ ચીંતાથી ટીકવા પડી.

"હું-હું-ખાનબહાદુરની છોકરી- હું લખોપતી બાપની દીકરી, આવી ગરીબાઈમાં આવી પડું? 'પરીન પેલેસ'માં રાજ કરતી રાણી તરીકે રેહનારી હું કચરો-પુંજો ને સીવીસાંધી પુરૂં કરનારી હાલત સુધીની કંગાળ બનું? પપાજી એ તમે શું વાહીયાટ જેવું બોલી મારા હોંસ-કોસ ઉડારી નાખોચ! હું ગરીબીમાં આવી પડું એજ પહેલે તો તદ્દનજ નહીં બને એવું છે!"

"કાંય નહીં બને? પૈસા કોણના રહયાચ કે આપણા રહેવાના છે! ભલા ભલા લખોપતી, મોટા મોટા તુમાખી દોર-જોર કરતા રાજકર્તાઓ કીસમતની કમનશીબી વચે આંખના એકજ પલકારામાં ઉંચાઈના ઉંચાણ પરથી, કીરતીની ટોંચપરથી ગબડયું ખાઇ ભીખારી અને કંગાળ હાલતમાં અવત્યાં મારી મારેં લાગેલા છે, તો તારા જેવીના શું આસરા? તું એમજ ધાર કે એવીજ હાલત તારી થાય તો તું ખમે કે?"

"હું એવું ધારવા માંગતીજ નથી, પપા! હું એવી ગરીબાઈનું દુઃખ ખમી શકું નહીં! ગરીબી અને કંગાલ્યતમાં આવી પડી, પેટ પુરવા માટે ઘેરેઘેર વહીતરૂં કરી અરધી અરધી રાત સીવી-સાંધી ગુજરાન કરવાને બદલે હું મારી જીંદગીનો અંત લાવવા હજાર દરજ્જે બેહેતર સમજું! પણ એ નોનસનસ જેવી વાત શું કરોચ? હવે મને કેહો કે નાતાલપરજ મારાં લગન કરી આપશો કે?"

"તારી હુજત આગળ મારાથી ના કહેવાતું નથી! તારા જેવી મોહબતમાં આંધલી બનેલી છોકરીને બેહસ્તમાંથી ફ્રેસ્તાઓબી આવીને સારૂં સમજાવશે તો કદીબી તેમ સમજશે નહીં! ખેર! એમતો એમ! પણ યાદ રાખજે કે મારી મરજી મુદલજ નથી! પરીન એના જેવાના હાથમાં

તારો હાથ આપી દુઃખી જોવાને બદલે તુંને આ ઘડી મુએલી જોવા આતુર થાઉં એવું મને થાયચ! ખેર! અને જો પરીન—"

"શું પપા ડીયર?"

"બને એમ પેલી નાંજાંમાય સાથ એખલાસથી વરતજે; તેમાંજ ડાહપણ છે! એ આપણી પહરોણીજ છે માટે માન આપજે! હું જાણુંછ કે તુંને એ ગમતી નથી, પણ તોબી એની સાથ માયાથી વરતવામાં ભલાઈ છે!"

"પપા! મને તો એ જરાબી ગમતી નથી જો! પણ તોબી તમારે ખાતર હું લઈ ચલાવશ!"

"યાદ રાખજે પરીન, કે એ જો ચાહેતો આપુને દુઃખી બનાવે એમ છે–હું–હું–એનાં–એનાં–એની સ-તામાં છેઉં, માટે જો આપણે એમાંથી એક બી એ નાંજાંમાયને માઠું લગાડયે તો આપણને દુઃખી કરવા ચુકે નહીં એમ છે! મારાથી વધુ બોલાતું નથીજ! મારે એટલુંજ કેહવું છે કે મારે ખાતર તું સારી રીતે વરતજે."

અને પોતાની છેલ્લી ફ-તેહથી હદથી જ્યાદા ખુશી થઈ પરીન ત્યાંથી ઉમેદભર બાહર ગઈ.

ભોલી છોકરી! તેના બાપે જેવી ગરીબાઇનો સીહા ચીતાર તેની નજરો સનમુખ રજુ કીધો હતો, તેવીજ ગરીબાઇમાં–સીહા લાચારીમાં પોતે લીધેલાં ભયભર્યા પગલાંથી તે આવી પડનાર હતી તેનો એક ઝાંખો ખ્યાલબી આ ભુલકણી ને ભાણભુલીને સેહજ ગણ અંશે થયો નહીં, એટલી હદ સુધીની તે મોહબતમાં દીવાની બની રેહી હતી!

આહ! પ્રીત! પ્રીત! પ્રીત કરવી, મોહબતથી જાનફેશાની કરવી, એ એક બચ્ચાં જેવી રમત છે, મગર તેજ મોહબતને દુઃખો વચ્ચેથી નીભાવવી એ ઘણીજ મુશકેલીથી વાત છે! એ એક જાતનું મીઠું ઝેહર છે!

---

# પ્રકરણ ૨૯ મુ.

## શ્યાદી (બરબાદી?)ની તૈયારી!

"પરીન પેલેસ"માં ડીનર પાર્ટી હોવાથી પચરંગી પહરોણાઓનાં ઠાઠમાઠ વચ્ચે આ ભભુકદાર રેશનીનાં ઝલઝાટમાં દીપી રહેલો મેહલ ગોયા પરસ્તાનને ખ્યાલ આપતો હતો. પરીનનાં લગન નાતાલ ઉપર જસી સાથ નકકી ગોઠવાવા બાબેની ખુશ વધાઈ ચોમેર પહરોણાઓમાં પસરી રેહી, અને દરેક જણ પરીન તથા જસીને તેનાં સુભાગ્ય માટે મુબારકબાદી આપવા લાગ્યાં! એકાદ ઝેરી સર્પ પોતાની તેજસ્વી ઝીણી આંખોથી ઘાસની વચ્ચેથી જેમ સરસર કરતો અહીં તહીં દોડી પોહોંચે, એવીજ કીસમથી ગણત્રીબાજ અને લુચ્ચી નાંજામાય તરેહવાર નખરાં નાંજેથી ભરપુર નખરાં કરતી હસતા ચેહરાથી પહરોણાંઓ વચ્ચે સાંપની માફક સરસર જતી હતી, અને આ ઢોંગી અને લુચ્ચી અને બહારનાં દેખાવથી હસમુખી નાંજાએ પોતાનાં નાંજે નખરાંથી, પોતાનાં રાણી જેવા હડેરાથી પહરોણા વચ્ચે એવો તો ઉંડો છાપ બેસાડયો હતો કે આ નાંજામાય સાથ ભેલાવા અનેક જુવાનો પછાડા મારી તેની આસપાસ ટોલું વળી તેની સાથ વાત કરવા તરભર્યાં મારતા હતા!

આ દુન્યા એવીજ કીસમની છે! જેઓ ભપકો સપકો કરી પોતાની ફુરતાજથી પોતાની ધરપચ-સરપચથી આ દુન્યાની સપાટીપર રહેવાનું ડોળ ઘાલે છે, તેઓજ ફાવે છે; ગોયા તેઓ દુન્યાની દુન્યા ખાઈ જાય છે. જ્યારે જેઓ રાસ્તીથી ચાલી દુન્યાનો ડર કરી બીહધેલા ધ્રુજેલા એક માર્ગી સ્થીતીએ પોતાનો કાલ નિર્ગમન કરવાનો સંતોષ પકડે છે, તેઓ આ દુન્યામાં કદીબી ફાવતા નથીજ, એ આ લાલચુ દુન્યાનો તમામ ઉંધો કાયદો છે!

"ઘી ખાના સકકરસે ઔર દુન્યા ચલાના મકકરસે" આ કહેવતને અનુસરી ચાલનારીજ નાંજામાય બારે ગાંઠ પુરી અબળા પુરવાર થઈ ચુકી હતી.

અને જાંહાંગીર?-પરીન અને જસીનાં લગનની ખુશ વધાઇથી આ મોટી ભપકાદાર ડીનર પાર્ટીમાં જો કોઇબી નારાજ, નાસીપાસ, અને નામુરાદ થયું હોય તો તે આ હારેલો, મારેલો, તુટેલાં દીલનો જાંહાંગીરજ

એખલો હતો! આ ખુશ વધાઇથી જ્યારે દરેક પહરોણાંઓ ખુશાલ બની હર્ખથી બને ઉમેદભર જુવાન જીગરો પર મુબારકબાદીઓના ગોયાં વરસાદ વરસાવી રહયાં હતાં, ત્યારે પ્યારની હારમાં આજેજ અને સીકસ્ત બનેલો જાંહાંગીર ગમખ્વાર સ્થીતીએ એક બાજુ બેસી જસી વાહડયાને અદેખાઇનાં ધગધગતાં આતશનાં સોળે સોળા ઉકતાં જીગરથી જોયા કરતો હતો!

જસી તેનો હરીફ હતો–ગોયા તેનો જીવલેણ મુદઇ વેરસી બન્યો હતો–એજ લુચ્છા બાંગરે કવાબમાં હાડકાં મીસાલ વચ્ચે નડી તેના હાથમાં આવેલી સુન્નાની ચલી ઉડારી નાખી હતી, અને તેજ બદમાસ, દગાબાજને લીધે લખોની દોલત અને ચેહલમેહલ વચ્ચે ભવીષમાં વસવાના દીલખુશ હવાઇ વિચારોનો સદંતર નાશ થયો હતો! ઓ! દેખતી આંખે ચાતરી ભોંકવાનું જફાકારક, જીવલેણ અગાધ દુઃખ તે ખમી તે કેમ શકે? ઘરમાં પાળેલી એકાદ બીલાડી પોતાની નજરો સનમુખ પોતાના શેઠને ભોજન ખાતાં જોય તો તે દેખી ન શકવાથી તેનો શેઠ કયારે અપંગ બને કે પોતે બધુ ભોજન ચાંપી જાય એવુંજ ઇચ્છે. તેમજ આ બદમાસ જસી પરીન સાથ સ્યાદીના ગાંઠથી એક થાય તેની અગાઉ કાંઇબી નડતળ નડે અને તેઓ વચ્ચેનો સંબંધ તુટે તો તે આયદે પરણી જાય એવુંજ આ નાસીપાસ થયલો જાંહાંગીર ઇચ્છતો હતો!

મગર ઇનસાન ધારે છે શું ને ખુદા કરે છે બીજું! અદેખાઇમાં આંધલા બનેલા, મોહબતની જંગમાં સીકસ્ત પામેલા નાઉમેદ જાંહાંગીરને એવી હદ સુધીની હીણુપસ્તી અને નામોશી ગોયા લાગી હતી, પરીન સાથ 'પરીન પેલેસ'માં એકજ છાપડે વસવાની તેને એવીતો એજાલટ લાગી કે પ્યારમાં હારેલો આ નામુરાદ છોકરો 'પરીન પેલેસ'થી થોડે દુર સપલશાહની માલેકી હેઠળ આવેલા નાના બંગલા નામે 'રોઝ કોટેજ'માં જઇ વસ્યો હતો. પોતાનો બત્રીજો નામુરાદ થયો હતો તે સપલશાહ બરાબર જાણતો હતો મગર પરીનની હુજટ આગલ તે કશું કરી ન શકવાથી જાંહાંગીરને આવી સ્થીતીએ જોઇ તેને ધીરજનાં સખુનો કેહવા લાગ્યો અને 'રોઝ કોટેજમાં પોતાના આદમીઓની દેખરેખ હેઠળજ સપલશાહે જાંહાંગીરને રાખ્યો.

આ દબદબાભરી પાર્ટીમાં ખાનબાહદુર સપલશાહ મેહમાનો આગળ જઇ ઘણાં હર્ખસમેટ, એક મનોહર સાલેસ અને અને ચાલાક જુવાનની ઓળખાણ કરાવવામાં મોજ માનતો હતો, તે ખુબસુરત જુવાન આપણી વારતામાં નવીજ ઓળખ ધરાવનારો હોમી ડૉકટર હતો. તે ઘણોજ જુવાન હતો, અને ઘણીજ જુવાન વયે વૈદાંની ભારી અને બીકટ પરીક્ષાઓ, ખાનબાહદુર સપલશાહનાં

ખર્ચે યુરોપ જઇ, ફ્-તેહમદી અને માન-ચાંદ સાથ પસાર કરી આવેલો હોવાથી, પહરોણાનાં મનમાં પોતા માટે ઘણાં ટુંક વખતમાં ઉંચો છાપ બેસડી ચુકયો. તે ચાલાક ઝેણ અને તીક્ષણ બુધ્ધીનો હતો તેમાં તો કાંઇજ સદેહ ન હતો, મગર ઘણોજ નમાનો, અને હસમુખો હોવાથી પોતાનાં મુરબ્બી જેવા સપલશાહનાં પહરોણાં વચ્ચે ઘણાંજ ટુંક વખતમાં પળોટાઈ ગયો. આજની ડીનર પાર્ટીની માત્ર પંદર દીન અગાઉ તે યુરોપથી આવેલો હોવાથી પોતાનાં ઓળખાંણ-પીછાંણવાલાંઓ આગલ આ જુવાન હોમીને મગરરીથી 'ઇનિત્રોડયુસ કરાવતો હતો.

જોનારને ખુશ લાગે એવો આ હોમી ડૉકટરનો ઝલકતો અને ખુશનુમાં ખુબસુરત ચહેરો હતો. તેનાં મરદાનગીભર્યા ચહેરાની ઝમકમાં કાંઈ એવી તો તેજસ્વી રોશની ગોયા ઝલકતી દીસ્તી હતી, કે જે તેને જોય તે ચાહે અને નિશંશય વખાણે. જોતજોતામાં માત્ર પેહલીજ નજરે સામાં માણુસનાં મનમાં મોહબત અને માનની દીલખુશ લાગણીઓ ઉતપન્ન કરી શકે, એવા જે સાલેસ ભલા અને સાચા તેજસ્વી જવાનો લાખોમાં એક થઈ શકે તેમાંનોજ આ જુવાન હોમી ડૉકટર હતો.

સપલશાહ અલાહબાદ આવી લખોપતી થયો હતો તે અગાઉ પોતાની દીકરી પરીન સાથ સાદી જીંદગી ગુજારતો કલકતે વસતો હતો અને તેઓ જ્યાં વસતાં હતાં તેની નજદીકમાંજ આ જુવાન હોમી પોતાની માતા હીરાંબાઇ સાથ રેહતો હોવાથી, અને હોમીને સપલશાહ સાથ ઓળખાણ પડવાથી, તથા કુદરતીજ તે ચાલાક અને તીક્ષણ બુધ્ધીનો દેખાવાથી, અને પોતે યુરોપ જઇ મોટી વૈદાંની પદવીઓ મેલવવાની હોંશ ધરાવતો હોવાથી, તથા પોતાની અને હીરાંબાઇની સ્થીતી બહુજ મુફલેસ હોવાથી, આ ભલા અને જઇફ ડોસાએ પોતાનાં ખર્ચે મુંબઈ મોકલાવી આપ્યો, જ્યાં ડૉકટરની પરીક્ષા ફ્-તેહમંદીથી પસાર કરી પાછો કલકતે આવ્યો. આ વખતે સપલ-શાહને લખોની દોલત મલી જવાનો સુભાગ્ય સંજોગ થવાથી પોતે અલાહબાદ લખોની મીલકતનો કબજો લેવા આવ્યો અને હોમીને પોતાનાં ખર્ચે ખાસ યુરોપ વૈદાંનો વધુ અભ્યાસ કરવાનાં ઇરાદાથી મોકલી આપ્યો અને આ ભલા જઇફ ડોસાએ હીરાંબાઇને કલકતેથી અલાહબાદ લાવીનેજ રાખી.

ભલાંઓને ભલું કરવાનોજ શોખ છે, બુરાંઓ બુરાઇમાંજ મોજ માને છે. સખાવત સખીથીજ થાય છે, જ્યારે ઠગથી ઠગાઇજ થાય છે એવી આ દુન્યા છે!

અને હીરાંબાઈ! આ જઈફ વીધવા ખરી રીતે જોતાં હોમીની સગી માતા ન હતી, પણ પોતાને પેટે કાંઈ બી સંતાન ન હોવાથી હોમીને દીકરો કરી લીધો હતો અને તદનજ બાળપણથી ઉછેરી મોટો કરવાથી આ ભલો જુવાન હીરાંબાઇને માતાનાં વહાલથી ચાહી માતા તરીકેજ પીછાણુનો આવ્યો હતો. હોમીનાં માત-પીતા કોણ હતાં તે માટે હોમીને કશીબી ખબર ન હતી, અને તેનાં માત પીતાને લગતો ભરમ સેહજસાજ હીરાં-બાઇએ પોતાની છાતીમાંજ છુપાવી રાખ્યો હતો. આ ભલો જુવાન વારતાનાં ઉંડાંણમાં કેટલેક આગેવાન ભાગ ભજવી બતાવતો હોવાથીજ અત્રે તેની લંબાંણથી ઓળખ પ્રાય વાંચક સાથ કરાવી છે.

આપણે ઉપર જોઇ ગયા એમ હોમી ડોકટર યુરોપનાં કેટલાક આગેવાન શેહેરોમાં તબીબી અભ્યાસ કરી અનેક માનભરી ડીગ્રીઓ મેલવી અલાહ-બાદ પાછો ફર્યો, અને આજની ડીનર પાર્ટીની માત્ર એકજ અડવાડયું અગાઉનો યુરોપથી આવવાથી એક માન પામેલા અને બાહોશ ડોકટર તરીકે સપલશાહ બધા સાથ તેની ઓલખાંણ મોટી મોજ સાથ કરતો હતો. સપલશાહનો એક જઈફ મીત્ર નામે જાલેજર ડોકટર અલાહબાદમાં સારી વિખ્યાતી પામ્યો હતો, તેના હાથ હેઠળ અલાહબાદના લોકમાં ઓળખાંણ પડાવવા હોમીને રાખ્યો અને આ ભલા ડોસાએ પોતાના ખર્ચે દવાખાનાને લગતી દરેક સામગ્રી મુંબઇથી મંગાવી દવાખાનું ખોલી આપ્યું અને આ સાક્ષેસ જુવાન માત્ર આઠજ દીનમાં પોતાની ચાલાક ઝેણ અને તીક્ષણ બુધ્ધીથી એટલો બધો લોકોમાં પંકાઈ જવા લાગ્યો કે તેના બાહોશ આચાર વિચારોથી જઇફ ડોકટર જાલેજરબી એ ઘડી તાજ્જુબ થઈ ગયો!

હોમી લાંબા વખતથી ભલી અને મનોહર પરીનનો વખાણનાર હતો, અને જે વેળા પરીન પોતાના બાપ સાથ કલકતે વસ્તી હતી, તે વખતથી આ ભોલી છોકરીને છુપી રીતે જાનોનીસાર પ્યારથી ચાહતો આવ્યો હતો, અને પોતે યુરોપથી આવી પોતાનાં જીગરમાં ઘર કરેલી ઉમેદ ખુલ્લી કરી પરીન સાથ સ્યાદીનાં ગાંઠથી એક થશે એવીજ ઉમેદ બાંધતો આવ્યો હતો, મગર આજની ડીનર પાર્ટીમાં પરીનનાં લગન જસી વાહડયા સાથ નકકી થઇ ચુકેલાં જાણી તે ભારે નાસીપાસ અને નાઉમેદ બની રહયો. પોતાની ઉમેદ અને મુરાદનાં ફળ કરમાઈ જવાથી તે હદથી જ્યાદા નામુરાદ બન્યો, તોબી આ ભલા અને તમામ નીષકપટ જુવાન ડૉકટરે જીગરનાં ખરાં જોસથી પરીનને મુબારકબાદી આપી, અને જોકે પોતાનું નાજુક આશાવંત જીગર ચીરાઈ ને વીંધાઈ ગયું હતું, તોબી ભોળાં દીલથી બધાં સાથ હસી હસીનેજ વાનો કરતો બચ્ચાંઓ વચ્ચે ભેળાવા લાગ્યો.

આ બાજુ પરીન પોતેપી લાંબા વખતથી આ ભલા જુવાનને ઘણુજ હેટ અને વાહલથી ગણતી અને જોતી આવી હતી, મગર જેવી ઉમેદ હોમીએ પોતાનાં જીગરમાં ઘર કરી હતી તેવી ઉમેદે આ ભોળી છોકરીનાં દીલમાં વાસો કીધો ન હતો. તે તો આ મનોહર અને ભલા જુવાનને એક ભાઈ તરીકેના બુલંદ અને સાચા પ્યારથીજ ચાહતી આવી હતી. આહ! પરીનનાં નસીબમાં જો હોમી જેવા સાલેસ અને ભલા જુવાનને જીતી જવાનું હોતે તો ભવીષમાં દુઃખના મહાભારત દર્યાઓ ડોહવવાનું જીવલેણ દુઃખ તેને ક્હાલે મુદલજ આવતે નહીં! મગર આએ જીદ્દી ઓહ-સીલી અને બાણભુલી છોડી આવા તમામજ લાયક અને લાખોમાં એક મલી શકે એવા નેક ભલાને પોતાનો ભરથાર બનાવી સર્વોત્તમ સુખનો લાહવો ચાખવાને બદલે જસી વાહડયા જેવા ફુરતીબાજ, અને મુફલેસ સાથ પરણી જવાની ઓહસ કરી પોતાને હાથે સુખનો સુર્ય ઝાંખો કરવાની ગફલતી કીધી હતી, તે સર્વ ભવીષમાં આ ભોલી છોકરીને અફસોસકારક હદ સુધી ઘણી ગમખ્વારીથી યાદ કરવું પડશે! તેવાં બુરાં ભવીષનો હાલ તો તેને મુદલજ ખ્યાલ કે ખટકો થયો હતો નહીં.

મધરાતનો વખત હતો.

પહરોણાંઓથી ગાજીવાજી રહેલો પેલેસ ઝુફણુઝાફણમાં પડયો હતો. પહરેણાંઓને રીઝવવાની ધધુખરભરી ધમચકરીની જેહમતમાં થાકી ગયલો જાઈફ સપલશાહ પોતાનાં બીછાંણાંમાં શાંતીથી ઉંઘ કાઢતો હતો, જ્યારે તેની બેટી પરીન પોતાનાં બીછાંણાંનાં ઓરડાની બારીએ ઉભી રહી માહતા-બની ઠંડી બરફ જેવી, પોતાના બેહસ્ત જેવા બાગપર પંથરાએલી, રોશની વચ્ચેનો એકાંત મહીમા તરેહવાર વિચારોના વમળમાં જોતી ઉભી હતી. આ ભોળી છોકરી નજદીક આવતા સુભાગ્ય (અભાગ્ય?) પ્રસંગના વિચારોથી એટલી હદ સુધીની ગોયા ઘેલી દીવાની બની રહી હતી, કે તેજ—અને તેજ ઉમેદ ભર્યા (સત્યાનસ અને ખાનેખરાબભર્યા?) વિચારો વચ્ચે તેને ઉંઘનો એકબી ઝોકો આવતો ન હતો.

મગર આવા મધરાતની એકાંતે બારીએ ઉભી સુખી (કે દુખી?) દીવસના બાગ્યશાલી (કે અભાગ્યા?) સ્વપ્નાઓજ જોવામાં પરીન, એવી હદ સુધીની લીન બની ગઈ હતી કે તેનાં ઓરડાનું બારણું ઉઘાડી કોઇનાં અંદર આવી તેની લગોલગ પાસે આવી ઉભા રેહવાથીબી પોતાનાં ઉમેદ-ભર્યા (નાશકારક!) વિચારો વચ્ચેથી ચોંકી કે બીદાર થઈ નહીં!

મોહબતનું એવુંજ પ્રબળ હોય છે! આ નાશકારક, જીવલેણુ દીવાનાપણુંમાં ફસવા આગમજ લાગી ભુખે તરનવાલા જેઓ જમી જાય છે, જેઓ સુખચેન અને કરારથી નીરાંતે નીંદ્રાવશ થાય છે, તેઓને આ અભાગ વેલા—આ દીવાનાપણાં પછી—ભુખ લાગતી નથી, પ્યાસ લાગતી નથી, તેમજ તેઓની ઉંઘબી ગોયા ઉડી જાએ છે! આહા! મોહોબ્બત! આ દુન્યામાં મીઠાંમાંમીઠું ઝેહર છે!

---

## પ્રકરણ ૩૦ મું.

### મધરાતનો પહરોણો.

"ઓ માયરે હું કેવી બીહબી!" લુચ્ચી નાંજાને આવી મધરાતે પોતાના ઓરડામાં ઓચીંત આવેલી જોઇ પરીન પહેલી હરોલમાં ચોંકી બોલી, "કાંય, નાંજાંમાય, છેક હમણા મારા ઓરડામાં?"

"દીકરી પરીન! તુંને બીહવરાવી હોય તો તે માટે હું દલગીર છેઉં જો, પણ મકુંજે ચાલ જરા હમણાંજ અસનો ઝીભરૂં કપડાં કહાડી સુતીબી નહીં હોસે તેથી જરા મળું કરીને આવી દીકરી, તારાં લગન નક્કી નાતાલ પર ગોઠવાયાં તે સાંભળી હું ઘણી ખુશી થઈ જો! ભલે! ભલે!" અને એમ બોલી વાહાલના ડોળથી પરીનનાં બંને હાથ પોતાના હાથમાં મજબુતીથી પકડયા.

આવી મધરાતે આ ઝેરી નાગણ તેના ઓરડામાં ઓચીંતી આવવાથી પરીન ઘણીજ ફફડી પડી હતી, અને મીજાજમાં પોતાનાં બંને હાથો નાંજાંના હાથમાંથી ખેંચી કાઢવા માંગતી હતી, મગર પોતાના જઈફ પીતાએ આ ગણત્રીબાજ અબળા સાથ તેને ખાતર સારૂં રાખવા અને સભ્યતાથી વર્તવા વીણવેલી હોવાથી તે તેમ કરી ન શકી, મગર લોહીનો ગોટ ગળી આ ઢોંગીનો તમાસો જોતી ઉભી.

"તમે ઘણાં ભલાં છેઓ! ટેંકસ! આવો અહીં બેસોની નાંજાંમાય."

પરીનને આવી માયાભરી રીતે વર્તતાં જોઈ નાંજાંમાય તાજુબ થઇ ખરી પણ કશાંમાં હોય નહીં તેમ બોલી, "નહીં દીકરી! એક બે મીનીટજ હું ઉભી રેહવશ! જોની દીકરા, મધરાત થઇ ગેઇચતે? તુંતો ઘણીજ

ભાગ્યશાળી જો. પરીન! તારા જનમમાં કોઈબી મરજી પાર પડયા વગર રહી હોશે નહીં! જોની તારી ઉમર તો સત્તર, ને તેટલામાં તુ આએ નાતાલ પર તો પરણીને પરવારી જઇ સુખમાં પડશે, દીકરી," અને આ ઝેરી નાગણ પોતાની તીક્ષ્ણ નજરેથી પરીનને ટીકવા પડી.

તેની નાગણ જેવી ઝેરી ચસ્મોમાંથી જાણે કે અંગારા બાહાર નીકળતા હોય એવી અદાથી તેની આંખો ચમકવા લાગી, અને એકાદ પળ પરીન જીગરનાં ઉંડાણથી મોડી રાતની આ ઝેરી નાગણથી તરખાવા લાગી. તે જો ચાહતે તો જે ઘડીએ તે અંદર આવી તેજ વેળા હડધુતની હીણ-પસ્તીમાં આ લુચ્ચી અભાગાને બાહર કાઢતે, મગર પોતાના પીનાને ખાતર તામોશ કરી ગઇ.

"નાંજાંમાય!" પરીન સેહજ ફીકકી પડી અચકાતી બોલી. "તારે તમે આવી મધરાતે શું વ-વ-વાત કહેવા આયાંચ?"

નાંજાંમાય મોટેથી હસી પડી.

"હું શું કહેવા આવીચ? મરેરે એએ! દીકરી, તુંને મુબારકબાદી આપવા આવીચ, ને વળી સાથે હું જાઉંચ તેને માટે તુંને મલવા, ને કેહવા આવીચ, સમજી."

"જાવોચ? શું ખરેખર જાવોચ?"

આ ઝેરી નાગણ 'પરીન પેલેસ' છોડી જતી હતી તે સાંભળી પરીનનાં ચહેરા ઉપર એકદમ ખુશાલી પ્રગટી નીકળી હતી, અને નાંજા ખરેખરજ જવાની હતી કે કેમ તેની ખાત્રી કરવા અધીરતાથી પરીને પાછો તેજ સવાલ પુછયો.

"મારી વહાલી દીકરી, હું જવાની છેઉં એ સાંભલીને તું ખુશી થાયચ એમ તારા ચહેરાપરથી જણાયછ. ખરી વાત કે નહીં? પણ નહીં તું મારા જવાથી દલગીર થશે ખરૂં કેની? ઠીક, ઠીક! હું જાઉંચ પણ એવી જાઉંચ કે-કે પાછી આવવાનીજ નહીં-કદીબી પાછી ફરસ નહીં-કદાચ જો આંઉં તો એકજ વખત આંઉં, ને તે તારાં-તારાં લગન પર આઉં. હું તારા લગન ખાવા આંઉં તેથી ખુશી તો છે કેની, દીકરી? તારા લગનપર આવી તુંને મારાં પેટમાં ચાંપું ને વળી તારા વર થતા જસીનેબી મુબારકબાદી આપું! મરેરે! એ ભોળો છોકરો તુંને કેવો ચાહેછ! તારી પર એને ઘણુંઉંડુંજ હેત છે જો, પર્યાં! તારા વગર એને ઘડીભર ચાલશે નહીં એવો એ વફાદાર છે. દીકરી, હા, હું 'પરીન પેલેસ'

સદાનો છોડી જાઉંચ, અલાહબાદને બી છેલ્લા સલામ કરૂંચ! પરીન, તું આએ દકેરામાં મારી સાંએ ઉભીચ કેની-આએ હીરાનાં હારથી તારી ગરદન એવી શોભી રહીછ, ને તારા આએ ગોરા હાથપર બ્રેસલેટ એવી ઝકઝકી રહીચ કે આવા દમામ ને ઠાઠ વચ્ચે જાણે તારી બેહસ્તન માયનેજ હું જાણે મારી સાંએ ઉભેલી જોઉંચ એમ ખ્યાલ થાયચ! મરે, સાચું કેહુંચ કે દહાડે દહાડે તું તદનજ માયનાં જેવીજ-નરી જાણે માયજ-ઉછરી નીકળેલી લાગેચ જો." નાંજાંમાય એમ બોલી તેની છેક નજદીક આવી અને તેનાં કાનપર પડી ધીમેથી બોલી. "તું માનશે નહીં, દીકરી પર્યાં, પણ તારી માયે એક વખત મારાં લગન થતાં અટકાવ્યાંતાં!" આ બોલતી વેળા તેની આંખમાં એવો ધીકકારનો ચમકાટ વ્યાપી રહયો હતો કે પરીન તે જોઈ લગાર ચોંકી અને પોતાના બંને હાથો નાંજાંમાયનાં હાથમાંથી ઝુંટવી બે ચાર પગલાં દુર જઈ ઉભી પુકારી ઉઠી! "નાંજાંમાય! એ શું બોલોછ?"

"હા! દીકરી! તારી માયે મારાં લગન અટકાવ્યાં હતાં. હું કાંઈ મારા નવરોજી નવલખીને વાસ્તે નથી બોલતી જો-બેહસત બીચારાને-તેવણને તો તારી માવ ઓળખતીતીંબી નહીં. હાલ તું જેટલી ઉમરની હતી તેથી બેએક વરસની નાની ને નાદાન તે વખતે હું હતી. હું એકજણ સાથ પણવા માંગતી હતી! આહ! કેવો ગબરૂ ને સરસ ને દમામદાર ચહેરો-પણ જીભરૂં તારા જસી જેવો ગોરો તે નહીં ઉતો જો, દીકરી! ને હાલ તું જેમ તારા જીભરૂં જસીને ચાહેચ તેવી રીતે મરે હુંબી તેવણને ઘણીજ વહાલથી વરતતીતીજો! વાત વધી ગઇ ને આખરે હમારાં લગન નકકી થઈ ચુકયાં ને મરે મારે મનપસંદ મેં લગનનો બધો મોંઘોદાટ વાગોબી વસાવ્યો ને છેક છેલ્લી ઘડીએ-કટોકટ વખતે જ્યારે સુખી થવાનો વખત તદનજ અણીપર હતો, ત્યારે તારી બેહસતન માય થતીનીએ વચમાં ફાંચર મારીને લગન સદાનાં અટકાવ્યાં! આહ!" અને એમ બોલતાં નાંજાંનો ચહેરો જરદ મારી ગયો ને આગલી જફાકારક યાદ તેને આ વેળાએ હૈયે ચઢી આવવાથી જીગરનાં ઉંડાણથી સરદ હાય મારી! "તારી બેહસ્તન માયે મારાં લગન અટકાવ્યાં જો, દીકરી! જો કે તે વાતને વીસ વરસ વહી ગીયાંચ, પણ આએ વખતે હું તારી સાથ વાત કરૂંચની ત્યારે-તું માનશે, દીકરી,-તે વખતે થયલી નામોશી, નાસીપાસી, દુઃખ અને ધીકકાર તેમજ ગુસ્સો જાણે કે હમણુંજ તેમ બન્યું હોય તેમ મારી છાતીમાં બધાં ઉભરાઈ આવેછ! જેવી રીતે મેં ચાહ બનાવ્યો તેવીજ રીતે હું બહુ દુઃખી ને હેરાન થઇચ જો! જેને મેં ચાહયો, ને જેની સાથ હું પરણવાની

હતી, ને જેની સાથ પરણતાં છેલ્લી ઘડીએ તારી બેહસ્તન માયે ફાંચર મારી, તેને આજ વીસ વીસ વરસ થયાં જોવાની તો મને ઓવાઇ નવાઈ છે જો! ને મરે, હું હવે જોવાબી માંગતી નથી જો! તે હજુ જીવતો છે ને બીજી સાથ લગન કરી બચ્ચાં છોકરાંથી પરવારીબી ગીયોચ, ને કદાચ મારી સાથની લગન કરવા માટેની મુરખાઇ માટે પોતાની હાથની ધરતી સાથ મશ્કેરીબી કરતો હાશે! મેંબી પછી બધો ગમ વીસારી દીધો, ને તારી બેહસ્તન માયને મારા સુખનું સત્યાનાસ વાળેલું છતાંબી ખરાં જીગરથી માફ કીધી, તે બધો ધીક્કાર ને ગુસ્સો ખામોશ કરી હું પછી મારા બેહસ્તી નવરોજી નવલખી સાથ પરણીને સુખી થઇ! ખરેખર તારી બેહસતન માય જો મેં જેને ચાહયો તેની સાથનાં લગન લુચ્ચાઈથી ને દગાથી છેક છેલ્લી ઘડીએ અટકાવતે નહીં તો હું તેની સાથ પરણી લખેપતીની મોહરદાર થઈ રાજ કરતી રાણી થતે પણ એ તો જેવાં જેનાં નશીબ! જો ખુદરતબી કેવી ફાટાંબાજને ચવીત્રી છે કે તારી માયેજ મારી સાથે દગો કીધો ને મને સુખનું મધ ચાખતાં બાકાત રાખી દુઃખનાં દર્યામાં સરબસર ડુબારી નાખી, તોબી છેવટે તારી બેહસ્તન માય મરી ગેઇ તારે તો છેવટે મારા ખોળામાંજ માંથું મુકી મરી ગઇતી જો, ને મરે હવે હું તેજ માયની દીકરીનાં લગન ખાવાની ભાગ્યશાળી થવશ!"

તે બોલતી મુગી રેહી અને તેની છાતીમાંથી એક લાંબી સરદ હાય નીકળી. તેની આંખમાં જાણે કે અદેખાઇનાં ભભુકદાર જવાલાજ ફાટી નીકલ્યા હોય એવી અદાથી, એવાં તેજથી ચમકતી પરીને જોઈ. તેણે પરીનના હાથ પોતાના હાથમાં મુકયા તે વેળા તેનાં હાથ અદેખાઇની તાપથી ગોયા જલતા હોય એવા ગરમ ગરમ જણાયા.

આવી મધરાતની શ્મશાંન જેવી શાંત ચુપકીદી વચ્ચે આવી ધાસ્તી-ભરી અને જફાકારક કાંહણી નાંજાંમાય જેવી ઝેરી નાગણને મોંઢેથી સાંભળી પરીનનું જીગર ધાસ્તી અને ચીંતાની મીશ્ર લાગણીથી ગોયા ધડક ધડક થવા લાગ્યું. તેના ચહેરાપર ધાસ્તીની નીશાનીઓ પ્રગટી નીકળી અને બીહકની મારી લગાર ઉજળી પુની જેવી બની ગઈ. લુચ્ચી ઠગ, ગણત્રીબાજ અને બદમાશ નાંજાંમાય આવી મધરાતની દીલ ધ્રુજાવ-નારી એકાંત શાંતી વચ્ચે શું વીશ વરસની ઉપરની પોતાની વીંટક કાંહણી ખાખસુસજ તેને સંભળાવવા ચાલી ચલાવી તેના ઓરડામાં શા માટે આવી હતી તેનો ભરમ કે ભેદ આ ભોલી છોડી કોઈ પણ રવેશે જાણી શકી નહીં. તે ગમે તેવી બરબર બોલી બોલીદરાજ હતી મગર નાંજાંમાયની

ભેદભરેલી વાત સાંભળી તે એટલી હદ સુધીની ધાસ્તીથી અંદરખાનેથી ધ્રુજતી હતી, તેનું ઠરકરતું અને ચમકતું જીગર ગોયા તેનાં ગળાંમાં આવી એવી અદાથી ખુંટી બેઠું હતું કે આ લુચ્ચી અબળાને તે કાંઇ બી શબ્દ બોલી શકી નહીં. ગોયા તેની જબાંજ એકદમ રૂંધાંઇ ગેઇ હોય એવી ફાસમથી તે જાણે કે સુની સાવજ બની ગઇ હતી.

"ચાલ મરે બોય દેતા કે બે વાગસે! મરે! હું હવે જાંઉંચ, દીકરી! હવે તો સારે રૂરે! તારાં લગનપર તો હું ઘણું કરીને આવસ, પર્યા દીકરી—હું જરૂરજ આવશ."

પરીને તમામ હીંમત એકઠી કરી અને ગુસ્સા સમેત પોતાનાં હાથ નાંજાંમાયના હાથમાંથી ઝુંટવી લીધા ને ધાસ્તીથી પુકારી ઉઠી. "નાંજાંમાય, તમે એ શું બધું બોલ્યાં! મને શું ગભરાવોચ! આવી મધરાતે આવી વાત કરવા આવી શું મને બીહધરાવોચ? તમે એમ કાંય મારી સામે ટગર ટગર જોવોચ! મને તો જાણે—જાણે—ઘણીજ બીહક લાગેચ."

"મરેરેએએ! બીહેચ સાની જો?" નાંજાં નખરાંથી હસ્તી બોલી. "મારી મતલબ કાંઇ તુંને બીહધરાવાની નથી! અમસ્થી તારી બેહસ્તન માયને લગતી વાત કાવી; પણ વારૂ ચાલ, હવે તો હું જાંઉંચ, એક ચાઆંઆંપીને કોટી કર, દીકરી, કે હું પછી જાંઉ." અને એમ બોલી પોતાના બંને હાથ પોહલા કરી પરીનને હર્ખથી ભેટવા આવી, મગર પરીન તેનાથી બે ડગલાં દુર જઇ ઉભી. "નહીં મારે કોટી કરવી નથી! તમે જાઓ અહીંથી."

"ચાલ એમ તો એમ! પણ દીકરી, તારા લગન પર તો હું આવવાની જો!" એમ બોલતીં મોટે મોટે હસ્તી આ ઝેરી નાગણ ત્યાંથી સડસડાટ ચાલી ગઇ.

---

## પ્રકરણ ૩૧ મું.

### "એ ઠગારી ઓરતને હાંકી કાઢો."

આ બાહદુર અને હીમતવાન છોકરી ગમે તેવીબી દલેર હતી, છતા આવી મધરાતે પોતાના ઓરડામાં લુચ્ચી અને બાંગર નાંજાંના આવીને

વીસ વરસની વાત ઉપરની પોતાની કાહણી કેહવાથી પરીન તદનજ હરણફાર અને ગાફેલ બની રેહી! તે લુચ્ચી અબળા 'પરીન પેલેસ' છોડી જનાર હતી, તે કેહેવા માટે ખાખસુસ આવી મધરાતે શા માટે આવી તે પરીન મુદલજ સમજી શકી નહીં, અને આ ઝેરી નાગણ જેવી બાંગર અને ગણુત્રીબાજ અબળા જ્યારે તેને પેટમાં ચાંપવા આગલ આવી ત્યારે રખે તેના દીલ અડડવાથી કોઇબી પ્રકારથી હાંણી પોંહોચે એવી કીસમથી ડરખાઇ તે બે ડગલાં દુર ગઈ, અને નાંજાંમાયન ચાલી જવા પછી રખેને આ બદમાસ અને મકકરખોર અબળા પાછી તેના ઓરડામાં આવી તેને બીહધરાવે તેની બીહકથી નાંજાંના જવા પછી જોસ સમેટ બારણું તરફ દોડી જઈ બારણું અંદરથી બંધ કીધુ, અને ખુલાસાથી લાંબો દમ ખેંચી તે ઓરડાની વચ્ચે આવેલી એક ખુરશીપર જઈ બેઠી.

નાંજાં ભેદભરી અબળા હતી તેમાં તો કશો સંદેહ ન હતો, મગર એવો તે કેવો પોતાનાં બાપ સપલશાહ માટેનો જફાકારક ભેદ આ લુચ્ચી અબળા જાણુતી હતી કે જેને લીધે આ જઇફ ડોસો તેનાં આવવાથી એટલી હદસુધીના ગોયા ધ્રુજી ધમકી રેહી તેનાથી ગભરાતો–દબાતો ફરતો હતો? જો તેઓ વચ્ચે કાંઇ બી આગલો ભેદ હસ્તી ધરાવતો હોય તો આ જઈફ પીતા શા માટે પરીનને જણાવતો ન હતો? પોતાની અસલની વાત કરતાં આ લુચ્ચીએ બાજે વેળા પોતાનાં વહાલા જસીનું નામ દેઈ જાણે કે અદેખાઈની ધપે બોલતી હોય એમ બોલવામાં નાંજાંમાયનો શું હેતુ હતો? શું તેઓને જુદાં પાડવાની આ ભેદભરી અબળામાં તાકાત હતી?

"નહીં!" પોતાનું માથું ગરૂરી અને ટેકથી ઉંચકી તે મીજાજમાં બબડી. "આ દુન્યાપરનું કોઇ બી મર્દ કે ઓરત હમુને જુદાં પાડી શકશે નહીંજ! આ દુન્યાની કોઈ બી ચીજ મારી ને મારા જસીની વચ્ચે ફાંચડ સમાન આવી શકશે નહીંજ" એમ બોલી તે બીછાંણા પર લેટી. તેનાં ભેજાંપર લુચ્ચી અબળા નાંજાંમાયે એવો તો મજબુત છાપ બેસાડયો હતો કે આ મનેહર અબળાને ઉંઘનો એક ઝોંહકો-બી આવ્યો નહીં. નાંજાંએ તેને આવી બીહધરાવી હોવાથી તેની બીહકથી તેની ઉંઘબી ગોયા ઉડી ગઈ હતી, અને જાણે કે ડોળા ધોઈ મુકયા હોય એમી જાગૃત સ્થીતીએજ બીછાંણુંપર પડી બબડી. "આએ નાંજાંમાયે મને બીહધરાવીછ તે માટે સવારને સવાર પપાજીને કેહું ને હું એકવાર ફરીથી મારાં માયજીનો ને આએ રાંડ લુચ્છીનો ખુલાસો માગું ને ફર માગું! આએ લુચ્છીની આવી ભેદભરી હાજરી હું વધુવાર ખમવાની નહીં! રાંડ ખડયા પગ છેક ગલીચા વેર લઈ આલી!"

એ નાં ત્રણ વાગ્યા, તેની પાછલી રાતબી થઈ, અને આયંદે બામદાદ થઈ સહવારનું ઝઝકઝુંબી થયું, મગર પરીન શાંતીથી એક પળ પણ બીછાંણાંમાં ઉંઘાઇ નહી! મોડી રાતવેરની પાર્ટીની જેહમત, મેહનતની ધાંધલથી તે જબરી થાકીને લુસ થઇ હોવાથી, અને તે પછી સહવાર વેર જરાબી ઉંઘ વિનાં ભારી તાસવીસથી સારી રાત ઉજાગરામાં કાઢવાથી, આ ભોલી મનોહર અબળાની તબ્યતમાં બીગાડ થયો. ઉજાગરાને લીધે તેનાં ડોળા લગાર લાલ-લાલ થઈ ગયા અને તેનો ચહેરો તાજુબી ઉપજાવનારી હદ સુધીનો ફેરવાઇ ગયો.

સહવારનું પોહર પડયું, અને સુર્યોદય થતાં પરીન તૈયાર થઇ ભારી પગલે પોતાનાં ઓરડામાંથી બાહાર પડી અને પોતાનાં મનનું સમાધાન કરવા બાગમાં લટાર મારવા લાગી.

તેનો પીતા પોતાનાં બીછાંણાંમાંથી જલ્દી ઉઠી બારીએ ઉભો હતો, તેબી પરીનને એટલી હદ સુધીની વેહલી ઉઠી બાગમાં લટાર મારતાં જોઈ પેહલી હરેળમાં તાજુબ થયો, અને તે પોતેબી ઝડપી કદમે નીચે ઉતરી બાગમાં જઇ પરીનને જઈ મલ્યો. આ મનોહર મધુરીની નાજુક આંખ રાતના ઉજાગરાને લીધે લાલ થઇ આવેલી, તથા તેનાં ચહેરાપર ઉદાસી અને ગમગીનીનો છાપ જોવાથી સપલશાહ આ કાયલી ચહેરો જોઈ તાજુબ થયો અને તેને શું આખી રાત ઉંઘ ન આવી હતી અને ઉજાગરાને લીધે એટલી હદ સુધીની કાયલી દીસ્તી હતી કે કેમ તે માટે કાલજીમંદ થઈ આ હેતવંતા બાપે પરપુછ કીધી, જેનાં જવાબમાં ધુખરાએલે ચેહેરે પરીન બોલી.

"પપા ડીયર! મને સારી રાત ઉંઘ નથી આવી, ને સાથે બીહધેલી હોવાથી તથા ગુસ્સે હોવાથી હાલ જરા મને બેચેની જાજી લાગેછ! એનો સબબ પેલી ભેદી ઓરત છે! પપા! ખોદાખાતર એને જે માંગેચ તે આપી અંહીથી કાસર પટાવો-એ પીરાને કાઢો, નહીં તો મારાથી ઝંપીને રેહવાવાનું નથીજો! હું હસ્તી રમતી પાર્ટીમાંથી પરવાડી ઉપર સુવા ગઇ ને એ મારાં ઓરડામાં એક ઝેરી નાગણની અદાથી અંદર આવી. આવી મધરાતે મારા રૂમમાં આવવાની એને લાજબી નહીં આવી? આએ લુચ્ચી ને બાંગરે પછી મારાં બેહસ્તન માયજીને વાસ્તે વાત ચલાવા માંડી."

"તારી માયને વાસ્તે?" એકાએક સપલશાહનો ચહેરો ફેરવાઇ ગયો. તેનાં ચહેરાપર ગુસ્સાની નીશાની પ્રગટી નીકળી, "પરીન, નાંજમાયે તારી માયને વાસ્તે શું કહયું?"

"તે બેશરમ બોલે બોલે ને એમજ બોલે કે મારાં બેહસ્તન માયજીએ એ ઠગારીનાં લગન થતાં અટકાવ્યાં'તા-ફ્રાંચર મારીતી. શું એ વાત ખરી કે પપા?"

"હું જાણુંચ તાં સુધી તો નહીંજ! વારૂ, બસ એટલુંજ કેની?"

"હા! તે એટલુંજ બોલી પણ તે બોલવામાં ઘણો ઉંડો ને ભેદભર્યો સાર હોવો જોઇએ. વળી મારાં બેહસ્તન માએ એનાં લગન અટકાવ્યાં, ને પછી કેહચ કે છેવટે તેવણે એનાંજ ખોળામાં પ્રાણ મુકયો! પપા, જો કોઇબી ઓરતની આંખમાં મકકર અને સેતાન્યતપણું મેં જાયું હોય તો એજ રાંડની આંખમાં જોયાં! એ મારી માયને ધીકકારતી લાગેછ, ને વલી સાથે મનેબી ધીકકારેછ, એટલુંજ નહીં પપા, પણ જો તમુને કે મને હેરાન કરવાનું એ નાપાકનાં હાથમાં હોય તો તેમ કરવા ચુકે નહીં એવી એ બાજંદી ને પાખંડી એ ઓરતનાં વેસમાં સેતાન છે!"

"પરીન, પરીન, એ તું શું બોલેચ ને—"

"ખરૂં કેઉંચ! તેમ હેરાનબી કરે ખરી! પણ મને સાચું કેહો, પપા ડીયર," પરીન સપલશાહ નજદીક આવી અને પોતાનાં બંને હાથો તેનાં ગળાંમાં વિંટાળી પ્યારથી બોલી. "પપા ડીયર ખરેખર કેહો કે એ બેશરમ શું ચાહે તો ખરેખરજ આપુને હેરાન કરે વારૂ?"

"મારી વાહલી દીકરી." તે ગગળતે સાહદે બોલ્યો. "તે જો ચાહે તો તેમ આપુને કે તુંને હેરાન કરે ખરી, તે ચાહે તો પાયમાલ કરે ખરી."

"પણ પપાજી, તેના જેવી લુચ્છી બૈરીનાં હાથમાં આપુને પાયમાલ કરવાની એવી તે શું સત્તા છે? શું આએ માલમીલકતનો બીજો દાવાદાર હસ્તીમાં છે?"

"ને ધાર કે કોઇ દાવાદાર નીકળી આવી આએ લાખોની દોલતનો કબજો લઇ લે ને આપુંને અરથી વીના ભીખારી હાલતે હીણપસતીમાં હડધુત થઇ બાહર નીકળવું પડે તો તેવી ગરીબાઈ ખમવા તું શું તૈયાર રહેશે? આએ ફ્રરીથી પુછુંછ, પરીન કે આ લખોની દોલત છોડી દઇ ગુજરાન કરવા લોકોને ત્યાં ચાકરી રહી કે સીવીસાંધીને પુરૂં કરવા જેવી કંગાલ્યત તું ખમશે?"

"મેં તમુને તે દહાડેબી કહયું કે આવી ગરીબાઈ વેઠવાનાં કરતાં જીવ પર કરી મરી જવાનું હજાર દરજ્જે ફ્રાયદાકારક છે, પપા!" લાચારીનો નિશ્વાસ ફેંકી તે બોલી.

તેઓ બંને થોડોકવાર વિચારના વમળમાં વિંટલાઈ ચુપ રહયાં. પરીને પાછું શરૂ કીધું.

"પપા ડીયર, ચાલો અંદર હવે, જયારે નાસ્તો પુરો થાય કે એ તમાંરી નાંજાંમાંયને આવી વીચીત્ર ચાલ ચલણ માટે જરૂરજ ઠપકો આપશો. પપા, હું ગરીબાઇને ધીકકારૂંછ, પણ એ લુચ્ચી બાંગર નાંજાંમાયને તેથીબી વધુ ધીકકારૂંછ. પપા, કંઇબી કરી એને અહીંથી કાઢો જે થવાનું હોશે તે થશે! ધરકધુજારામાં રેહેતાં હું તો કાયર થઈ ગેછ્ય! મને કેહો પપા, તમે એ ઢોંગી ઓરતને આજને આજેજ અહીંથી બાહર કાઢસો નહીં ત્યાં લગીન મને કરાર વલસે નહીંજ! મને જંપીને એ બેસવા દેવાની નથીજ જો! મને જવાબ આપો."

"ઠીક છે! આજેજ હું એને જવા કેહવશ."

"ઠેંકસ, પપા. આવી નાચીઝ મકકરખોર અબળાથી શાને માટે બીહવુજીને આપને ચોંકચે! જોઇએ એ રાંડ કરી કરીને તે શું કરવાની છે?"

"તું નાદાન છે, પરીન, એક અદેખોને કીનાબાજ મર્દ બાજેવેલા વખતનાં વેહવા સાથ બીજા ઉપરનો પોતાનો કીનો ભુલી જાય છે, પણ એક અદેખી, કપટી, ને કીનાબાજ ઓરત બીજી ઓરતપર કીનાનો કેહર વરસાવવા મરતાં તુલીકબી ભુલતી નથી, સમજી! હું મારે વાસ્તે નથી બીહતો, તેટલો તારે વાસ્તે ડર કરૂંછ! મારા દહાડા તો ભરઇ ચુકયાચ, પણ તું જીવે તારે આએ ચંડાલ બૈરી તુંને કોઇબી રીતે હેરાન ન કરે તેની મને ફીકર છે! દીકરી ધીરજ રાખ. આજે હું જરૂર એને જવાની ફરજ પાડસ! આએ મેહલ છોડીને ચાલી જવાનો વખત આપો નથીજ! જાંહાં લગીન હું જીવું તાંહાં લગીન તારો બાલબી વાંકો થશે નહીં, સમજી!"

તેઓ મેહલની સીડીપર ચઢયાં, ને સાંબીજ હસ્તી હસ્તી બાંગર અને લુચ્છી નાંજાંમાય તેઓ નજદીક આવી.

---

# પ્રકરણ ૩૨ મું.

## લીલું નારીએળ!

બંને બાપ દીકરીને લુચ્છી અને ગણત્રીબાજ નાંઝાં સામેજ મળી ગઈ અને તેઓનાં બંન્નેનાં ધુંખરાએલા અને લગાર ગમગીન ચહેરા ઉપરથી આ બાંગર અબળા સમજી ગઈ કે ગઇ રાત્રે છેક એક વાગે પરીનના ઓરડામાં જઇ તેને ભેટી હતી તેને લગતી ફર્યાદ આ ભોલી છોકરીએ પોતાના પીતાને કહેલી હોવી જોઇએ, તેથીજ આ જઇફ પીતાએ નાંઝાંને સામેથી આવતાં જોઇ ગુસ્સાથી ભવાંની ચીલ્લો ચઢાવ્યો. કાઇબી વધતું–ઓછું તોફાન આજે સવારે જરૂરજ થશે એવું ઝટ અનુમાન આ પોંહચેલ બુઢી અબળાએ કીધું.

"ઓહ, જીભરૂં આજે કાંઇ સકારે ઉઠી બાગમાં ફરવા નીકલ્યાં? દીકરી, સવારની ખુશબો હવાથી તારા ગાલપર ગોલાબ મીસાલ રતાસ કેવો આયોછ જો! "અને નખરાં કરતાં આ મકકમખોર અબળા હસી પડી.

પરીને કે સપલશાહે જાણે કે સાંભલ્યુંજ ન હોય તેમ જવાબ આપ્યા વિના તેઓ 'ડાઇનીંગ રૂમ'માં ગયા, અને ચા પીવા એક બી શબ્દ બોલ્યા વિના ખુરસી તાણી બેઠા! આ લુચ્છી અને મકકારે ઓરતથી પરીન એટલી તો હદ સુધીની કાયર થઇ હતી, કે તેની ગમ એક પળબી તેણીએ પોતાની કોમલ ચશ્મ ફેંકી નહીં અને એક બોલબી તે બોલી નહીં!

સપલશાહ બી એક શબ્દ બોલ્યો નહીં. તેણે ઉતાવળેથી ચા–નાસ્તો કીધો, અને પોતાની ખુરશીપરથી ઉઠી બોલ્યો.

"નાંઝાંમાય, મને હવડાં ને હવડાંજ મારા ઓરડામાં મલી જા, અગતનું કામ છે!"

અને એટલું બોલી તે ઝડપી કદમે ત્યાંથી ચાલી ગયો! પોતાના બાપને ચાલી જતાં જોઈ પરીનબી ખાધું ન ખાધું કરી ટેબલ પરથી ઉઠી અને નાંઝાં ગમ એક પળબી જોયા વિના પોતાના પીતાની પાછળજ જતી રહી, અને તેઓને ગુપચુપ ચાલી જતાં જોઇ નાંઝામાય હદથી જ્યાદા તાજુબ થઈ. તોફાનની શરૂઆત થઇ ચુકી હતી એવી તેને બુરી આગાહી થઈ.

સપલશાહ કાંઇઓ રમખાણ મચાવી 'પરીન પેલેસ' છોડી જવા કહેશે એવોજ આ બંને બાપ દીકરીની વીચીત્ર વર્તણુંકથી તેને ખ્યાલ થયો.

આગલી રાત્રે આ મકકરખોર ઓરતે પરીનને બીહવરાવવાના હેતુથી પોતાની આગલા વર્ષોની જફાકારક કાહાંણી કહી સંભળાવી. તે ઉપ્રાંત પરીનની મરનાર માતાની વાત કહી સંભળાવી પરીન આગળ મરનારને હલકી ચીતારવાનાં નાંજને ચરત કીધાં હતાં, તે સર્વ વાત પરીને સપલશાહને કહેલી હોવીજ જોઇએ તેથીજ મીજાજમાં સપલશાહને તેને પોતાના ઓરડામાં આવવા જણાવ્યું એમ તે તુર્ત પામી ગઇ, અને અર્ધ કચરો નાસ્તો ખાઇ ઉઠી. તે લાગલી કમામાં હોયજ નહીં એમ સપલશાહના ઓરડામાં હસ્તે ચહેરે ઉભી.

આ મકકરખોર અને ચરકુલી ઓરતને પોતા સાંમી આવી ઉભેલી જોઇ સપલશાહે ભવાંનો ચીલ્લો ચઢાવ્યો, અને નેણુ ફેરવી ગુસ્સાથી લાલચોળ થઇ જતાં બોલ્યો. "નાંજ, તારે અહીંથી આજને આજેજ જવું પડશે! હું વધુ વાર તુંને મારા છાપડાં હેઠળ રાખવા રાજી નથીજ; તેં સાંભલ્યું કે?" આટલું બોલી પોતાના ઓરડાનું બારણું અંદરથી બંધ કરી તેની સામે વીક્રાલ વાઘ મીસાલ સપલશાહ ઉભો રહયો.

"હા, મેં સાંભલ્યું, સપલશાહ." તે ઠઠાની ઢપે હસતાં બોલી. "તમારો એવોજ હોકમ છે કે મારે એકદમ જવું તો શું કરશ, જવુંજ પડશે. મરે હું તો જાણું કે અહીં કેવું સુખે રેહવાનું ખાવાનું પીવાનું છે તે ચાલ મકું જે લોહી પાણી આવશે. મકું જે નાતાલની મજેની પસાર થશે, ને વળી પરીનનાં લગન ખાવાની બી મજાહ પડશે, ને વળી તમે શું ધરક ધુજારો લઇ બેઠા. ધારો કે નાતાલ વેર હું અહીંજ રહેવાની બોંહોંસ કરૂં તો?"

"ધારવા ફારવાનું બાજુએ મુક ને હું કેહુંચ તેમ એકદમજ જવાની તૈયારી કર. તારે જવુંજ પડશે." સપલશાહ ગંભીર ગુસ્સાથી બોલ્યો.

"તમે તો ધણી છેઓ તે બોંહોંસ કરોચ, એટલે મારા જેવી બાઇ માણસ તો લાચાર! પણ—પણ સપલશાહ, શું તમુને હવે ફીકર—ધાસ્તી નથી લાગતી?"

"ફીકર—ધાસ્તી હદથી જયાદા થાયચ તો તે ખમીર થઇ જાયચ, એટલે હવે મને તેની કશી તુંબા નથીજ. મારી દીકરી પરીનને લાયકની, તેની સાથ બેલાવા લાયકની તું મુદલજ નથી. તું એને જેમ ધીકકારતી હોશે તેવીજ અદાથી એઓ તુંને ગણેચ, એટલે એવો અણબનાવ મારા

છાંપડાં તળે હું જોવા માગતો નથી. એક જીવલેણ ઝેરી નાગણને મે મારા ઘરમાં પાળીચ તો તે ડંખ મારવાની શરૂઆત કરે તે અગાઉ તેનો નીકાલ કરવોજ જોઇએ. બેશરમ, ગેઈ રાત્રે મારી પરીનના ઓરડામાં મધરાતે જઈ તેની માયને લગતી વાત કેહેવાની તેં હીંમતજ કેમ કીધી?"

"મેં કાંય હીંમત કીધી પુછોછ? તે હજુ તમુને ઘણું શીખવાનું છે, સમજ્યાજી! એટલા બધા આકળા-વીકળા પડી ગુસ્સે કાંય થાઓચજો. પરીન આગળ તેની માયને વાસ્તે વાત કીધી તો શું થયું? એક માતાની મીઠી ને મોહબતભરી યાદ સાથની વાત એકાદ છોકરી આગળ કરવા જેવી બીજી સારી વાત કેઇ હોય જે?"

"નાંજા, તારા જેવી મકકરખોર પાસથી કાંઇબી મેહેરબાની માગવા જેટલો હું હલકો થાઉં નહીંજ, પણ મને હવડાં કરવું પરેચ! મને તું ખરી મનશનીથી એટલું જણાવ—"

"બસ! બસ! સપલશાહ! તે જણાવાને હજુ વીલંબ છે, સમજ્યા! તે તો મારો જીવ જશે તોબી હવડાં કેહવશ નહીં! તમે કેહોચ તો આજને આજજ હું અહીંથી ચાલી જવસ! મને તમે કબુલાત આપી તેમ દશ હજાર રૂપ્યા રોકરા મને આપો ને પછી આએ અલાહબાદની ધુર મારા પગપરથી પખોરી હું હમેશની ચાલી જવાની!"

"હમેશની? કસમપર કેહચ કે તું મને-હમુને ત્યાર પછી હેરાન નહી કરે?"

"મારા બોલપર! કસમ ખાવાની શું અગત છે?"

"કંગાલ ઓરત! તારા બોલપર મને મુદલજ ભરોસો નથી! ખેર! જેવું કરશે તેવુંજ ભરસે એટલું યાદ રાખજે" એમ બોલી તે ટેબલ નજદીક ગયો અને તે ઉપર મુકેલા કેશ બોકસમાંથી ચેક-બુક કાઢી તે ઉંઘાડી તેપર લખવા ગયો, પણ નાંજાંમાયે તેને અટકાવ્યો.

"મને એવા ચેકનું ચીઠરૂં નથી જોઇતું." આ દગાખોર દગાથી હસ્તી બોલી. "મરે એ વરી મુંબાઈ જઈ વટાવાની માથાંજીક કોણ કરે? મને તો રોકરા થોરા પાંચ-દશ સો-સો હજારનાં કટકાજ જોઇએ."

કાંઇબી કરી આ ઠગારી ધુતારીની કાસળ પતાવવાની હોવાથી તેનાં કેહવા મુજબ સપલશાહે ચેક ભર્યો નહીં, અને ચોપડી પાછી બોકસમાં મુકી ખુણામાં આવેલી તીજોરી તરફ ગયો અને તીજોરીમાંથી પાંચ પાંચનાં,

થોડાક દસ દસનાં, સોનાં ને બાકીનાં હજાર હજારનાં ટુકડા તેને ગણાવી એક મોટાં પરબીડાંમાં આ બદમાસ, ગુણત્રીબાજ લુચ્ચી અબળાને સ્વાધીન કીધા અને તેના જીગરમાંથી લાંબી સરદ હાય નીકળી.

"મરૂં! મરૂં!" આ ઢોંગી ઢોંગ કરતી હસ્તાં બોલી. "મરે, આએ દસ હજાર મને તો લાખો રૂપ્યા જેવા, ને તમુને તો દશ અરધી જેવા લાગતા હોશે, ચાલો તારે હવે હું જવાની તૈયારી કરૂં ને—"

"હા! હું મારા આદમીઓને તારો સામન પેક કરાવા, તથા બપોરે એક વાગે મેલ જાયચ તેમાં સ્તેશન પર પોંહોચાડી આવવા હું હોકમ કરૂંચ! તું જા, દગાખોર, લુચ્ચી ને ઢોંગી ઓરત! એટલું યાદ રાખજે કે જેવી કરણી તેવીજ પાર ઉતરણી થશે! બસ, જા, અહીંથી! તારો સીપલાટ સાંભળતાં મારા કાન પાકી આયાચ; તારાં નખરાં જોતાં મારી આંખ કોહી ગેઇછ! જા, તારૂં કાળું કર."

એક વીક્રાલ સીંહ જેવી બરાડ મારે તેવી બરાડ સપલશાહે ગુસ્સાથી મારી અને એકાદ બોકરાં મીસાલ આ મક્કરખોર અબળા ચોટ્ટીની કાંની એકબી શબ્દ બોલ્યા વિનાં બારણું ઉઘાડી ત્યાંથી બાહર પડી, અને સપલશાહ પોતાનો સ્વભાવ ઠંડો કરવા આરામચેર પર લેટયો.

પરીનનાં ઓરડામાં મધરાતે જઈ તેની માતાને લગતી વાત કહી તેની મગરૂરી તોડવાની આ લુચ્ચીની નેમ બર આવી નહીં, અને તેને ઘણું ઉતાવલું પગલું ભર્યું હતું, જે ઉતાવલાંપણાંને લીધે તેને સર્વ મોજમજ્જાહ ત્યાગ કરી પાછી અસલી એકાંતવાસ જીંદગી ભોગવવા જવું પડતું હતું, એમ હવે તેને અફ્સોસ સાથ બલાપો લાગ્યો. પરીનનાં લગનવેર તે ગુપચુપ થોભી હોતે, તો તેટલો વખતવેર 'પરીન પેલેસ'માં રેહેવાનો તો તેને 'ચાન્સ' મલતે. પણ ખેર! ધોલાએલાં દુધપર અફ્સોસ કરવાની તેને બેવકુફાઈ કીધી નહીં, અને પોતાનો સર્વ સામન આદમીઓ સાથ પેક કરી બપોરની ત્રેનમાં અલાહબાદથી મુંબાઈ આવવા ઉપડી. બેશક, ઓચીંતી રીતે તેને અલાહબાદ છોડવાનું અસીકું તો ઘણુંજ લાગું, પણ શું કરે, તેને પોતાને હાથેજ પોતાના પગમાં કોહાળી મારી હતી!

'પરીન પેલેસ' છોડતી વેળા તેને સપલશાહને છેલ્લીવાર મળવા ચાહયું, પરંતુ આ જઈફ ડોસો અંદરથી બારણું બંધ કરી પોતાના ઓરડામાં ખામખા બેસી રહેલો હોવાથી, તુટેલાં દીલે તેને પરીનનાં ઓરડા તરફ હેર્યું લીધું, જે પણ આ બદમાસ લુચ્ચીનાં દીદાર જોવા જરાબી

રાજી ન હોવાથી પોતાનાં ઓરડામાં બારણું બંધ કરી બેસી રેહી હતી! બંને બાજુથી ફજેટ અને પોગળી થઈ જવાથી નાંજાને લાગ્યું તો ઘણું, પણ લોહીનો ગોટ ગળી સર્વ તામોસ કરી ગઈ અને બબડતી બહાર પડી. "ઠીક મારો દાવ મારા હાથમાંથી ગીયોચ, પણ એકવાર પાછો મારો દાવ આવશે તારેજ સોટકી મારવાની તક મળશે! રાંડ, નાપાક, આએ બધું તારેજ લીધે થયુંચ. તેં જઇને તારા બાપને ઉસ્કેરી મુકયો, ને તેના પરીણામમાં મને હડધુતની હીણપસ્તીમાં આએ મેહેલની ચેહલ મેહલ વચ્ચેથી વીદાય થવું પરેચ પણ રાંડ હું તને કાંઈ ભુલી જવાની કે! હું બી જોઉંચ કે રાંડ કીયે નાખે પેલા મુઆ ભસતેભરાયા જસી સાથ પરણી મરેચ તે!"

---

## પ્રકરણ ૩૩ મું.

### નાસીપાસી અને ખુશાલી.

નખરાંબાજ, ગણત્રીબાજ અને લુચ્ચી નાંજાં જેવી અદાથી દાબડામાંના ભુત મીસાલ સપલશાહની પહરેણી સગી તરીકે ઓચીંતી ફુટી નીકળી હતી તેવીજ ભેદભરી રીતે અલાહબાદથી ગુપચાપ તેના ચાલી જવાની ખબર સાંભલી પ્યારમાં હારેલો મારેલો જાંહાંગીર હદથી જ્યાદા જેમ તાજુબ થયો તેમ વળી બેહદ રંજીદા, નાસીપાસ અને નામુરાદ થયો! આ લોભી લાલચુ જુવાને છેલ્લેવેર બદમાસ નાંજાં ઉપરજ આશા રાખી હતી. કોઇબી રવેસે જસી પરીન સાથ પરણી શકશે નહીંજ, એટલુંજ નહીં, પરંતુ લાખોની દોલત સર્વે જાંહાંગીરના હાથમાંજ આવશે એવી કબુલાત નાંજાએ તેને આપેલી આ વેળા તેને હૈયે ચઢી આવી, અને હવે નાંજાંના એકાએક ત્યાંથી ચાલી જવાથી તેની ઉમીદ અને મુરાદ સદંતર નાશ પામેલી હોવાથી, તથા 'આટા ટોલ ઠીકરી જલતા હય' એવા ખરચાલુ કરજવંતા જુગારીના હાથમાંથી લખોની દોલત આંખના પળકારામાં ચાલી જવાથી આ બદમાસ જુવાન ગોયા હયરાન પરેશાન થયો. તેને નાંજાંમાય ઉપરજ બધી આશા બાંધી હતી, મગર તે આશાનો સદંતર નાશ થઈ જવાથી જાંહાંગીર હદથી જ્યાદા રડમસ બની રહયો.

દીલકશ અને મનોહર પરીનનાં લગ્નનો સુભાગ્ય તદનજ નજદીક આવેલો હોવાથી બધી ધામધુમની ધમચકરીની તૈયારી ચાલી રહી હતી, અને તેનાં લગન અટકાવી શકી, લુચ્ચા જસીનાં હાથમાં જતી દોલત બચાવી લેવાની કાંઈ બી બુરો સંકેત-તે રચી શકયો નહીં કાંકે નાંજાં વગર તે કાંઇ બી કરી શકનાર ન હતો. જસીને સ્યાદીનાં ગાંઠથી એક થતો અટકાવવાનું, જાંહાંગીરના હાથમાંથી જતી રહેલી ગંજાવર દોલત પાછી તેનાંજ હાથમાં લાવવાનું, સર્વ લુચ્ચી અને ભેદી નાંજાંનાં હાથમાંજ હતું, એમ તે જાણતો હતો મગર નાંજાંનાં આવી કટોકટ અને બારીક સમયે ત્યાંથી ગુપચુપ ભેદભરી રીતે અલ્લાહબાદ છોડી જવાથી તે કાંઇબી કરી શકયો નહીં. પરીને તેને હદથી જયાદા હડધુટની હીણપસતીમાં નાઉમેદ કીધો હતો, તે બોલી છોકરીએ જુસ્સાનાં આવેશમાં આ લુચ્ચા પોર્યાને કીધેલાં અપમાન અને અપજશ જરાબી ભુલી ગયો ન હતો, પરંતુ તેવી હીણપસ્તી અને નામોશીનો બદલો કીનાનાં કેહર અને વેરમાં લેવાનો તેને નાંજાંની સહાયતા સાથ સંકેટ કીધો હતો મગર લુચ્ચી નાંજાંનાં ચાલી જવાથી હવે તે વેર લેવાનાં કોઇબી સાંધણ શોધી કાઢયો નહીં, તેથી તે ઘણોજ નાસીપાસ થયો.

શું ત્યારે દેખતી આંખે તે ચાનરી ભોકવા દે? પોતાની નજરો હેઠળ પરીનને જસી સાથ સ્યાદીનાં ગાંઠથી એક થતાં જોય? પોતાનાં હાથમાં આવતી દોલત તદનજ આસાનીથી બીજાને હરીફ મુદ્દઈ ઘસડી જાય તે તે ગુપચાપ દેખી શકે? તે સીવાય છુટકજ ન હતો! આહ! કોઈ વેળા અદેખાઇનાં અંગારમાં જલતાં જીગરમાં તેનાં મુદ્દઈ વેરી જસીનું તેનાં રસ્તા વચ્ચેથી કાટલું કાઢવા જેટલી હદ સુધીનો બુરો, નીચ અને પાપી ખ્યાલ લાવતો હતો, મગર તેમ કરતાં તે પોતેબી કાયદાની ચુંગાલમાં ફસી પડતો હોવાથી તેવો બુરો વિચાર તેને છોડો દેવો પડતો. બદમાસ, ગણત્રી-બાજ નાંજાં જતી રેહી એટલે કીનો લેવાની સંધી આસાબી તેની ભંગ થઇ ગેઈ. તેઓનાં લગ્નને જો કે ઘણાજ થોડા દીન હતા, તેટલા અરસામાં કાંઈ બુરો બનાવ બનવા પામે અને તેની બુરી અસરોથી આ લગન અટકી શકે! તેનાં રસ્તામાં કવાબમાં હાડકાં મીસાલ નડનારા હરીફ જસીને કાંઈ કશું બુરૂં બની જાય! કાંઇબી બુરા સંજોગોથી આ લગ્ન છેલ્લી ઘડીએબી અટકે! આવા આવા લખો નેહસ્ત અને પાપી વિચારો આ બુરા અધર્મી બદમાસ જાંહાંગીરનાં કીનાબાજ મનમાં બરપા થતા હતા. તેવી બુરી ઇચ્છા ઇચ્છવા સીવાય તે બીજું કાંઇબી કરી શકયો નહીંજ. જ્યાં લગીન

ઇનસાનનાં તનમાં પ્રાણ છે ત્યાં લગીન આસા રહે છે. એવીજ કીસમથી આવા બુરા ખ્યાલો વચ્ચે આસાઓ રાખતો આ બદકાર જુવાન ધીરજ પકડી બેઠો. 'પરીન પેલેસ'માં તે કોઈ કોઇવાર જતો હતો, અને પરીન અને જસીને સાથે મોહબત વચ્ચે વાતો કરતાં જોઈ આ અદેખાનું નામુરાદ અને તુટેલું જીગર બળીજળીને ખાખ-રાખ થઈ જતું હતું. એમજ બળાપામાં દીવસો પસાર થયા, અને નાતાલનો ખુશ હીંગામબી આવી પોહોંચ્યો અને પરીનનાં લગનનીબી તૈયારી થઈ ચુકી.

મનોહર અને ભોળી પરીનનનાં લગ્નને માત્ર પાંચજ દીન બાકી વધ્યા હતા, અને એક દીને સાંજે આ બદકાર જાંહાંગીર પોતાના ઓરડામાં વીસ્કી ગ્લાસ ટેબલપર રાખી ગમગીન વિચારોમાં ગર્ક થએલો બેઠો હતો. પોતાનો ગમ ભુલાવા તે પોતાનાં જેવાજ બદમાસ મીત્રો સાથ જુગાર અને નેપઓગનાં દાવો ખેલતો, નહીં તો નાસીપાસી વીસરાવવા સારો દીવસ દારૂની લહેરમાં ચકચુર બનતો હતો. આ બદમાસે જેવી બુરી ધારણા રાખી હતી તેવી કાંઇબી ફળી નહની, યાને પરીન અને જસીનાં લગ્નમાં કશાંબી વીઘ્ન નડયાં હનાં નહીં, એટલુંજ નહીં પણ પરીન તેમજ જસી નેબી કાંઈ કશું બન્યું ન હોવાથી આ લુચ્છો જુવાન હદથી જયાદા નાસી-પાસ, નારાજ બની તે સાંજે એખલો એકાંતમાં દારૂની બાટલીનો ઘાણ કાઢતા પોતાના ઓરડામાં બેઠો હતો. તેજ રાત્રે 'પરીન પેલેસ'માં મોટી પાર્ટી હતી, મગર એવી પાર્ટીઓથી તે એટલી હદ સુધીનો કંટાળી ગયો હતો, કે ત્યાં જવાના તેને ખામખા અખાડાજ કીધા હતા. 'પરીન પેલેસ' માં જઈ પોતાની અદેખી નજરો હેઠળ જસી અને પરીનને એકેક સાથ મોહબતથી ભેળાતાં જોતાં તેનું દર્દમંદ જીગર ગોયા ચીરાઈ, ફસાઈ અને વીંધાઈ જતું હોવાથીજ તે સાંજે 'પરીન પેલેસ'ની પાર્ટીમાં જવાનાં ખાસ અખાડાજ કીધા હતા.

ગોયા બેરેહમ નશીબજ તેની સામે રૂઠયું હતું! તેને જે બુરી વાસના કીધી હતી તે કદીબી પાર પડી નહીં અને એવું કાંઇબી બુરૂં બને નહીં કે જેથી તેઓના લગ્ન એકાએક અટકે અને વળી તેના હાથમાંથી જતી રહેલી દોલત પાછી મળી શકે. તેના હાથમાં સુન્નાની ચલ્લી આવવાનો દીલખુશ સ્વપ્નો તેના બાબમાં તદનજ ઠગારો નિવડયો!

"પેલી રાંડ ડાકણ નાંઆંમાયે મને તદનજ બનાવ્યો ને હંબગ કીધો." દારૂનાં ગલાસે પોતાના હોઠ ભીજવતાં તે નીરાસી અને નાસીપાસીથી બબડયો. "એની પર મેં બધો બધો મદાર બાંધ્યો, કે એ કાંઇ ભરમ

જાણેછ તો તે આધારે આ લુચ્છી માજરી બીલાડીનાં લગન અટકાવી બધુ સાતરે સાત ને બારેવાટ કરી, બધી દોલત મારા હાથમાં આવી પડે એવી તદબીર રચશે, પણ કમબખ્ત તો મને મલ્યા ભેટયા વગરજ અલાહબાદથી કોણ જાણે શા સબબથી વંજે માપી ગેઈ? રાંડ મને મળીનેબી જતે તો કાંઈ નીવેડો તો આવતે!" અને તેનાં દર્દમંદ જીગરમાંથી એક સરદ હાય નીકલી.

વ્હીસ્કી સોડાનું ગ્લાસ ટેબલપરથી ઉંચકી તે પીવા જતો હતો, તેવામાં તેનાં ઓરડાનાં બારણાંપર બાહરથી ટકોરા મારવાનાં સાહદથી તે ગ્લાસ તેને પાછું ટેબલપર મુકયું, અને "કોણ છે?" નો સવાલ કરતો તે ઉઠયો, અને લહર–પહર સ્થીતીએ કોણ બારણું ઠોકતું હતું તે જોવા જાણવા બારણાં ભણી ગયો!

"કદાચ સપલશાહ કાકાએ આદમી મોકલ્યું હોશે કે પાર્ટીમાં કાંય નહીં આયો?" તેને મનમાં ધાર્યું અને સપલશાહને ત્યાંનો કોઇ નોકરજ આવ્યો હશે એવું ધારી બારણાંની સાંકળ ઉઘાડી, અને કોણ બારણું ઠોકતું હતું તે જોવા જાણવા તને બારણું ઉઘાડયું અને બારણાં આગળ ઉભેલા આકારને જોઈ જાંહાંગીરે ગોયા ભુત જોયો હોય એવી કીસમથી ચોંકયો–ઉછલ્યો, અને "ઓ ખોદા" એવા શબ્દો બોલી તાજુબ થતો તે બે દગલાં પાછલ હટી પેલા આકારને ટગર–ટગર ટીકવા પડયો. તેનો ગમગીન ચહેરો ગોયા ખુશાલીથી ચમકવા લાગ્યો. નાસીપાસીનાં ઇંગારથી બળીજળીને કોયલો થયલું જીગર પેલા આકારનાં જોવાથી એકવાર ફરીથી આશા અને ઉમેદનાં આતશથી રોશન થયું!

તે કોણ હતું કે જેથી જાંહાંગીરનાં ચહેરામાં તાજુબી પમાડનારી હદ સુધીનો ફેરફાર થયો હતો?

તે કોઇજ નહીં પણ દાબડામાંનાં ભુત માફક એકાએક ગેબ થઈ ગએલી અને પાછી તેવીજ ભેદભરી રીતે ઓચીંત ફુટી નીકળેલી લુચ્છી, બદમાસ, કાવત્રાંબાજ અને મકકારે ઓરત નાંજાંમાંય હતી!

---

# પ્રકરણ ૩૪ મું.

## ખાનાખરાબીની શરૂઆત.

પોતાની સાંમે ભુત પલીદ આવીને એકાએક ઉભો રેહતે તો એટલી હદ સુધીનો જાંહાંગીર ચોંકતે નહીં, મગર આ કસકુનમ બળાને એકાએક પોતાની સાંમે દાબડામાંના ભુત માફક નીકળી આવેલી જોઈ તે ઉછળીને બે દગળાં પાછળ હટી નાંજાંમાયને પગથી તે માથાં તુલીક નિહાળતો ઉભો.

નાંજાંમાય નખરાં કરતી હસતી હસતી અંદર આવતાં બોલી. "હરવાયોરે તું, જાંહાંગીર! એટલો બધો દુશ્મન ચોંકયો કાંય વારૂં! મને જોઈને શું ખુશી નથીજ? તું કેહસે કે રાંડ નાંજાંમાય હાથ તાલી આપી, ઠગી વાહીને કહયા વગર ચાલી ગેઈ, પણ શું કરૂં તેવો મુવો સંજોગ બન્યો તે જવું પડયું. ને મરે નશીબમાં પાછું આવવાનુંજ તે પાછી અલાહબાદ આવી ઉભી!"

"પણ-પણ નાંજાંમાય! કાકાજીના પેલેસમાંથી એકાએક જતું રેહવાનું શું કારણ મલ્યું? ને વલી દાબડામાંનાં ખવીશ માફક પાછું આવવાનો શું બાયસ!"

"બોલ નાં તું, નાંગું" તે નજદીકની ખુરશી પર બેઠી, અને મોંહ કુમલાવી બોલી, "મુવું નશીબ અભાગ્યું ચાર આંગળ આગળને આગળજ દોડેચ! મરે, હું જતી રેહી તે પેલી રાંડ માંજરી, બીલારી દુકતીને લીધેજ જો! એ રાંડ નાપાકે પોતાનાં બાપ થતા આગળ તોફાન કીધાં, ને રણને ઘોડે ચઠી, કે બસ મને પેંડોજ પકરાવે, ને હરવાયા બાપ થતાએબી કાચા કાન રાખી પોતાના ભવીશનો વિચાર કીધા વગરજ મને ઘેરમાંથી તરતને તરત કહાડી, પણ તે કંઈ હું વીસરી જવાની કે! તેનો બદલો લેવાજ હું પાછી આવીચ! તારા કાકાએ મને બસ પેલેસ છોડીજ જવા કહયો, ને મને વીસ હજાર રૂપ્યા સાથે ઝાંસયા, કે મારે ફરી અહીં પગબી નહીં મુકવો, ને પેલી રાંડ નાપાક તુકરીની અરાસે નહીં જવું. મેં રવા-રોકડા રૂપ્યા લીધા, ને મને તુને મલવાની ટક ન હોવાથી મેલમાં મુબઈ ગેઈ! પણ મુવું નશીબજ કાણું તે? મુંબઇ પરેલ મારે ત્યાં ઉતરી, ને મરે મકું ચાલ હરીહામ થાઉં ને બેચાર દીવસ રહી પેલા રોકડા નોટના ચોરાનો કાંઇ રસ્તો કરૂં, પણ મુઆ ભસ્તે ભરાયા ઘરવાલાએ નીચે ઘાસલેટનું

ગોદાઉન ભરાવેલું તે એક રાતે તેમાં ભડકો થયો, ને અસતો હું કાંઇ બચાવવા જાઉં તેટલાં તો મારાં ઉપર કાતર્યાંવેર આગ ફેલાઇ ગઇ ને કબાટ પેટી ઉંઘાડવા જેવીબી ફરસુદ નહીં મલી ને હાથમાં પાંચ-પચીસ આયા તે લઈ કપડાં એચાર બગલમાં મારી આગમાંથી બચવા પાસે નાંઘરમાંથી બહાર નીકળી, ને બર્મા તારા કાકા થતાએ આપેલા નોટના ચોરા બધા મલીને ભસ્મ થયા, ને મરે, હું અગાઉનાં જેવીજ પાછી થઇ ગઈ! મરે! હું ધારતીથીજ કે એ હાયનો પૈસો કેમ જરસે ને અંતે મુઇ આવી અવસ્થા થઇ! પણ વારૂં, હું એકાએક ચાલી ગઈ તેથી તેં તો મારે વાસ્તે બુરૂંજ ધાર્યું હોશે કે રાંડ સુન્નાનાં દાંદરને રૂપાનાં દોરડાં બતાવી સસેકા તીન પાંઉ કરી ગઈ, હેં! નહીં! તુંને મેં જે લખોપતી બનાવવાની આશા આપી, જે કબુલાત આપીચ તેજ પાળવા હું પાછી અહી આવેલી છેઉં. રાંડ નાપાકે મને હરઘુટ કરી કાહરી મુકાવીચ તો તેનો બદલો લેવા, ને સપલ્લશાહનો છુપો ભરમ કહેવાજ હું પાછી આવેલી છેઉં."

નાંજાંનાં છેલ્લાં આશાવંત બોલો ઉપરથી જાંહાંગીરનાં ચહેરાપર છવાંઈ રહેલી દલગીરી અને નાશીપાસી ઉડી ગઇ અને આશા અને ઉમેદની લાગણી પ્રગટી નીકળેલી જણાઇ, અને ખુશાલીનાં આવેશમાં ચોંકી નાંજાંનો હાથ પોતાનાં હાથમાં લઇ તાજુબીથી બોલી ઉઠયો–"નાંજાંમાય, ખરેખર! તમે ભરમ કહેવાંજ આયાંચ? તારે તો કેવી ખુશાલી! મને હવડાંને હવડાં આજની રાતે ને રાતેજ નહીં કહો?"

"હરવાયા, જરા ધીરો પર, ને મારા હાથની કાંદી છોર દુઃખી આવેચ! એટલો બધો ખુશાલીથી શું દુશમન ઘેલો થઈ ગીયોચ? બધી દાકથી હું હાકી ગઇચ, ને મોનામાં અનપાણી નથી લીધું, ને જીવ હાકીને લુસ થયોચ તે કાંઈ ખવાર પીવાર તો ખરો, પછી વાત થઈ રેહેશે. હું ભરમ તો કેહું, પણ મને વીસ હજાર આપવાનાં છે તે કબુલાત યાદ છે કે? ને વળી હું જે ભરમ કેહું તે મારા કહયા વગર કોઇને તું એકદમ જણાવેબી નહીં, સમજ્યો કે? તુંને કાંઈ વધુ વાર ઠોભવા કેહતી નથીજ, બસ પેલી ચણા જેટલી પોરીનાં લગન થાય ત્યાં વેર તું એ ભરમ કોઇને જણાવે નહીં, કબુલ છે?"

"નહીં નાંજાંમાય! હું કદી બી કેહવસ નહીં; એના લગન વેર હું મોઢું બંધ કરીનેજ બેસજ!"

જાંહાંગીરે ખાંણાંનો હુકમ કીધો, અને બને જણા ખાવા બેઠાં, અને પોતે હાકીને લુસ થયેલી હોવાનું બાહાંણું કાઢી તે બદમાસ, દગાબાજ,

મકકમમોર અબળાએ જાંહાંગીરનાં આગ્રહથી ધારા કરતાં વધુ દારૂ પીધો, અને પોતાની છાતીમાં છુપાવેલો લાંબા વખતનો ખાનબહાદુર સપલશાહને લગતો ભરમ આ નગુણી નાચીઝ અને કંગાલે જાંહાંગીર આગળ ખુલ્લો કીધો.

પોતાના મુરબ્બી કાકાને લગતી ભેદભર્યા ભરમને લગતી ઝેરી ફુંક આ ઝેરી કાટીલ નાગણે જાંહાંગીરના કાનમાં મારવાથી, તેની અસરથી આ બેવકુફ જુવાન હર્ખથી ગોયા ઘેલો થઇ ગયો, અને પેલી ચણા જેવડી દુકતીએ તેને હીણપસ્તીની નામોશીમાં ખેંજાલટ લગાડી ગોયા હડધુટ કીધો હતો તેનો બદલો લેવાનો દાવ સાબુત હવે હાથમાં આવેલો હોવાથી, તથા આ ઝેરી નાગણનાં ફોડી દીધેલા ભરમથી તે નાચીઝ મગરૂર દુકતીને હડેલી પર ચાંદ દેખાડવાની યુકતી તેને હાથ આવવાથી ખુશાલીથી ગોયા તે દીવાનોજ બની રહયો!

અફસોસ! સપલશાહ પાસથી વીસ હજારની રકમ લઇ અલાહબાદ પાછી કદી બી ન આવવાનાં, તથા સપલશાહને હયરાન ન કરવાની કબુલાટ કરી ગએલી બદકાર, જફાકાર, બદમાસ નાંજાં પાછી અલાહબાદ પોતાનો દાવ સાંધવા, અને જાંહાંગીર જેવા ભાણુ ભુલાને પોતાની જાલમાં સપડાવવા ઓચીંત આવી હતી. મુંબઇ ગયા પછી એતેફાક તેના ઘરમાં આગ લાગવાને શબબે જે ઘરમાં તે રહેતી હતી તે ઘર પોતાના સર્વ સામાન સાથ બળી ભસ્મ થયું હતું, અને તેમાં સપલશાહે આપેલી નોટના ચોડા જે આ બદમાસ ઓરતે પેટી પેટારામાં અંદરથી સાંટયા હતા, તેબી સર્વ બળીને ખાખ થઇ ગયા, અને પોતાની બુરી મનસની પ્રમાણે આ લુચ્છી ઓરત પાછી ખાખા વરખી અને ભીખારી થઇ જવાથી, એકવાર ફરીથી પોતાનું નશીબ અજમાવવા જાંહાંગીરની બાંહેધરી હેઠળ અલાહબાદ આવી પુગી હતી.

અફસોસ! ભલાંઓ બાજે વેલા પોતાની ભલી મનસની અને મુરાદો વચ્ચે ઘણી જફાકારક રીતે આ જેહાંનનો વાંસો ઉઠાવી જાય છે, જ્યારે બુરાં બદમાસો બાજે વેલા ભયભરેલા અકસમાટોમાંથી બચવા પામી, આ અવનીમાં જીવવા પામે છે એ દેખીતી ખુદરતનો ગેર ઇનસાફ ઉકેલાવવા કોણ હીમ્મત કરી શકે!

આ બદમાસ દગાબાજ પોતાના ઘરમાં લાગેલી આગ વેળા બળી જળી મરી ગેઇ હોતે, તો પોતે રચેલાં કાવત્રાંથી થતાં અનેક ભોગ બચવા પામતે. મગર સરજત આગળ આદમ જાત તદનજ લાચાર છે!

# પ્રકરણ ૩૫ મું.

## 'પરીન પેલેસ'માં ગભરાટ.

સપલશાહ ઓચીંત બિમાર પડી ગયા હતા, અને "પરીન પેલેસ"માં દોડાદોડી ચાલી રેહેલી હતી. પરીનની મુબારક સ્યાદીની સાજવારીને માત્ર ચાર દીન બાકી રહયા હતા અને સપલશાહની ઓચીંત માંદગી લગ્નમાં વિઘ્ન જેવી અપશુકનભરી લાગતી હતી.

પોતાનાં વહાલા પીતાનાં દર્દમંદ ચહેરાથી ગમગીનીથી ચોંકતાં પરીન બીછાણું નજદીક આવી પુછવા લાગી. "પપાજી! શુ છે? ડોકટરને બોલાવું?"

"નહીં! બેટા! ડોકટરને બોલાવતી નાં-હમણાં નહીં. દીકરી, તું મારી પાસે આવ. મેં આખી રાતનાં વિચારોપરથી મારૂં મન મકકમ કીધુંચ, ને જો હવે તુંને બધો ભરમ કહી દેવશ નહીં તો બીજી વખત મને હવે હીંમત આવવાની નહીં. મારી દીકરી, તારે હવે જાણવુંજ જોઇયે! એક દીવસ—એક કલાક—અરે એક ઘડીબી તું સલામત નથી! ખુદા મારા! પેલી ચંડાળ બદમાસ નાંજાં જાંહાં લગીન જીવે તાહાં લગીન બળતા ઇંગારપર બેઠેલી જેવી આપરી-તારી હાલત ભયભરેલી ને ચીંતાતુર છે, ને-પેલા તારા-તારા જસીનેબી બધું કેહેવુંજ જોઇયે! જો એ નગુણો લુચ્ચો તુંને છોડી જાય, તો પાછળથી તુંને છોડી જાય તેનાં કરતાં લગન આગમજ તેમ કરે તો વધુ સારૂં થાય."

વીજલીનો ઝટકો લાગ્યો એમ પરીન ચોંકી-ચમકી! ધાસ્તીથી તેની કોમળ છાતી જોસ સમેટ ધડકવા લાગી; તે બોલી. "પપા, પપાજી! એ તમે કેવું ઘાતકી ને ખરાબ બોલોછ? જો તેવું કાંઈ બુરૂં બનવા પામશે તો હું મારો જીવ ત્યાંનો ત્યાંજ પટકી નાંખશ જો બા!"

"અરે ખોદા! હું શું કરૂં? મેં એને-એને એ ચાર વરસ અગાઉનુ કહી દીધું હતે તો-તો-" તે ડોસો બેકરારી વચ્ચે બબડયો.

"પપા! શું ભરમ છે તે મને કહી દેઓ! હું તે ધીરજથી ખમસ."

"નહીં દીકરી! તે તારાથી ખમાસે નહીં! તું પેલીને ધીકકારેચ ને વળી સાથે ઘણીજ ગરૂર છે-ગરીબાઇ તું ખમી શકશે નહીજ એમ તેં મને જણાવ્યુંચ એટલે એમાંથી બચવા માટે-ઓ-ઓ-મને-અંધારાં-ઓ-"

અને આટલું બોલતાં સપલશાહજી બીછાંણુંપર તુટી પડી બેભાન થયો. ભોલી પરીન તદનજ ગભરાઈ ગઈ અને ટેબલપરનો ઘંટ જોરથી અફાળ્યો, અને નોકર-નફરોની દોડાદોડી ચાલી રહી અને પરીને તાબરતોબ ડૉ૦ હોમીને બોલાવી લાવવા એક નોકરને ગાડી આપી દોડાવ્યો.

ડૉ૦ હોમી સર્વ કામ પડતું નાખી પેલેસમાં દોડીપે હોંચ્યો. સપલશાહને બરાબર તપાસ્યો અને સુધ્ધીમાં લાવવા અનેક ઉપાયો પછી તે ડોસો ઘણે લાંબે વખતે સુધ્ધીમાં આવ્યો, અને આરામ આપવા દવાનો દોઝ આપ્યો જેની અસરથી અર્ધી બેફામીમાં આ જર્ઈફ ડોસો ભર ઉંઘમાં પડયો.

સવારની સાંજ પડી, પરંતુ બીજાં ભેગો ડૉ૦ હોમી બી બીછાંણું આગળ બેસી રહયો. તેમ પરીન પણુ એક ડગલું આગળથી હઠી નહીં. હોમીએ હોસ્પીટાલમાંથી હુસ્યાર નર્સને બોલાવી દર્દી આગળ માવજત માટે રાખી અને પોતે બી પોતાના મુરબ્બી જેવાની માવજતમાં જીગરતોડ કોશેશ કરવા લાગ્યો.

સપલશાહને 'એપોપલેકસી' થવાથી (માથે લોહી ચઢવાથી) મામલો ઘણોજ ગંભીર બન્યો હતો, અને આ જીવલેણ હુમલામાંથી જો બચવા પામે તો બીજી વખત તેવણ પાણી પીવા પણ ઉભા ન રહે એવું અનુમાન ડૉ૦ હોમીનું હતું.

છેક સમીસાંજે સપલશાહે આંખ ઉઘાડી. પરીન તુર્તજ આગળ દોડી પોહોંચી અને વહાલથી પીનાનું માથું પસવાડની બોલી "પપાજી, પપા ડીયર! હવે તમને ઠીક લાગેચની?"

ભલો હોમી તુરતજ નજદીક આવ્યો, અને પરીનને એક બાજુ તેડી માયાથી સલાહ આપવા લાગ્યો. "પરીન, તારા પપા સાથ તું અહીં રહે તેની મને અડચણ નથી, પણ તેવણને બને તેમ એક શબ્દબી બોલવાની મહેનત આપતી નાં! તેમ કરવાથી વળી દર્દનું જોર વધી જવાનો સંભવ છે!"

સપલશાહે ફાટેલે ડોળે પરીનના ચહેરા તરફજ જોયા કીધું, અને એક સર્દહાય ખેંચી તે ડોસો ધીમેથી બોલ્યોઃ મને-ફરામરોજ સોલીસીટરને બોલાવો-મારી આગળ મોકલો-મને વીલ વીલ-ક-કરવાનું છે."

"પપાજી! હું પછી માણુસને મોકલુંચ! હમણાં તમે કાંઇ બોલોનાં! તદનજ શાંત રહો."

સપલશાહે પાછી અકરવકર કીધી, અને ડો૰ હોમીએ દવાનો દોઝ આપ્યો જેથી આરામ થવાથી તે પાછો ઉંઘમાં પડયો.

પોતાના લગ્નને માત્ર ત્રણજ દીવસ બાકી હતા, અને પોતાનાં હેતાળુ અને મોહબતવંતા પીતાની ભયભરી માંદગીથી તદનજ રડમસ બની હીંમત છોડી છુપી છુપી આંસુએ તે અભાગણી બાળા રડયા કરતી હતી.

જસીનેબી બોલાવેલો હોવાથી તે રાત્રે ત્યાં આવ્યો અને લગ્નમાં આવું વિઘ્ન નીકળેલું જોઈ તે તો ગભરાઈ ગયો, અને રખેનેલગ્ન કમનશીબીથી અટકી પડે તેની મોટી ચીંતા તેને રહી, કાંકે પોતાનાં હાથમાં સુન્નાની ચલ્લી જેમ બને તેમ જલદી આવે એવા ઇરદાથીજ જેમ બને એમ જલદીથીજ લગ્ન કરી દેવાની તેનીજ મોટી દોડાદોડ હતી.

"પરીન" જસી ફીકરમંદ રીતે બોલી ઉઠયો, "હું આપણા લગ્ન મુલતવી રાખવા માંગતો નથીજ, કાંકે હું ઘણું અપશુકનભર્યું ધારૂંચ! કાંઈબી કરીને પરમ દહાડે લગન થવાંજ જોઇયે."

"હું પપાને પુછી જોવશ. પપા જરા ઠીક થાય તારે કેની?" પરીને સખ્યારો આપ્યો.

આખી રાતની જીગરતોડ મેહેનત પછી સપલશાહની હાલત સુધારાપર આવી અને નર્સનાં હાથમાં પોતાનો ચાર્જ આપી ડા૰ હોમી પેલેસ છોડી ગયો.

પોતાના પીતાની સુધરતી સ્થીતીથી ભોલી પરીન તે કીરતારની લાખો લાખ શુકર ગુજારી કરવા પડી.

સપલશાહની માંદગી દરમ્યાન જાંહાંગીર બી ત્યાં દોડી પોંહચ્યો હતો. મગર તે અગાઉ જેવો ધુખરાએલો કે ગમગીન નહતો, પરંતુ તેનો ચેહેરો ખુશાલીથી પ્રગટી નીકળેલો હોવાથી, પરીન પણ તાજુબ થઈ, અને તેનાં જવા પછી જ્યારે તેનાં બાપની હાલત સુધરતી થઈ ત્યારે તે વેળા તેને સવાલ બી કીધો. "પપાજી! જાંહાંગીરમાં કાંઈ બી એવો બનાવ બનેલો છે કે જેથી એ તદનજ બદલાઈ ગીયોચ! તમે એનો ચેહેરો જોયો હશે! જાણે કે કોઈનો દલ્લો મલી ગીયો હોય એવો ખુશી લાગતો તો, શું હોશે?

"દલ્લો? છટ! છટ! પણ કદાચ પેલી લુચ્ચી બદમાસ નાંજા એની સાથ પત્રવેવાર તો નહીં કરતી હોય?"

પરીન કાંઇ બોલી નહીં, અને પોતાનાં પીતાની રજા લઈ ત્યાંથી બહાર પડી! તેને જતાં જોઇ દર્દમંદ જીગરે આ જઇફ ડોસો બબડયો!

"ખુદા! ખુદા! હવે તો બેજ દીવસ બાકી રહયા ને મારી હવે કહેવાની હીંમતબી ચાલતી નથી! હું શું કરૂં? કેહવું તો જોઇયે ને કહેવાની મને હીંમતજ નહીં થતી! ખોદા! ખોદા! એ બધું કેમ ખમસે?"

એ ત્રણ વાર બધો ભરમ કહી દેવાની સપલશાહે જીગરતોડ કોશેશ કીધી, પરંતુ ડૉ૦ હોમીએ સપલશાહને બને તેમ ન બોલવા દેવા એવી સલાહ આપેલી હોવાથી પરીન તેણે બોલવા દેતી નહતી.

"પપાજી! એક બોલબી બને તો નાં બોલો! મારાં લગનની બેજ દીવસ આગમજ કાંઇબી ભેદભરી ભયભરી છુપી વાત હું સાંભળી હું વધુ દીલગીર થવા માંગતી નથીજ. પપાજી, શાંત રેહો એટલે બસ! હું કાંઇ સાંભળવા માગતી નથી."

ગરીબ બીચારો સપલશાહ! તે કાંઇબી બોલી શકયો નહીં! હવે તો જે હોય તે! ખુદ કીસમતપર સર્વ આધાર રાખી આ જઇફ ડોસો શાંત બેઠો! અફસોસ! આ ભલા જઇફ ડોસાને સ્વપ્ને વટીક ખબર પડી નહતી કે નગુણી અને ચંડાલ નાંજા તેઓનાં સુખનો સુર્ય અસ્ત કરવાનાં ઇરાદાથી કીનાભરી રીતે છુપાછુપ અલાહબાદ આવી પોહોંચી હતી, અને બાને ખરાબીનો જીવલેણ સંકેત જાંહાંગીર સાથ રચતી હતી! અલબત જાંહાંગીરે તેને 'રેઝ કોટેજ'માં રાખી નહીં, તેથી ત્યાં દુર એકાદ ચેલી ઉપરનો એક માલ ભાડે લેઇ છુપાછુપ આ બદમાસ ઓરત ત્યાં રહી હતી, અને પોતાનાં કીનાનો કેહેર વરસાવવા અનેક તરાંહનાં ભયભરેલાં પાટયાં ગોઠવતી હતી.

આહ! ગદકાર, જફાકાર, ઓરત! તારા ભેદભરમોને પોંહચી વળવાની તેને ઉકેલાવાની નાચીઝ મર્દમાં તેવી જોરાવર શકતી આમેજ કીધી નથીજ!

---

## પ્રકરણ ૩૬ મું.

---

### શ્યાદી કે બરબાદી?
### વરરાજા કયાં ગુમ થઇ ગયા?

શ્યાદીની સાજવારીની ખુશબખ્તીની કોણ અભાગ્યાને ખુશાલી બરપા ન થાય? ગની કે ગદા, તવંગરી યા ગરીબાઇમાં એક સરખી રીતે જીંદ-

ગીનો આ સર્વોત્તમ સુન્નાને મુલ્લનો ભાગ્યવંત દીવસ હદથી જ્યાદા ખુશી-ખુરમી અને મોજ–મજાહ ભરી ખુશાલીનાં સુખીજ લાગે છે! એકાદ મુફલેસીની મુશીબતો વચ્ચે રાત અને દીસની દલદેશરી વચ્ચે આખો દીન અને રાત કંગાલ્યતમાંથી પેટ પુરતું કુટી કાઢવા, સીવી સાંધી યા દરી છરીનેબી ગુજરાણ કરતી લાચાર બેચારની છોકરી બી આ જીંદગીના એકજ વારનાં સુનેરી દીવસનાં ખુશબખ્તીભર્યા હીંગામે પોતાની સર્વ દલદેસરી અને કંગાલ્યત ગોયા વીસરી જઈ ભર ઉમેદ અને મુરાદ વચ્ચે ઉછાલા મારતાં કોમલ અને આશાવંત જીગરથી હર્ખ અને આનંદમાંજ તે પોતાને સર્વથી ભાગ્યવંત ગણે અને સમજે, તો પછી એક માતબર ધનાઢય અને લખો-પતી બાપની રાજકરતી રાણી જેવી દસ્સાવાલી પણ તમામ નિષ્કપટ અને ભ-લી–ભોલી તથા દીલકશ મધુરી છોકરી પરીનને આજના ખુશાલી ભર્યા શાહદીના દીવસની સર્વોત્તમ ખુશાલી કેવી હદ સુધીની જયાદા તેના કોમલ જીગરમાં ઉછાલા મારતી જોસ કરતી હોસે તેનો ખ્યાલ સેહજમાં થઈ શકે નહીં.

'પરીન–પેલેસ'નાં માલેતુજાર પરોપકારી અને અસીલ માલેકની એકની એક પુરીજ સાલેસ અને દીલજીત છોકરીની સ્યાદી હોવાને લીધે છેક પાછલી રાતથીજ આ રૈનકદાર બાદશાહી મકાન ધમાલમી અને ધમચકરીથી ગોયા ગાજી વાજી રહયું હતું. દરેક નોકર નફરો વટીક પોતાની આ બાઇની સ્યાદીના હીંગામથી હર્ખથી ગોયા દીવાના બની જઈ પોતાની ભલી રાંક અને પરોપકારી શેઠાણી પાસથી કાંઈ બક્ષેસની ભલી આસામાં પોતાના ધારા કરતાં વધારે ઉમંગ અને ઉલટથી આ બાદશાહી મકાનને સણગારવાને, અને ફાંકડા ટેસ્ટમાં દીલજીત બનાવવાને પોતાનાં નેમી આપેલાં કામ સરંજામ ઉતારવા ખુશાલીથી ગોયા એકેક સાથ હરીફાઈ કરતાં હતાં ટુંકમાં, 'પરીન પેલેસ' પાછલી રાતથીજ વાજતો ગાજતો થઈ રહયો હતો.

અને પરીન? આહ! તેની ખુશાલી, તેનો હર્ખ તેના જીગરમાં માયો સમાયો નહતો, અને આ સુનેરી દીવસના સર્વોત્તમ સુખનાં સંતોષી વિચા-રોથી તેનું મન એટલી હદસુધીનું ભરાઈ ગયું હતું. કે તેની અસરો હેઠળ આ સુંદરી મધુરી તે છેલ્લી રાતે પુરી ઉંઘે બરાબર ઉંઘાઇ વટીક નહીં. પોતાનાં બાદશાહી ખ્વાસનાં બાપની માંદગી, બે દિવસ આગમજ તદનજ ચીંતાતુર અને જીવલેણ નીવડી હતી, મગર ચાલાક ઝેણના જુવાન ડોકટર હોમીની હદથી જ્યાદા તારીફ લાએક જેહમત મેહનતથી સર્વ મુસ્કીલ આશાન થવા ઉપ્રાંત તેનો વહાલો પીતા અગાઉ માફકજ સારી તબ્યતમાં આંવેલો હોવાથી આ બેવડી ચોવડી ખુશાલીથી આ દીલજીત મનોહર

છોકરી હર્ખથી ગોયા ફાટી જવા લાગી, અને પોતેબી છેક પાછલી રાતથી ઉઠીને આદમીઓને તેઓનાં કામ બરાબર કરવા માટે સલાહ આપવા આ નિષ્કપટ અને ભોલી છોકરી હરણીની ચપલતાથી અહીં તહીં દોડતી ફરતી હતી. પોતાનાં કામમાં સવળતા મલે એવા ઇરાદાથી ભલી પરીને પોતાની ખાસ ફ્રેન્ડો, દીનાં પંઠકી, તથા પોરચ માદનને એક રાત અગાઉની પેલેસમાંજ રાખી હોવાથી આ બંને જીવેજાનની સહીઓ ચોક ચાંદણુ કરવા, તોરણો બાંધવા, તથા સેસ–સોપારાઓની ગોઠવણ કરવા ઉલટથી પાછલી રાતથી અહીં તહીં ખુશાલીથી દોડા દોડી કરતી હતી !

પાંચ વાગ્યાની આગમજ આ ઉમેદભર પરીને બે ગાડી જોતરાવી અને પોતાની સહી દીનાં પંથકીનાં બાપ મેરવાનદારૂ પંથકી–જે ત્યાંની અગ્યારીનો પંથકી હતો, અને જે સપલશાહનોબી પંથકી હતો, અને શ્યાદીની ખુશબખ્તી ભરી ક્રીયા તેનેજ હાથ હેઠળ સોંપાએલી હોવાથી, અગ્યારી તરફ તે બેઉ ગાડીઓ મોકલાવી, અને કેટલાંક ચાર–પાંચ અઘોર ગરીબ પારસીબાઇઓએ પાછલી રાતથી પેલેસમાં આવી સહવેણાંનાં ગીતો ગાઈ આ ખુશાલી ભર્યા દીવસને વધુ આનંદી કરી નાંખવા પોતાની ખુશી બતાવી હતી, તેઓને પણ બોલાવી લાવવા ઘોડાવાલાને ફરમાસ કીધી હતી, અને મેરવાનદારૂ પંથકી આ અસલી ગોયણોને પોતા સાથની ગાડીમાં તુર્તાતુર્ત પેલેસમાં લઇ આવ્યો, અને તેઓનાં બુલંદ અવાજથી ગવાએલાં સહવેણાંનાં ગીતથી 'પરીન પેલેસ' જેવા બાદશાહી મેહલમાં શ્યાદીની સાજવારી છે એવો ચોમેર પસરાટ કુદરતમાં પસરી રહયો !

સહવારનું પોહર પડયું, અને પરીન પોતાનાં પીતાના ઓરડામાં આવી ધમચકરી છતાં જાગતો હતો કે નહીં, તથા તેની તબ્યત કેવી સ્થીતીમાં હતી તે જાણવા હરણી જેવા ચંચળ અને ઝડપી કદમે બીછાંણાંવાલા ઓરડામાં ગઈ, અને પરીને ઘણી તાજુબી વચ્ચે જોઈ લીધું કે તેનો પીતાબી આ ખુશાલીભર્યા દીવસમાં ગોયા પોતાનો ફાલો આપવા અને નીચે આવવા તથા પરોણાંને આવકાર આપવા માટે પોશાક સજી તૈયારીમાં હતો; પોતાનાં આ હેતાળુ પરોપકારી બાપને આ ભલી બેટી હર્ખનાં આંસુઓ પોતાની કોમલ આંખોમાં લાવતાં સાથ ભેટી પડી, અને તે ભલા પીતાએ ખરાં વાહલ સમેટ તેને પોતાની ગોદમાં દાબી, અને મેમતાથી તેનું માથું પસવાડી તેને લાખોલાખ ભલા આશીષો દીધા, અને પરીન હર્ખાએલે જીગરે પોતાનાં ઓરડામાં પોતાની સહીઓની સહાયતા સાથ લગનનો નવો વાગો પેહરવા ગઈ.

સુર્યોદય થઇ ચુક્યો હતો, અને માલીઓએ સુગંધી વેળાઓ અને ઝાડો ઉપર અને ફુલો ઉપર તુર્તનુંજ પાણી સીપવાથી પાંદડાં ઉપર પાણીનાં છાટાં કે દાણા સુર્યની નરમ રોશનાથી ગોયા હીરા—મોતી મીસાલ ઝલઝલી રહયા હતા, અને પાણીનાં છંટકાવથી ફુળફુલોનો પચરંગી બેહક બેહકાટ આખા બાગમાં એવી તો અદાથી પસરી ગયો હતો, કે ત્યાં આવનાર કે ફરનારનું મન તરોતાજગીની બક્ષેશથી ગોયા ખુશ અને ખુશાલ બની જાય!

પોતાની સહીએ પોરચ માદન અને દીના પંદકી સાથ લગ્નનાં ભપકાભર્યા પોષાક પહેરી દીલકશ પરીન નીચે હોલમાં આવી અને પહરોણુંઓને 'રીસીવ' કરવા માટે પોતાની આ સહીઓ સાથ જ્યારે તે પોરટીકોમાં સીડી નજદીક ઉભી રહી, ત્યારે તે એક ખરેજ જોવાજોગ દીલકશ અને દીલજીત ચીત્ર જેવીજ મનોહર અને મધુર લાગતી હતી! બરફ જેવા સ્વચ્છ અને નિર્દોષ સફેદ પોષાકમાં આંખને ઉડી વળગે એવી તે મધુરી મોહ પમાડનારી દીસ્તી હતી, કે ફરેસ્તાઓ વટીક આજની તેની બરફ જેવી સ્વચ્છ સુંદરતાથી ગોયા ઇર્ષા ઉતપ્ન કરી શકે! આજના સોનેરી દીવસના સર્વોત્તમ સુખના ઉભરાઓથી ઉભાતાં ઉમેદભર ઉછળતાં લોહીની તરોતાજગીથી તેનાં રૂખસારોપર એવો તો મધુર ગોલાબી રતાસ ધાઇ કે ચઢી આવ્યો હતો કે બાગમાં ખીલતા મઘમઘતા સુંદર અને સુગંધી ગુલાબો સાથ ગોયા તે ગોલાબી ગાલો હરીફાઇમાં ઉતરી શકે! આજના ભાગ્યશાળી દીનના સર્વો-તમ હર્ખ આનંદમાં આ દીલકશ મધુરી એવી તો હસ્તી ને હસ્તીજ દેખાતી હતી કે તેના હસવા સાથ તેના પરવાળા જેવા લાલ હોઠ અને મોતીની સુંદર માળા જેવા એકસરખા સફેદ દાંતો દેખાવાથી એકાદ આકાશી હુરીનો આબેહુબ ખ્યાલ ગોયા આપતા હતા. જોનારની આંખ તમામજ ઠડી જાય અને જોનારનાં મનમાં પ્યાર અને માનની લાગણી બરપા કરે એવો દીલકશ અને દીલજીત મુખડો આજના ભાગ્યશાલી દીનના ઉદય વેલા દીસતો હતો!

લગ્નની શુભ ક્રીયા કરવાનો વખત નવ વાગાનો નક્કી કરવામાં આવ્યો હતો, અને સાત વાગતાથી પહરોણુંઓની મોટરો અને જોડીની ગાડીઓ ધરાધર આ રોનકદાર મેહેલની સીડી આગળ આવતી જતી હતી, અને દરેક પરોણાંને ભાગ્યશાળી ભલી પરીન પોતાની ખાસ સહીઓ સાથ હસ્તે ચેહેરે આવકાર આપતી હતી, જ્યાં તેની સાથે તેનો સાલેસ પીતાબી ભલા અને લાયકીવાળા જુવાન ડોકટર હોમી સાથ પૉરટીકોમાં આવી એકો હતો. સપલશાહે, હોમીને, પોતાને મદદ થાય એવા ઇરાદાથી સહવારનાં

પોહરમાં આવવા અર્જ કીધેલી હોવાથી, પોતાનાં મેહેરબાન મુરબ્બીને માન આપવા કાજે સુર્યોદયની આગમજનો તે આવ્યો હતો, અને દરેક પ્રકારની ગોઠવણમાં આગેવાની લઈ ચુકયો હતો.

હોલમાં પચરંગી મેળાવડો ઝામી રહયો હતો, અને ગ્રહસ્થો તથા બાનુઓનો મલાહજો સચવાય એવી અંદાજા ભરી રીતીથી તે બાદશાહી મકાનનાં કુશાદે હોલમાં સાથેજ બેસાડવાની શુભ ગોઠવણ કરવામાં આવી હતી, કે જેથી ગરાબ બીચારા ગ્રહસ્થો બહાર અકેકનું ડાચું જોતાં અવાચી પર અવાચી ખાતા રડયલ--બરયલ જેવા એકલ દોકલ બેસી રહે નહીંજ, અને બાનુઓનાં સહવાસથી અંદર તેઓને સોહવાઈ જાય!

આઠ વાગ્યા પણ વરરાજા સર્વના ડોળા તણાવી રહયો હતો, પણ હજી ન આવવાથી આપસ આપસમાં ઇંતેજારી વધી ગઈ, અને જ્યારે નવનો ઠોકો ઠોકાયો, ત્યારે વરરાજા માટે પહરોણાઓમાં ખુદરતી અધીરાઇ બરપા થઈ. સપલશાહ પહરોણાઓને 'રીસીવ' કરવાથી ગોયા હાકીને કાયલી જેવો બની રહયો હતો, અને નવ વાગે તો લગ્નની શુભ ક્રીયા કરવાની હતી, તોબી વરરાજાનો કાંઈ પત્તોજ ન હોવાથી આ ભલો ડોસો અધીરાઇથી આકલો પડી ગયો, અને વધુ વાર ત્યાં ન બેસાવાના સબબે પોતાના ઓરડામાં બે ચાર ઘડી આશાએસ લેવાના ઇરાદાથી ભલા ડોકટર હોમીના હાથનો ટેકો લઈ પોતાના ઓરડામાં ઉપર ગયો.

અને પરીન? તે તો બીચારી વરરાજાની ગેરહાજરીથી ગોયા હવેરી બાહવરી બની રહી હતી, અને ગભરાટથી ધડક ધડક થતી છાટીએ, ફાટેલે ડોળે દરવાજા ગમજ નજર કરી ટીકતી અધીરતા અને આતુરતાથી ચીંતાતુર બેસી રહી! અરે ખોદા! છેલ્લી ઘડીએ રખેને તેનાં ઉમેદભર સુખનું સમુળગું સત્યાનાશ વળી જાય એવી ધાસ્તી અને ચીંતાથી હર પળે તે ગોયા ફીકકી પડવા લાગી, અને જેમ જેમ વખત વેહતો ગયો તેમ તેમ તેનાં ખુશીથી ખીલેલા ગોલાબી રૂખસારો અને પરવાળા જેવા હોઠ ધાસ્તીથી ઉજલા પુની જેવા થઇ ગયા, અને અધીરતા અને ચીંતાની તાપથી તેનું માથું આતશ માફક ટપવા લાગ્યું. ધાસ્તીથી તે બીચારીને પગની પાટલીથી તે માથાની ટાળકી વેર થોડી થોડી પળે ધ્રુજરાં અને કંપારી છુટી આવતી હતી.

નવના સાડા નવ, અને તેના દસબી થઈ ગયા, પણ જસીભાઈ વરરાજાની તો ઘણુનસલ કેડે દીસીજ નહીં! ગોયા વરરાજા પાતાલના

પેટામાં ઓચીંતો ગર્ક ગયો હોય એવી અદાથી લગનની શુભ ક્રીયાનો વખતબી વહી ગયો હતો, છતાંબી પાછો મોડોબી ફુટી નીકળ્યો નહીં.

પરીનની હાલત ખચીતજ દયા ઉપજાવવા જેવી થઈ પડી હતી! તે તદનજ કાયલી, ઉદાસ અને બેચેન બની, અને જીગરનાં ઉંડાણથી નીકલતા નિશ્વાસ ફેંકતી આ અભાગણી છોડી પોતાના પીતાનાં ઓરડામાં ભારી પગલે તુટેલાં અને દદમંદ જીગરે જઇ ઉભી.

"કેમ દીકરી, જસી આયો કે?" પરીનને પોતાના ઓરડામાં આવેલી જોઈ તુર્તજ આ કાલજીમંદ પીતાએ ઝડફથી સવાલ કીધો, અને આ ભલી છોડી લગભગ રડી દેતાં બોલી. "નહીં! પપા ડીયર, હજી જસી, આયા નથી કોણ જાણે કોણ–જાણે–" તેનાથી આગલ બોલાયું નહીં; તેની છાતી ગુંગલાઇ આવી અને પોતાના પીતાની ગોદમાં ચંપાઈ ડુસ્કે ડુસકે રડવા લાગી.

આજ વેળાએ જાંહાંગીર હાંફતો હાંફતો તે ઓરડામાં આવ્યો અને બધાંએ તેને વરરાજા માટે એકદમજ સવાલ પુછયો.

"શું કાંઈ બુરો બનાવ બન્યોચ! કાહાં છે? જસી છે કાંહાં, દીકરા જાંહાંગીર?" સપલશાહે અધીરતાથી સવાલ કીધો.

પણ વરરાજા કાંહાં ગુમ થઇ ગયો? છેક છેલ્લી ઘડીએ આ શું ગજબ થયો? છેક છેવટે લગનમાં વિઘ્ન કેમ પડયું? છેલ્લી ઘડીએ સ્યાદીની આબાદીને બદલે બરબાદી કેમ થઈ ગઈ?

---

## પ્રકરણ ૩૭ મું.

### 'લગનમાં વઘન'!

સ્યાદીની આગલી સાંજે જસી છેલ્લો પોતાની વહાલી પરીનને ભેટવા ગયે હતો, તે વેલા તે હદથી જયાદા ખુશાલ દીસતો હતો. અને કયારે લગનનાં ગાંઠથી પરવારી જઈ લખોપતી બાપની લખોપતી દીકરીનો હકદાર ધણી થાય તેની અધીરાઇમાં બેબાકલો બની રહયો અને ખુશાલીના આવેશમાં આ રોણકદાર મેહલનાં દરવાજા આગલ ઉભો રહી આ દમામદાર પેલેસને હર્ખથી જોવા પડયો, અને તે મેહલ, ભવીષમાં તેની માલેકી હેઠળ,

સર્વ દોલતના ડુંગર સાથ, આવનાર હતો એવા વિચારથી ગોયા તેને ગીલગીલ્યાં છુટયાં, અને કયારે સહવાર પડે તેની અધીરતામાં તે પોતાને મુકામ જઇ પોંહચ્યો. એક લખોપતી અબળાને પોતાની મોહરદાર બનાવી લેવા માટે તે આ અવનીમાં પોતાને ઘણો ભાગ્યશાળી ગણવા લાગ્યો કાંકે બીજે દીનના સુર્યોદયથી તેનું ભાગ્ય તમામજ ફેરવાઇ જઈ, ગરીબીની ગઢેરમાંથી ઉંચાઇની ટોંચે એકદમ ધનના ઢગલા ઉપર આવી તે બેસનાર હતો!

"આહ! કયારે સવાર પડે ને હું પેલી દુકતીનો હકદાર ધણી થાઉં!" સુતાં સુતાં તે બબડયો, "એક વખત હું એનો ધણી થયો, ગંજાવર દોલત મારા હાથમાં આવી, એટલે પછી સેવક તો મુછપર તાવ દેસે! ભલાભલા એોને હું હથેલીપર નચાવસ! એક વાર મારા હાથમાં સત્તા આવી પછી પરીનેબી કાંઈ ફુંફાં કીધું કેની એટલે પછી તેને કેમ જેર કરવી તે સેવકનાં હાથમાં છે! આહ! પછી તો બચા જસી છકકાનાંજ બજાર છે જને!" અને ઉમેદભર જીગરથી આ બદમાસ લોભી જુવાન ઉંઘમાં પડયો.

માણુસ ધારે છે એક અને ખુદા કરે છે બીજું! બાજે વેળા એક નાચીઝ ઇનસાન પોતાનાં મનમાં વીચીત્ર ફાંકો અને ગરૂરી રાખી તરેહવાર હવાઈ કીલ્લાઓ ઉમેદભર બાંધે છે, પરંતુ ખુદરતનાં અંદીઠ હાથોથી તે સર્વ પાયમાલ થઈ જાય છે, તેનો ખ્યાલ પૈસાનાં તુરંગમાં ઘેલા બનેલા આ જુવાનને કયાંથી હોય? આ લોભી અને પૈસાના ખ્યાલથી લાલચુ બનેલો જુવાન આવતી કાલથી પોતાને ધનાઢય અને જરદાર માલેતુજાર ગણવાની ગણત્રીઓ કરતો ખુશ નીંદમાં પડયો હતો, મગર આવતી કાલનાં સુર્યોદયો પછી કેવા જફાકાર બનાવો બની તેનાં સુખનાં સુર્યોદયનો સમુળગો નાશ થનાર હતો, એમ આ ગત્રીબાજ અને બાણભુલા જુવાનને ઝાંખો ખ્યાલ વટીક ગયો નહીં, એટલુંજ નહીં પરંતુ તેને દુરનો સ્વપ્નો વટીક થયો નહીં.

આસરે સાત વાગા પછી તે ઉઠયો, અને 'પરીન પેલેસ'માં જવા માટે તે તૈયારીઓ કરવા પડયો. પોતાની સ્યાદીને માટે ખાસ ફાંકડો દેખાવા તેને મોંઘો પોષાક સીવાડયો હતો, તે આરસી સામે ઉભો રહી મલકાતાં જીગરથી પેહરતો હતો. જેમ જેમ પળો અને મીનીટો વેહતી જતી હતી તેમ તેમ આ લાલચુ બદમાસ જુઆનનાં જીગરમાં હર્ખ ગોયા ઉછાલા મારતો હતો. "ચાલો" જસી હસતાં હસતાં મોટેથી બબડયો. "આજનાં દીવસ માટે મને તો મોટી ફીકર હતી, કે કાંઈબી ફાંચર નડશે,

પણ શુક્રેખુદા કે બધી મારી મુસ્કીલ આસાન થઇ, ને આએ સેવકના હાથમાં આજથી લાખોની દોલત મલી જશે!"

"તું ધારેછ તેમ નથી જસીભાઈ, મુસકીલ આસાન થઇ નથીજ, ને લાખોનાં સ્વપનાંઓ તું ખાલીજ જોએછ." તેની પાછલથી આવો સાહદ આવવાથી ગભરાટ સમેત તેને પાછળ ફરી જોયું, તો બારણાં આગળ મશ્કેરીની ધપે હસ્તો જાંહાંગીર-તેનો મુદ્દઈ વેરસી અને હરીફ-ઉભો હતો.

ન ધારેલો જાંહાંગીર તેનાં ઓરડામાં આવી ચઢવાથી, તથા તેનાં ભરમભર્યાં બોલવાથી જસી જેટલો તાજ્જુબ થયો, તેટલો ફકરમંદ થયો, અને શકમંદ નજરથી તે જાંહાંગીરને ટીકવા પડયો.

"આઇ બેગ યોર પારડન, મી૦ જસી" લુચ્છો અને બાંગર જાંહાંગીર હસ્તાં હસ્તાં બોલ્યો, "તું મને આવી વખતે જોઈ અજબ તો થયો હોશેજ! આજે તો તારાં લગન છે, અને તેને માટે મુબારકબાદી આપતાં ખુશાલી જાહેર કરૂં કે મારી દલગીરી દેખાડું તે મને સમજ પડતી નથી!" અને ગંભીર ડાચું કરી તેને ભવાંનો ચીલ્લો ચઢાવ્યો.

"એટલે, તું શું આજનાં મારાં લગનમાં હરકત નાખવા દાબડામાંનાં ભુત માફક અહીં બીહધરાવવા આયોછ? તુંને પરીનિ હડધુત કીધો તેના બદલામાં કાંઇ સંકેટ રચી અહીં તું આવી મને ત્યાં જતાં શું અટકાવેચ?" જસી લગાર ફફરીને બોલ્યો.

'નહીં, તેમ નથી જસી! હું તારાં ભલાંમાં છેઉં! અસતો આંઠ વાગાછ ને હું જે તુંને કરવા કેહુંછ તે કરવાને વખત પુરતો છે." ભરમમાં તો બોલ્યો.

"તું શું મારી પાસ કરાવા ઇચ્છેછ?" જસી ફગલાઇ જતાં બોલી ઉઠયો, "મને-મને તારૂં ભરમમાં બોલવું—"

"સમજ પડતું નથી કે?" જાંહાંગીર વચ્ચે બોલ્યો. "વેરી વેલ! હું તે ટુંકમાં સમજાઉં. વાત એમ છે કે ખાનબાહદુર સપલશાહ અને જે અબળાને તું આજે પરણવાનો છે તેઓને લગતી કાંઈ વાત અજવાળામાં આવેલી છે, તે ઘણો ઉંડો ભેદભર્યો ભરમ છે, અને જસી, તારા એક દીલસોઝ મીત્ર તરીકે હું તો ધારૂંચ કે, તેવી વાતથી, તેવા ભરમથી તું તદ્દનજ અંધારાંમાં રેહે યાતો બધાંને અંધારાંમાં રાખે, ને તેમજ જાણ્યા વીનાં લગન થઈ જાય તો તે એક હડહડતી લુચ્ચાઇજ કેહવાય! જસીભાઇ!"

અણકા કરી ભવાંનો ચીસ્લો ચઢાવી તે આગળ બોલ્યો. "તારી સાથે દગો રમાયોછ—હમારી સાથેબી એવીજ દગબાજી રમાઇછ—જે કેહવાને હું તદનજ અશક્ત છેઉં. જે ભરમ તારા આજે આશીરવાદ પડે તે અગાઉ તારે જાણવોજ જોઇએ તે તુંને અત્રે કહી દેવા મારી જબાં ચાલતી નથીજ! જે શખ્સે મને આ દગાબાજીભર્યો ભરમ ફોડયો તે અત્રેથી અરધો માઇલપર આવેલી પેલી રામદાસની ચેલીપર તુંનેબી તે ભરમ કહી દેવા ખોટી છે. હું હવડાં તે ચેલી જાણુંછ ને હવડાં ને મારી સાથે વખત ખોહયા વિના આવવા તુંને કેહેઉંચ ચાલ તું આવ."

જાહાંગીર ભેદભરેલું તેની આગળ બોલી જવાથી જસી તો ધાસ્તીથી ચોંકી ઉઠયો. તેનાં જીગરમાં ઉછાલા મારતી ખુશાલીની જગ્યા નાસીપાસી અને ચીંતાએ લીધી, અને તેનું આશાવંત જીગર ભવીષમાં કાંઇ બુરો બનાવ બને એવી ચીંતા વચ્ચે ધાસ્તીથી ધડક ધડક થવા લાગ્યું.

અરેરે! તે કેવી કેવી આશાઓ અને ભર ઉમેદો વચ્ચે પોતાની સ્યાદીમાં જવા નવો પોષાક પહેરી 'પરીન પેલેસ'માં જવાની તૈયારી કરી રહયો હતો, અને ન ધારેલાં જાંહાંગીરનાં ત્યાં આવી ચઢી તેને ભડકાવી મારવાથી આ લુચ્છો શખ્સ અંદરખાનેથી એકદમ બીહવો, ધ્રુજ્યો. અને રખેને પોતાનાં લગનમાં કાંઇબી વાંધો, માત્ર થોડાજ વખતને ખાતર, ઉઠી ઉભો થાય, અને પોતે માલેતુજ્જાર, ધનવાન આગેવાન બનવાનાં ઉમેદભર હવાઇ કીલ્લાઓ બાંધ્યા હતા, તેનો સમુળગો નાશ થાય, તેની ધાસ્તી અને દહેસતથી તે તન બદનથી ધ્રુજવા પડયો.

પોતાનો ગભરાત જેમ તેમ સમાવી દેવાની વ્યર્થ કોશેશ કરતાં તે બોલ્યો. "જાહાંગીર, તારા બોલવા પરથી મને કાંઇ સમજ પડતી નથી! થોડો ઘણો ભરમ અંહી ઉઘાડો પાડવાની તું મેહરબાની નહીં કરે? હું પેલી રામદાસની ચેલી પર વરી કાંહાં આંઉં! તેમ કરતાં તો મને લગનમાં જવાનું 'લેટ' થઇ જાય! ને તાંહાં હું કોણને જઇ મલું? મને ને તુંને બધાંને કેવી રીતે ઠગ્યાછ? શું પરીનની વીરૂધ્ધ કાંઇ ખોટું બોહતાન મેલવામાં આવેલું છે?"

"જરાબી નહીં—તેતો બરફ જેવી પાક છે, જસી-ને—ને હું તારાં લગન કાંઇ અટકાવી શકતો નથી! તેમ કરવા હું માંગતોજ નથી! લગન થયા પછી જો કોઇબી સખસ ખરાં જીગરથી મુબારકબાદી ઇચ્છીશે તો પેહલો હું હોવસ, સમજ્યો?"

તેના લગન કોઇબી રવેશે અટકનાર ન હતાં, એવો સધ્યારો જાહાં-ગીરનાં બોલવા ઉપરથી જસીએ માની લીધો અને છુટકારાનો લાંબો દમ તેને ખેંચ્યો.

"મને તો ઘણું અજબ જેવું લાગેચ, જાંહાંગીર, પેલી રામદાસની ચેલીપર મને લઇ જવા માગેચ પણ લગન પછી ગમે તો—"

"નહીં! લગન પછી નહીં, પણ હવડાંજ ચાલ, જસી! યાદ રાખજે કે એમાં કાંઈ દગો નથીજ! હું તારા ભલામાં છેઉં, ભુડાંમાં નથીજ! મારા સમ, ઘણુંજ અગતનું કામ છે! તું કદાચ એમ ધારતો હોશે કે તાંહાં તુંને લઈ જઇને હું કેદ પુરી મુકસ ને લગનનો વખત વીંઠાવી તારાં લગન અટકાવસ, પણ તેમ નથીજ! હું ખુદાનાં પવીત્ર કસમ લેઈ કેહુંચ કે તેવી દગલબાજી મારો જીવ જસે તો નહીં કરસ. તું લગન કરે તો વધુ ખુશી હું થવસ, પણ લગન અગાઉ જે વાત અજવાળામાં આવીછ તે તારે જાણવીજ જોઇયે—ચાલ મારી સાથે તું લગનને ટાઇમે 'પરીન પેલેસમાં' હાજર રહેસેજ તેની કાંઈ ધાસ્તી નાં રાખ વેગી જા, વખત થાયચ."

"ઠીક! તારે તો હું તારા વીસવાસ પર આવવા તૈયાર છેઉં" એમ બોલી અધુરે પોષાક ધુજતાં ધુજતાં તેને પેહડી લીધો. તેની ખુશાલી ગોયા ઉડી ગઈ હતી, અને ધાસ્તીથી તમામ ફગલાઈ ઉજલો પુની જેવો થઇ ગયો હતો, અને કાંઇબી બુરો બનાવ બનવાનો તેને કાંઈ ખટકો કે ખ્યાલ થયો.

જાહાંગીર સાથ તે નીચે ઉતર્યો, અને જાંહાંગીરે તૈયાર રાખેલી ગાડી માં બેસી તેઓ રામદાસની ચેલી પર હંકારી ગયા.

કમનશીબ જસી ગોયા પોતાનાં અભાગ્ય કીસમતને ભેટવાજ ગયો!

---

## પ્રકરણ ૩૮ મુ.

---

### નાંજમાયનો ભરમ

રામદાસની ચેલી તરફ ગાડી હંકારવાનો હુકમ જાંહાંગીરે કીધો, અને ગાડી હંકરાઇ.

આ બાજુ જસી એક મીનનાં પુતળાં માફકજ દીગમુઢ જેવો બેસી રહયો. ગાડી કયાં જતી હતી તેનું વઢીક તેને ભાન ન હતું, એટલી હદ સુધીનો તે ગાફેલ બન્યો હતો. તેનાં લગ્નમાં છેક છેવટની ઘડીએ શું વિઘ્ન નડતું હતું, તે, તે મુદલજ સમજી શકયો નહીં, અને ગમગીન વિચારોની ગીરફતારી વચ્ચે ગર્ક ગએલો તે ચુપજ બેસી રહયો.

આયંદે ગાડી રામદાસની ચેલી પર આવી ઉભી. જાંહાંગીર કુદકો મારી ઉતર્યો અને જસીને તેમાંથી ઉતરવા આગ્રહ કીધો, અને ચાવી આપેલાં પુતળાં માફક ગાડીમાંથી ઉતરી જસી જાંહાંગીરની પુઠેપુઠ ચાલ્યો. ફાંસીનાં માંચડા ઉપર ચઢતી વેલા એકાદ ખુની, જેવી અદાથી પોતાનો ગભરાટ બનાવી શકે અને ઉજળા પુની જેવા ચેહરાથી ઠરઠર ધ્રુજે, તેવા ગભરાટ વચ્ચે તે જાંહાંગીરની પુઠે સેહજબી બોલ્યા વિનાં ઉપર ગયો.

તેઓ એક ઓરડા આગળ થોભ્યા. જાંહાંગીરે બારણાંને ટકોરા માર્યા અને થોડીક પળમાં તે બારણું ઉઘાડી ઉંબર ઉપર તેઓની સનમુખ નાજાંમાય કાંઇક નખરાં કરતી ઉભી, અને હસ્ના ચેહરાથી હેતથી આદરસત્કાર કીધો.

"ઓ મરૂં રે તારી પરથી, વરરાજા!" એમ બોલી હસ્તાં નાંજાંમાયે જસીને ઓવરણાં લીધાં, અને તેને અંદર આવવાનો આગ્રહ કીધો.

નાંજાંમાયને જોઇ જસી તો તદનજ સ્તબ્ધ થઈ ગયો! પરીન તરફથી તે વાકેફ થયો હતો કે નાંજાંમાય તો કેટલા દીન અગાઉની અલાહબાદ છોડી ગઇ હતી, અને વળી પાછી તે લુચ્છી, માજનદ્રાનં અબળા કયાંથી ફુટી નીકળી, તે, તે મુદલજ સમજી શકયો નહીં. પોતાના ઓરડામાં જાંહાંગીરને જોઇ જેટલેઃ તાજુબ થયો હતો, તેનાં કરતાં વધુ નાંજાંમાયને પોતાની રૂબરૂ જોઇ દંગ થયો.

તે તદન ગભરાઈ ગયો હતો અને કંઇબી શબ્દ બોલી શકયો નહીં. જાંહાંગીર તેને કેવા સબબસર આ લુચ્છી અબળા આગલ લાવ્યો હતો, તેનો ભેદ તે ઉકેલાવી શકયો નહીં.

જાંહાંગીર સાથ જસી અંદર ગયો, અને ખુરશી પર બેસી પોતાનાં મનનું સમાધાન કરવાની કોશેશ કરવા લાગ્યો, પણ સહવાર પછી ભેદભર્યા બનાવથી તે એટલો આકુલવ્યાકુલ બન્યો હતો કે નાંજાંમાયને જોઇને તો તે વધુ ગભરાઈ ગયો, અને તેનાં લગન અટકાવવા કાંઇબી સંકેટ રચાયો હતો, એમજ તે ધડકધડક થતાં જીગરથી ખુરૂં માનવા લાગ્યો.

"મરૂં, મરૂં! તારી પરથી! આજે તો જીભરૂનાં લગન છે." નાંજાંએ મકકર અને ચરત કીધાં, અને નખરાંથી મરડાઇ–મોચરાઈ, કળવઇ કળવઇને હસી પડતાં બોલી. "તું મને જોઇને અજબ થાયછ, જસી, તુંને તો એમજ ખબર હોશે કે હું તો મુંબઈજ છેઉં, હં? હું ખાસ મારી પરીનના લગન ખાવાજ મુંબઇ વેરથી અહીં આવીછ–જો તે લગન પાર પડે તો–"

"પાર નહી કાંય પડે, એક કલાકમાં તો લગનનાં ગાંઠથી હખો એક થવાનાંજ, પણ મને અહીં શા માટે લાવવામાં આયોચ તે હું સમજી શકતો નથી." જસીએ હીંમત એકઠી કીધી અને ઉપર મુજબ બોલ્યો અને પછી શકમંદ નજરે જાંહાંગીરને તીકવા પડયો.

"હું લગનમાં જવાનીજ છેઉં. હું એનાં લગનમાં કાંઇબી કરીને આવવાની એમ મેં પરીનને કબુલાત આપીતીજ, ને તે આધારે હું લગન ખાવાજ આવીચ–પણ તે લગન થાય તારેજ તો."

"એટલે?" એકનો એક બોલ નાંજાં બોલવાથી જસી ચોંકયો અને ધાસ્તીથી ફાટફાટ થતાં જીગરે પુછવા પડયો. "એટલે તમારી એમ બોલવાની શું મતલબ કે લગન થાય તો? મને તમે જે હોય તે ખુલાસો કરી દેઓ, નાંજાંમાય!"

"મરેરે મરે! આજનાં લગનને વાસ્તે મારે તારી આગલ ખુશાલી જાહેર કરવી કે દલગીરી જાહેર કરવી તે મને મુઇ સમજ પડતી નથી જો!" બંને હાથ જોડી તે મકકર કરતી ભવાં ચઢાવી બોલી.

આ ભેદભર્યા શબ્દોથી જસી મોત જેવો ફીકકો પડી ગયો. ધાસ્તીથી તે ચોંકી ખુરસીપરથી ઉભો થયો, અને ફાટેલે ડોળે ઘડીકમાં નાંજાંમાયને તો બીજી પળે જાંહાંગીરને ટીકવા લાગ્યો. જાંહાંગીર જાણે કે કસામાં હોય નહીં એમ તેઓથી થોડેક દુર અદબવાળી ગંભીરાઇથી ઉભો હતો.

"ખોદા ખાતર મને તવલાવો નાં, નાંજાંમાય, પણ જે હોય તે કેહી દેઓ."

"જસી, તું ઘણોજ ભાગ્યશાળી જો! તું પડયો ગરીબ, ને તારે ફાલે લખોપતીની દીકરી, લાખોની વારસ તુંને હાથ લાગી ગેઇ, ખરૂં કેની? ને તેની સાથ આજે તું લગનથી એક થઇ તુંબી ગરીબમાંથી તવંગર થઈ જવાનો! પણુ મરે તું જેની સાથ પરણેચ તેને તો તું ખરાં જીગરથી ચાહતો તો નથીજ! એ તો એનાં પૈસાને–એની દોલતનેજ ચાહેછ! પણ

જેવો વરરાજા ગરીબ તેવીજ જો છોકરી બી ગરીબ હોતે કેની તો તેની વાત જુદી હતી!"

"નાંજાંમાય, નકામું તાહેરું મારે સમજવું નથી. છેક નવ વાગવા આવ્યા, ને લગનનો વખત થવા આવ્યોચ માટે મને જવા દેઓ! હું જાણુંચ કે તમો લોકે પ્રપંચ રચ્યોચ ને આવો ટાગડો રચી મારા લગનમાં હરકત નાખવા માગોછ, પણ તેમ કદીબી નહી બનશે! આએ સેવક બીજા કલાકમાં પરીનનો હકદાર ધણી થશેજ" જસી મિજાજી ઠસ્સામાં બોલ્યો.

"ઓ લેરે-લેરે-નહીં કાંયજે! મરેરે" અને નખરાં કરતી મશકરીની ધપે નાંજાં મોટેથી હસી પડી. "પણ માણસ ધારેચ શું ને ખુદાય પરથી મરૂ તે કરચ બીજું, સમજ્યો કે જસી! એમ ચીરમાં સાનો પડયોચ જો, જસી! જરા ધીરો થા! લગન થાય ત્યારની વાત! હું નહીં ધારતી કે આજે લગન થાય!"

"શું લગન નહીં થવાનાં? નાંજાંમાય! એમ તમે ઘડી ઘડી બોલોચ તેનો બાયસ શું? તેનો ભરમ શું? જો તમુને કાંછબી કેહવું હોય-જે ભરમ કેહવા મને ચાલી ચલાંવી આએ જાંહાંગીર અહીં લાયોચ, તે મને જલ્દીથી જણાવી દેઓ. હું એવો ફારસ જોવા ઇચ્છિતો નથાજ."

"કહી દેઉં? અરે ફીટ! પણ તારી છાટી મકકમ છે કે હરવાથા? ચાલ એમ તો એમ, જો સાંભળ! મારા ભોલા ભટાક ભાઈ! તેં જે તારે વાસ્તે મખ્ખઈ મોહરો પસંદ કીધોચ કેની, તે તારી હાથની ધરતી, કાંઈ ખાનબાહદુર સપલશાહની હકદાર દીકરી નથી સમજ્યો! સુજમાં રોજા ના ખોલતો, ભાઈ! જેટલી હું પારકી છેઉં તેવીજ પરીનબી તદનજ પારકી, ને પરાઈ છે. એ કાંઇ સપલશાહની લખ્ખોની વારસબી નથી ને દીકરીબી નથી! કેમ, વરરાજા, ધ્યાનમાં હવે ઉતર્યું કે?" અને આ બાંગર લુચ્ચી નાંજાં મોટે મોટે હસી પડી!

---

## પ્રકરણ ૩૯ મું.

---

### "લુખ્ખી સુકીને કોણ પરણે?"

પરીન સપલશાહની હકદાર દીકરી નથી એમ નાંજાંનાં ભેદભર્યા બોલવાથી પોતાનાં પગ આગળ ટોપનો ધડાકો થયો હોય, એવી ફીકરમે

જસી ઉછલ્યો—ચોંકયો, અને એ દગલાં પાછળ ઉડી ધાસ્તીથી તસતસ થએલા ડોળાથી એ ઘડી, નાંજાંમાયનેજ ટીકવા પડયો! તે લુચ્ચી ઝેરી નાગણ જસીનાં ચહેરા પર થતા અદભુત ફેરફાર તપાસતી માજનું જોતી હસ્તી ઉભી હતી. સ્વપ્ને પણ વકી ન રાખેલા આ ભેદભર્યા ચોંકાવનારા ખુલાસાથી જસી એટલી હદ સુધીનો અકળાઇ ગયો કે કાંઇ પણ બોલવાની તેને હીંમત થઇજ નહીં.

પોતાનાં મનનું સમાધાન કરી તે ધીમેથી ગગળતે સાહદે બોલ્યો. "એમ હોયજ નહીં, બનેજ નહીં, મારા માન્યામાં આએ આવતુંજ નથી."

"એ તો આ દરાખ ખા-તીજ લાગેજો, જસી, તું મારો ખુલાસો માનતો નથી! નહીં તો નહીં તુંને તો અણગમતો ખુલાસો લાગતો હોશે, પણ એ દીવાની જોત જેવો ને આએ સુરજનાં તડકાં જેવો સાફ અને ખરોજ છે. પરીન પોતાની હકદાર દીકરી નથી એમ સપલસાહે સોસાયટીનાં સરકલથી ને તારાથીબી તદનજ છુપું રાખ્યું, ને વલી પરીનનેબી ભરમથી આજ વેર અંધારાંમાંજ રાખીચ સમજ્યો! જો તું માનતોજ નહીં હોય—તો ખાત્રી કરવા મારી સાથ 'પરીન પેલેસ'માં આવ, ને ખાનબાહદુર સપલશાહને મોંદેથીજ ખરૂંનરૂં તું સાંભળી લે, કે પછી તારી પુરેપુરી ખાત્રી થશે."

જસી તદનજ જનાવર માફક દીગમુઢ બની જ્યાં ઉભો હતો ત્યાંજ નીચે જમીનને ટીકતો ઉભો રહયો. શું બોલવું ને શું કરવું તે તેને સમજ પડી નહીં.

એકવાર ફરીથી મોટેથી હસી પડી નાંજાં તેની નજદીક આવી બોલી, "કાંય, જીભરૂં, કીયાં છોકરાં પરણાવવાનાં વિચારમાં છે! આજે તો તારાં લગન, તે હસ્તો ખરો, એમ ધુવર જેવો શું થાયચ? તાહ્રાં પેલેસમાં તારી વારેવાર જોતાં હોસે, ને તારી ભલી મોહરદાર, મદઈ કાગને ડોળે વાર જોતી ડોરાબારી પોરા કરી નાંખતી હોશેની તો! જરા હીંમત ધર! તારાં કાંઈ લગન અટકાવાં નથી માંગતી! પરીન તુંને મુબારક! પણ દોલત વગરનીજ પરીન હવે તુંને મલશે સમજ્યો કે? તેં તો દોલત સાથની પરીન મલવાના ધખારા અને સ્વપ્નામાં પણવા દોડાદોડી કીધી, પણ તદન દોલત વગર પરીન તારા ને મારા જેવી લુખ્ખી સુકકીજ હવે તો તે તારી મોહરદાર થવાની જો, જસી ભાઈ! પણ મરે! તું તો એ દુકતીપર એટલાં તો ધ્રસંપરાં કરતો'તો, બધી ધડડોક નાંખી મરડાઈ મોચડાઇને જાનફેશાની કરતો'તો, તો તારા જેવાને લુખ્ખી—સુકકીબી આવી, દોરયાં વગરબી આવી,

તો શું બીસાદ છે! કાંય જીભરૂં, બોલનો નહીં? જાંહાં સાચી મોહબત હોય, ને પૈસાની રેલારેલ ને દોલતની છેલાછેલ નહીં હોય, તો તેવા મોહબતવંતાં માટીબૈયર તેની કસી તુંભા કરતાં નથીજ. પણ જ્યાં સાચી મોહબતથી ચાહવાના ફેલ અને ઢોંગ ધતુરા કરી, ખાલી પૈસાને દોલત પરજ મોહબત કરે, તો દોલતનાં જવા સાથ તેવાઓની સાચી કેહવાતી મોહબતબી ગુમ થઈ જાય ખરૂં કેની? ધરેરે, એવા મુવા દોલતની ઉપર મધપર માંખ માફક ભમનારા ધરી પર્યા જુવાનોપર! ચલકતી ચાઇચાઇપર લોભાઈ પ્યાર કરતાં ઢોંગી લુચ્છાઓના જીગરમાં મોહબત નહીં, પણ ખાલી તેઓની આંખમાંજ મોહબત ભરેલી! આગ્ગે બાજુ પૈસા ગીયા કે મુવાઓ કોરમરદી ચસમ ફેરવી નાખે તો વાર નહીં લાગે! પણ જીભરૂં તેવો તું નથી, જસી! પરીન ગમે તેવીબી ગરીબા ગરીબ હોય તોબી તેને પાક મોહબત્તથીજ ચાહવા ગણુવા તેં 'પરીન–પેલેસ'નાં બાગમાં બે ત્રણ વખત પરીનને કસમપર કહી સધ્યારો આપ્યોચ, તે મેં બી અરછતું સમજેલું, એટલે પરીન હમણાં ગરીબબી થઈ, દોલતનો ડુંગર નહીંબી લાવી, તો શું મુજાકો? કાંય? કાંય? પૈસા કોણનાં રહયાચ જે?"

આ ઝેરી નાગણુની જીભ તેજી તરવાર માફક ચપ-ચપ ચાલતી જોઈ જસી તો આ સર્વ સાંભળી ગોયા સુનો સાવજ બની ગયો! તે એવી હદ સુધીનો ગુંચવાઈ ગયો હતો કે ગમે એવો બોલી દરાજ અને ધરપચ્ચો તેનો ખવાસ હતો, તોબી નાંજાંમાયની એકસપ્રેસ ટ્રેનની ઝડફે ચાલતી જીભ આગળ માહત થઈ તદનજ મુગો બની રહયો!

"ચાલ આપરે ત્યાંજ પરીન–પેલેસમાંજ જઇયે! તુંબી જાંહાંગીર સાથે આવ" અને એમ બોલી ખુણામાં આવેલી આરસી સામે પોતાનો ચેહરો જોવા પોતાની ફતેહને માટે મલકાતી ઉભી અને પોતાનો પોશાક સરખો કરી સાડીની સોડ ખેંચી, જસી આગળ પાછી આવી ને બોલી. "ચાલ જસી ભાઈ! તાં પેલા દસ્તુરો તારી વારેવાર જોતા હોસે! એમાં શું છે! દોલત તું ગુમાવસે પણ તું કાંઈ તારી ધારેલી મોહરદાર ગુમાવવાનો નથીજ! તે તો તારીને તારીજ છે, સમજ્યો."

નીચે ઉભેલી ગાડીમાં આ ત્રણુડે બેઠાં અને 'પરીન પેલેસ' તરફ ગાડી હંકરાઈ.

ગાડીમાં આ ત્રણુડે જણું એક શબ્દ પણુ બોલ્યાં નહીં; મગર ત્રણુડે જણુનાં મનમાં તરેહવાર સારા–નરસા વિચારો તોફાનની સાગરનાં મોજાં

માફક ઉછાળા મારતા હતા! નાંજાં આટલાં આટલાં વરસવેર પોતાનાં કીનાનાં કેહરને માટે ડોભી હતી તે વખત તદનજ નજદીક આવી ગયલો હોવાથી પોતાની ફતેહને માટે જીગરોજાનથી ખુશી થતી હતી. પરીન અને જસીના લગન કોઈબી રત્રેસે અટકે યાતો કોઈબી રત્રેસે જાંહાંગીરનાં હાથમાં સપલશાહની લાખોની દોલત આવી પડે એવી એવી જે પુરી ધારણા જાંહાંગીરે પોતામાં મનમાં રાખી હતી તે ઇચ્છા પાર પડવાનો વખત તદનજ નજદીક આવેલો હોવાથી પોતાનાં ભવીષનાં ભાગ્યોદય માટે તરેહવાર ઉમેદભર વિચારોનાં વમલમાં વીંટલાએલો મલકાતો તે ગાડીમાં ગુપચાપ બેઠો હતો, જ્યારે જસીની મુરાદનો કોટ ભાગીને કરરર ભુસ થઈ જવાથી, તથા પરીનની લાખોની દોલતપર મંત્રપર માખ માફક ભમેલો હોવાથી હવે નાંજાંમાયનાં કેહવા માફક પરીનને દોલતપર કશોબી હક ન રહેલો હોવાથી તે તદનજ પોતા જેવી લુખી-સુકકી બની જવાથી, પોતાની લખોપતી બની જવાની ઉમેદ અને મુરાદ જમીનદોસ્ત થઈ જવાથી, જસી નાશીપાસ નારાજ અને નામુરાદ બની ગયો. પરીન સપલશાહની દીકરી ન હતી તે ભરમ સપલ શાહે શા માટે જસીથી છુપાવ્યો, નહીં એટલુંજ નહીં પણ પોતાને આજવેર અંધારાંમાં રાખવા માટે સપલશાહપર તે અંદરનો અંદર ઘણો ખફા થયો. છેલ્લી ઘડીએ તેના લગ્નમાં અચાનક આવું વિઘ્ન નડવાથી તે લુચ્ચી નાંજાંમાયપર, સપલશાહપર, પરીનપર, અને છેવટે જાંહાંગીરપર બધાં ઉપરજ ખફા થઇ ગયો, પરંતુ તેને પોતાનો ગુસ્સો-પોતાનો ઉભરો-તુર્તજ તેઓ આગળ ખાલી કરવાની તેને હામ બીડી નહીં. પોતાનાં મનમાં તે ખબરવા લાગ્યો. "આગ લાગે એ લગનને! ને આગ લાગે પરીન પર! એવી લુખીસુકકી પોરીને હું કાં દાર દોઢીમાં ઉંચકીને નાખું! એક તો મારા ડડેરામાં મારૂં ગુજરાન નથી થતું તો એ દોર્યાં વગરની ચોખી મારે માથે પડે તો એ રાંડનું હું કાંહાંથી હોજરૂં ભરૂં? આએ નાંજાં જે ભરમ કેહેચ તે ખરોચ હોય, પરીન અરધી વગરજ-આશા વગરજ-પણવાની હોય તો મારે કાંઈ પણવું નથી પછી જે થાય તે ખરૂં! મારી સાથે તો આએ ભરમ પેલા ધાંખરાંએ છુપાવી દગો ને પ્રપંચ રમ્યોછ, એ બાહનું મને છે એટલે મને એ ડોકરો હું ફરી બેસસ તો કરવાનો શું? જો હું મારૂં નશીબ ખોડું તો પરીન પોતાનો ધારેલો ભરથાર બી ખોહી બેસવાની!"

'પરીન પેલેસ'ની છેક લગોલગ નજદીક તેઓ આવી પુગ્યાં અને નાંજાંએ ગાડીની બાહર ડોકાવીને તે તરફ નજર ફીધી તો માલમ પડયુ

કે પેલેસનાં દરવાજાની બાહર મેરવાનદારૂ પંથકી તેની દીકરી દીના પંઠકી અને તેની ફ્રેન્ડ પોરચ માહન આતુરતાથી રાહ જોતાં ઉભાં હતાં.

"જાંહાંગીર તું અહીં ઉતરી પડી અગાઉથી જા, હમે પાછલે દરવાજેથી ઉપરનાં હૉલમાં જઈ બેસ્યે." નાંજાંએ સુચનાં કીધી.

ગાડી ધીમી થતાં જાંહાંગીર તુરતજ ત્યાં ઉતરી પડી પેલેસના દરવાજા ભણી વીજલી વેગે ચાલ્યો, જ્યારે ગાડી લાંબો ચકરાવો લઈ પેલેસના પછવાડેના દરવાજા તરફ હંકરાઈ.

"શું છે! જસી કાંહાં છે! કાંઈ બુરો બનાવ થયોછ? જસી કાંહાં ગીયો?" વીગેરે વીગેરેનાં સવાલો જાંહાંગીર દરવાજા પર આવી ઉભો કે તેઓએ પુછ્યા જેનાં જવાબમાં તે હાંફતો હાંફતો બોલ્યો. "હા, કાંઈ ગંભીર બનાવ બન્યોચ સપલશાહ શેઠ કાં છે?"

"તેનાન તો હાકી હાકીને ઉપર પોતાનાં ઓરડામાં શીધાર્યા" મેહરવાનદારૂએ જવાબ આપ્યો, ને જાંહાંગીર ત્યાંથી ઝડપી કદમે આસપાસ નજર નાંખ્યા વિનાંજ પેલેસમાં ગયો, અને બબે પગઠયે ઉપર સપલશાહના ઓરડામાં જઈ પુગ્યો, અને સપલશાહ તેમજ પરીન અને ડૉ૦ હોમીએબી જસી માટેજ અત્યાતુરતાથી સવાલો પુછ્યા, અને તે એટલો તો ઝડપથી ઉપર ચઢી આવ્યો હતો કે તેનો દમ હાંફી આવેલો હોવાથી તે કાંઇબી બોલી શક્યો નહીં.

થોડીક પળ વીટાં બાદ તે દમ ખાઇને બોલ્યો. "જસી અહીં 'પેલેસ'માં આવેલો છે, ને કાકાજી કાંઇ ઘણુંજ ખાનગી કામને વાસ્તે એ તમુને મલવા માંગેછ. એ પાછલે દરવાજેથી આવી હૉલમાં બેઠોચ, ને લગન આગમજ તમુનેજ મલવા માંગેછ."

સપલશાહનો ચહેરો જર્દ મારી ગયો. તેને જે બુરા બનાવની આગાહી કીધી હતી, તે ખરી પડવાની અણી પર હતી, અને છેલ્લી ઘડીએ શાહદીમાં બરબાદી થનાર હતી કે શું તેનાં વિચારોથી આ જઈફ ડોસાની છાતી ધડક ધડક થવા લાગી.

---

# પ્રકરણ ૪૦ મું.

## મક્કારે ઓરત.

"જા દીકરા હું આંઊંછ" સપલશાહ ગગળતે સાહદે એટલુંજ બોલ્યો, અને પરીનનાં ફીકકા મારી ગએલા ચહેરા ઉપર આ જઈફ ડોસાએ ગમ-ખ્વારીથી નજર ટાંકી અને જીગરનાં ઉંડાણુમાંથી એક સરદ હાય નીકલી.

જાંહાંગીર તુરતજ ત્યાંથી દોડયો, અને ઓરડામાં જયાં નાંજાંમાય અને જસી બેઠાં હતાં, ત્યાં જઈ પોતેબી સપલશાહની આવવાની રાહ જોતો બેઠો. તે ભપકા ભર્યા ઓરડાનાં રાચ રચીલાં ગમ જાંહાંગીર ચોમેર મલકાએલે ચહેરે જોવા પડયો, અને મોડે યા વેહલ્લે આ રોણકદાર મેહેલ તેનાં શુશોભીત ફરનીચર સાથ તેનોજ હવે થવાનો એવા દીલખુશ સ્વપ્નાની લહેરમાં ચકચુર બની ગયો!

પોતાનો વરસોનો ઝેરી અને કપટી જીગરમાં રાખી મુકેલો કીનાનો કેહર વરસાવવાનો વખત નજદીક આવેલો હોવાથી આ બદમાસ પ્રપંચી ઓરત કીનાથી મનમાં મલકાતી હતી, અને સપલશાહ તેને હરકુતની હીણપસ્તીમાં લાવી તેને અખત્યાર બાહર હાંકી કાઢી હતી, તેનો બદલો અને તેનું વેર લેવાનો દાવ હવે તેનાં હાથમાં આવી જવાથી કપટથી તે મનમાં મલકાવા લાગી.

એક મર્દ પોતાનાં જીવલેણ મુદદઈ યા દુશ્મન ઉપર વેર લેવાનાં હડહડતા કસમ લીધા હોય છતાંબી બાજેવેળા છેલ્લી ઘડીએ સર્વ વેર તે વીસારી મેલે છે, મગર એક વેરી અને ઝેરી પ્રપંચી અબળા પોતાનાં મુદદઈ યા દુશ્મન ઉપર વેર લેવા મરતાં તુલીક કદીબી વીસરે નહીં એવી કીસમની દગાબાજ, જફાકાર ઓરતો આ અવનીમાં થઈ શકે તેમા-નીજ આ નાંજાંમાય એક બાંગર પ્રપંચી, બદકાર અને કાવત્રાંબાજ ઓરત હતી, જે આજ વીસ વર્ષ થયાં છતાંબી પોતાનાં ઝેરી અને કપટી જીગરમાં ભરી મુકેલો કીનો તે વીસરી ગઈ નહીં.

અને જસી? તેનાં અશાંત, લોભી, અને લાલચુ મનમાં તો લાખો બુરા વિચારો વીજળી વેગે પસાર થતા હતા. આ બદમાસને મનોહર મધુરી પરીન માટે સેહજ પણ અંશે કાલજી કે કદર ન હતી આ બુરા અંત્રમાં એ પરીનને જીગરનાં ખરાં જોસથી પાક અને અસીલ મોહબતથી ચાહીજ ન

હતી. જે દીલકશ મધુરી જાનોનીસાર પ્યારની પવીત્ર ફીદાગીરીથી તેને ઘડનાં ઘડથી ચાહતી આવી હતી, તે મનોહર છોડીને માટે તેનાં સંગદેલ જીગરમાં જરાબી અંશે દયા કે દીલસોજી ન હતી, અને આ ઉમેદભર ભલી છોડી, સર્વની ઉપરવારી થઇ આ બદમાસ દગાબાજ સાથજ પરણવાની હઠ લઈ બેસી, તેને પોતાના જેવોજ સાચો અને ભલો જાણી પોતાના કોમળ જીગરમાં બાંધી મુકેલી મુરાદમાં છેક છેવટની ઘડીએ ફાંચડ અને વિઘ્ન પડવાથી આ ભોળી છોડી મોત જેવી ફીકકી પડી તદનજ નારાજ, કાયલી, ઉદાસ અને તુટેલાં જીગરની થઈ હતી, છતાંબી પૈસાપર પ્યાર કરનારો તે લાલચુ બેવફા પોર્યો તે માટેની કશી પ્રકારની દીલશોજી કે કદર તે ધરાવી શકયો નહીં, કાંકે આ બદમાસ. દગાબાજ અને લોભી જુવાન પરીનને મુદલજ ચાહતો ન હતો, મગર તેની લાખોની દોલતનીજ ગોયા પુંજા કરી રહયો હતો, અને હવે આ ભલી બાળા માટે ધીકકાર બતાવવા લાગ્યો.

પોતાના હાથની અદબ વાળી ગમગીન વિચારોની ગીરફતારીમાં આ લુચ્ચો જુવાન જમીન તરફ નજર ટાંકી બેસી રહયો હતો, જેવામાં તે ઓરડાનું બારણું ઉઘડયું અને સપલશાહ ધીમા કદમે અંદર દાખલ થયો.

આ અભાગ્યા ડોસાની પેહલી નજર ખુદરતીજ લુચ્ચી અને બદમાસ નાંજાં ઉપર પડી અને તેનો ભરમ આખરે ફુટયો અને જે ધાસ્તી તે લાંબા વખતની રાખતો હતો, તે ખરી પડી એવુંજ તેના મનમાં ઝટ આવી ગયું, અને બીજીજ પળે તે તદનજ ઝંખવાણો પડી ગયો. આ જઇફ ડોસાએ પરીનના રસ્તા વચ્ચેથી કાસળ પતાવવા તાબરતોબ નાંજાંને 'પેલેસ'માંથી તુરતાતુરત બહાર કાઢી મુકી હતી તેનું વેર લેવા પરીનની શ્યાદી વેળાજ ઓચીંત પાછી આવી હતી એમ તેણે ગમખ્વારીથી જોઇ લીધું.

આયંદે આ બદમાસ ઓરત તેની સાથ દગો રમી હતી જાંહાંગીર, સપલશાહની મીલકતનો હવે વારસ થનાર હતો એમ તેને ખબર પડી ચુકી હતી જસી એ બી જાણેલું હોવું જોઇએ કે પરીન કાંઈ તેની હકદાર બેટી ન હતી. બધો ભરમ દીવાની જોત જેવો ખુલ્લો! થયલોજ આ જઇફ ડોસાએ અટકલ્યો. તેને લાંબો દમ ખેંચ્યો. આ ભયભીત જીવલેણ ઘડી માટે તેને રાત દીવસની ફીકર હતીજ. જે ભરમ તેની છાતીમાં છુપો હતો તે ભરમથી તેની જીંદગી ભારી બોજાથી ગોયા ભારી લાગતી હતી.

જસી જે બાજુ બેઠો હતો, તેની સામે આ જઇફ ડોસો આવી ઉભો અને ઠંડી રીતે ટુંકમાં બોલ્યો. "કેમ જસી, એટલું બધું મોડું થયું?

તારી રાહ જોતાં જોતાં ડોળા બી દુખી આયાને? લગ્નને દીવસથીજ બરીશની મોહરદાર માટે આવી કાલજી ધરાવેછ?"

બદમાસ જસીએ ગંભીર ઠસ્સાથી જવાબ વાલ્યો.

"મી૦ સપલશાહ, આજે લગન થાય યાને તમારી છોકરી જો ખરે-ખર હોય તો તે મારી મોહરદાર બને, એ લગાર શકમંદ છે! આએ નાંજાંમાય જે ખુલાસો કરેછ તેનું ખરૂંનરૂં તમારે હવડાં જાણી લેવું જોઇએ. નાંજાંમાય જણાવેછ કે તમે જે છોકરીને તમારી હકદાર વારેસ અને દીકરી તરીકે ઓળખાવીચ–તે–તે–તે તો–તે કોણ છે તે આપ જણાવશોજ."

સપલશાહે વીકાલ ચહેરેથી નાંજાંમાય જ્યાં બેઠી હતી ત્યાં નજર કીધી. ગુસ્સા અને જનુનથી તેનો ચહેરો તપીને લાલચોળ બની રહ્યો હતો. ધીક્કાર ને તુચ્છકારથી તે ગંભીરાઇથી બોલ્યો.

"તેં મારી સાથ દગો કીધો, દગલબાજ ઓરત! તેં મારૂં ખાઈ મારીજ ગરદન મારી? મારાજ પૈસા લઇને મને આયંદે ઉઘાડો પાડ્યો, કંગાલ નાચીઝ ઓરત! આયંદે તેં આએ બેઉ જણને બધી બાતમી જણાવી!"

"મેં બધું કહયુંજ નથી, ખાલી મેં એટલોજ ખુલાસો કીધોચ કે પરી કાંઈ તમારી દીકરી નથી. જસી કેહચ કે હું તો ઘડી ભરબી એ માનું નહીં ને હમારી વચ્ચે બોહસ ચાલી, ને જીભરૂં એજ ખરૂંનરૂં કરવા કરાવવા અહીં લઈ આયો. તમારી હાજરીમાંજ ખરો ખુલાસો હવે થવો જોઇયે કે જેથી એ લોકનેબી શંતોખ મલે! મરે! હું કાંઈ લગન અટકાવવા માંગતી નથીજ. લગન અગાઉ હું તમો જીભરૂંની રૂબરૂજ બધો ખુલાસો કરવા માગુંચ કે જેથી જસીભાઈ લગન અગાઉ જાણે કે જે દોલતનાં ડુંગરની આસામાં જીભરૂં પરણવા નીકલ્યોચ તે તો હવાઈ સપ્નોજ છે!" અને તે દગલબાજ ઓરતનાં અણુકાથી બોલેલા છેલ્લા શબ્દો લુચ્ચા જસીનાં જીગ-રમાં કારી તીર મીસાલ ખુંટ્યા. જસીને ઘણો ગુસ્સો લાગ્યો, અને ફફ-ડીને બોલ્યો.

"નાંજાંમાય, વધુ લાંબી ટુંકી નાં કરો. મને ચાલીચલાવી તમારો ભરમ કેહવા ઘસડી લાયાં તે કહી દેઓ કે સપલશાહ શેઠ આગળ ખરૂંનરૂં થાય કે તમારો ખુલાસો સાચો છે કે જુઠો."

"ઓ વાય! તે મેં કાંહાં નાં કહયું" તે ઢોંગ અને ચરત કરતી બોલી. "હું હવે મારો ભરમ કેહુંચ તે બરાબર કાન ખુલ્લા રાખી સાંભળો.

"તારી બી તેમાં ખરી પરીક્ષાજ થશે જો, જસીબાઇ!" તે બદમાસ ઓરતે એવી કીસમે જસીનું પાકચવા બોલી કે તે લોભી જુવાનનાં તનબદનમાં ગોયા ફફડાટ, ધીકકાર અને જનુન વ્યાપી રહયાં.

---

## પ્રકરણ ૪૧ મુ.

### નાંજાંનો ભરમ.

જરદાર અને જઇફ સપલશાહ ગમગીન અદાથી માંથે હાથ દઇને નામોશી, ગુસ્સા અને નાસીપાસીનો દમ ભરતો બેઠો હતો, જ્યારે જાંહાંગીર ઉમેદભર્યાં જીગરે દુર એક ખુરસી ઉપર અદબ વાળીને પોતાનાં હરીફ જસીનાં ચેહરા ઉપર થતા તાજુબી ભર્યા ફેરફારો મોજથી નિહાળતો ખામોશ બેઠો હતો, જ્યારે ગુસ્સા, ખેજાલટ અને નામોશીની મીશ્ર લાગણીથી ટપી આવેલા ચેહરા સાથ ફફડેલો ચટકેલો જસી એક ખુરસી ઉપર જનુન અને તીરસ્કારથી જોસ સમેટ ધડકતાં જીગરે બેઠો હતો.

અને નાંજાં! તે દગાબાજ, ઢોંગી અને બારેગાંઠ પુરી ઓરત પોતાનાં કપટી જીગરમાં કેવી એક ટાહાઢક વળી હોએ એવી કીસમે ઠંડે કલેજે ઘડીકમાં સપલશાહને તો ઘડીકમાં જસીને જોતી હતી.

"હું જો ભુલતી નહીં હોઉં તો આશરે સોળ એક વરસની વાત પર મુંબઇથી કલકતે ઉપડેલી મેલ ટ્રેનને એવી તો બમબીત હોનારત થઇ ગએલી કે, અરે, તે જાણે કાલેજ બની હોય તેમ મને હજી બી યાદ છે!" ફસરેવજ નાંજાંએ ગંભીર ડાચું કરી ભવાં અદાની ખાનેખરાબ બરમ કેહવાનો શરૂ કીધો." મેલના થર્ડ કલાસમાં એક ઘણી જુવાન બૈરી આશરે બે વરસની બુચીને લઇને બદનેરા જવા બેઠેલી. તે લોક બીચારાં ગરીબ હતાં ને દીલમાં કપડાં ચપડાં બી તેવાંજ હલકાં હતાં. તેજ મેલના સેકન્ડ કલાસમાં જીમરું કોઈ પૈસાવાલાં વર બૈયર ને તે લોકની આશરે બે એક વરસનીજ બુચી કલકતે જવા મુસાફરી કરતાં'તાં ને તે લોકનો દબ્બો પેલા થર્ડ કલાસની જોડમાં ઉતો! રાત તો એવી કારી કીલ જેવી કે દીલમાં ભય પેસે ને આશરે બારેક વાગે શેગાબના સ્તેશન આગળ તે મેલ જોરથી ગુડસ સાથ અઠડી પડી ને, અરે, કેટા ગુડસનાં ગારાંમાં ઘાસલેટનાં દબા ભરેલાં તે

અડરવાથી ફાટી સલગી ગીયા ને આગ સલગી ઉઠી, ને મેલની ગારી સખત આંચકાથી ભાંગી ભુકો થઇને વળી બરી ગેઈ તે જુદી. આએ હોનારતમાં પેલી થર્ડ કલાસમાં બેઠેલી બૈરી જે તે વખતે ઘણી નાહ્લી ઉમરની ઉતી તેને ઘણું સખત માથામાં વાગવાથી બેભાન થઈ પડી ને તેને તો બીચારીને મરે દુન્યાદારીનીબી ખબર રેહી નહીં.

"બીજે દહાડે તે શેહરની ઇસ્પીતાલમા તેને આંખ ઉઘાડી. માથામાં ઘણું વાગવાથી લોહી પુસકલ બર્યું જવાથી તે બૈરી નબલી ઘણી પડેલી તોબી તેનો પેહલો સવાલ પોતાની સાથે બુચી ઉતી તે આએ હોનારતમાં દુશમેન મરી ગેઈ કે કેમ તેને લગતો હતો, પણ ઇસ્પીતાલની નર્સ મડમે સધ્યારો આપ્યો કે જીભરૂં બુચી તો તદનજ સલામત ઉતી. જે લોક બીચારાં દાઝી ગએલાં, કે આએ હોનારતમાં જખમી થએલાં તેઓને રાતોરાત ડાકટરની મદદથી ત્યાંની ઇસ્પીતાલમાં લઈ ગયેલાં તે તેમજ પેલી બૈરીનેબી બેભાન તાંહાં લઈ જવામાં આવેલી. મારે તમુને બરાબર ખુલ્લું કરીને જણાવવનું જોઇએ: થર્ડ કલાસમાં બુચી સાથે જે બૈરી મુસાફરી કરતી'ની ને અકસમાટમાં માથામાં લાગું ને ઇસ્પીતાલમાં લઈ જવામાં આવી તે કોઇજ નહીં પણ હું પોતેજ ઉતી" અને એમ બોલી તે દગાબાજ ઓરત ચમકતી આંખોથી હસવા લાગી. એકાદ પળ ઠોભી તે કસરેવજે આગળ ગાડું ગબડાવ્યું. "અકસમાટમાં મારી સાથની જીભરૂં બુચીને કાંઈબી લાગુંતું નહીં અને તે સારી કાની ઉતી એમ મને નર્સે કહયું ને મારો જીવ ઘણો ઠંડો થયો. તે પછી તે મડમ નર્સે મને હિંદુસ્તાનીમાં કહયું કે જો હું માહરી એ જીભરૂં બુચીને કોઇનાં હવાલામાં ચોકકસ સરતે પાલવા આપું તો કોઈ પૈસાવાલાં પાલવા તૈયાર છે. મેં તે વાસ્તે પરપુછ કીધી તેનાં જવાબમાં નર્સે જણાવ્યું જે આએ હોનારતમાં સેકંડ કલાસમાં જે વર બૈયર પોતાની મારા જેટલીજ ઉમરની બુચી સાથ મુસાફરી કરતાં હતાં, તે લોકને સેજસાજ ઇજા થઇ ને બચી ગયાં, પણ તે લોકની બુચી આએ હોનારતમાં સપડાઈ બીચારી મરી ગેઈ, ને તે લોકને બીજાં છોકરાં નહી હોવાથી, તથા મારી બુચી ઘણીજ ખુબસુરત ને ચબરાક હોવાથી તથા તેઓ ઇસ્પીતાલમાં તે જીભરૂને જોવાથી તથા પોતાની છોકરી એહસતન મરી ગઇ તેનો ગમ ભુલાવાના વિચારથી મારી બુચીને તેઓ પોતાની સાથે ચોકકસ સરતે લઇ જવા માગતાં હતાં, ને જો હું મારી મરજી દેખાડું તો તે લોક ચોકકસ નાંણાંની રકમ આપી મારી પાસથી જીભરૂં બુચીનો હવાલો સદાનો લઈ પોતાને

વતન જાય એવો તે લોકનો ઇરાદો પેલી નર્સે મને જ્યારે કહી સંભળાવ્યો, તે વળી હુંબી ઇસ્પીતાલમાં સખત માંદગીમાં પડેલી ને વળી મને ગરીબાઈમાં મુવાં છોકરાંની જંજાલ કરવાની ઘણીજ મુઈ અબીતરી, તે મેંબી તરતજ હા કેહયું કે જે માથેથી પથરાનો બોજો ઓછો થયો તે ખરો. એક તો મારો વખત બી ઘણોજ કરકા કરકીનો બર્યો થઈ ગીયેલો ને આ એ નાલ્લાં જમરને પાળીને મોટી કરવા મારી પાસે ખરચીબી નહીં ને પૈસાનું જોરબી નહીં તેથી મેંબી હાજ કહયું, ને તે લોકોબી પોતાના આસરા તળે ઉછેરી મોટી કરી પૈસાવાળાની દીકરી તરીકે ઉધારી આવી કંગાલ ને રખડતી પોરીને ખાનદાની બનાવવા પોતાની મરજી જણાવી. મારી સોરેથી જો એ બુચીને લઈ જાય તો મને તેના બદલામાં પેલાં દેખીતાં ખાનદાનીને પૈસાવાલાં વર બૈયર એકદમ પાંચહજાર રૂપીઆ આપે પણ ભવીશમાં તે છોકરી પર મારો કશોબી હક ઇલાકો રહે નહીં, ને મોટી થયા પછી મારાથી તે પાછી મંગાયબી નહીં એવી તે વરબૈયરની કબુલાત ને સરત માફક ચાલવા મેં ખુશીથી હા કહયું, ને મારી છોકરીનો હવાલો જેમ બને એમ જલદી લઇ લેવા મેં ઓહોંશ કીધી, ને હું એટલી બધી કેમ વીરમાં અધીરી પડી. તે માટીડો જરા વહેમમાં પડયો ને પોતાની બૈરી સાથ મસલત કીધી ને મને બતી ખતીને પુછવા પડયો કે હું એ છોકરીનો હવાલો આપી દેવા એટલી બધી આતુર હતી તો હુંજ તેની ખરેખરી માય છેઉં કે નહીં. આએ છોકરી મારી પોતાની છે કે નહીં તે બરાબર ખુલાસો હું કરૂં તોજ તે લોક તેનો હવાલો લે. તેજ વખતે બપકામાં મેં જો હાજ કહયું હોતે તો બધી ધાંધલ પતી જતે."

તે હૈડોક વાર દમ લેવા ઠોબી, જે પછી પોતાનો ભરમ રજુ કરતાં ગુસ્સા અને ધીકકારથી તે કસકુનમ ઓરતનો ચેહરો કાલો મારી ગયો. "આ બુચીને હુ ધીકકારતીતીજ–એ ચણા જેવીની રાંડ પેટબરી માયનેબી હું બહુજ ધીકકારતીતી, ને તે છુપો ધીકકાર મારી આંખમાં તે વાર પ્રગટી નીકલેલો હોવાથીજ તે માટીડો વેહેમમાં પડી ગયો તેથી મેં એ પોરી મારી ઉતી એમ ખોટું નહીં કહયું, પણ મેં તે માટીબૈયરને ખુલાસો કીધો કે ભાઇ એ કાંઇ મારૂં બચ્ચું નથી. હુ કાંઈ એની ખરી માય નથી પણ ખાનદાની હકદાર બાળક છે. કોણનું તે હું કહી શકતી નથીજ. હું જો ખરેખર એ કોણની બુચી છે તે કેહું તોજ તમે એનો હવાલો લેવોને નહીં તો નહી–નો તમારી ખુશી; તમારે ગમે તો લઈ જાઓ નહીતો છો પડી, પણ હું કાંઇ કેહવા બેવાની નથી. તમે લઇ નહીં જશો તો વળી કોઇ બીજો ખોદાયનો લાલ મલી જશે, સમજ્યાજી. મેં જે એમ લણુકો કરીને કહયું કેની તે પ્રેશો

બીચારો માટીડો પાછો વિચારમાં પડયો ને પોતઃની હાથની ધરતી સાથ મસલત કીધી. આ વેલા મારી બુચી તે બાઇના હાથમાંજ ઉતી, ને દરરોજ તે લોક ત્યાં ઇસ્પીતાલમાં આવતાં હોવાથી, બુચીને રમાડી કેક-બીસકેટ ખવાડતાં હોવાથી એ કારમખીનેબી એવો તો પરોસ પરી ગીયો કે જ્યારે તે લોક આવે ત્યારે પેલી બૈરીને ખોરે ચરી બેસે તે અનીખના તારા તોડે તોબી ઉતરે નહીં. તે વખતે બી મેં મારી આગળ લેવા કીધી પણ આટલી ચણાં જેવડી ઉતી પણ તદનજ માયનીજ મગરૂરીની ખાસ્યત તેનામાંબી ઉતરેલી હોવાથી અણુકો કરી મોનું ફેરવી નાખ્યું, ને પેલી બૈરી મારી આગળ લાવી તારે બધું ગોધ્યારૂં કરી મુકયું ને તે લોક સાથેજ બસ જવા માંગ્યું એવો કાંઈ ખુદરતી પરોસ પરી ગીયો! પેલી બૈરીનું દીલ દયાથી દાઝી ગીયું, ને પેલા માટીડાને સમજાવી મારી બુચીને પોતા સાથ રાખવા માંગી, અને તે પ્રમાણે તેઓ તૈયાર થયાં ને બીજે દહાડે પાછાં ઇસ્પીતાલમાં આવ્યાં ને હું ભવીસમાં એ બુચીને કદીબી માંગવા નહીં આઉં ને મારો સેહજબી હક તે છોકરી પર નહીં રેહે એવી કબુલાત લખી મારી તે પર સહી શાખ કરાવીને મને પાંચ હજાર આપવા કહયા. તે કબુલાત મુજબ ભરપાઈ કરી દીધા ને પોતાની સાથે મારી બુચીને લેતા ગીયા. તે વખતે મારે માથેથી જંજાલ ઓછી થઈ. મને ચોકકસ રીતનો કરાર વજેલો જોઇ મેં તે વેલા સધ્યારાનો લાંબો દમ ખેંચ્યો ને બુચીનાં વેચાણપર મુઇ મને તો જાણે ઘણી ગમત મલી કે કોણુની દીકરીને કાં ચાલી!" નાંજાં અહીં ખડખડ હશી પડી અને બે પળ દમ ખાવા થોભી અને થોડીક પળ પછી ગંભીર ચહેરે તીરસકાર બતાવતી બોલી!

"મે એને પાંચ હજારમાં વેચેલી એ મારા કીનાનો પેહલ વેહલો હક્તો ઉતો ને આએ બીજો હક્તો થયો! મેં આએ બુચીને આવી રીતે વેચી નાંખી એ જો એની માય જાણુતે તો શું ને શું કરી નાખતે એમ મેં તે વેલા વિચાર કીધો જો!

"તે લોક બુચીને લઇ ગીયાં, ને તેઓ સાથ જવા એ હરવાઈ ગેઈ કારમખીબી ડૂસકા-ભુસકા મારી ગેલમાં આવી ગેઇ ને પેલી બાઇએ છેલ્લી વેળા મને પાસામાં દાબવા ને કોટી કરવા આગળ લાવી, પણ તે મારી આગળ નહીં આવવા ગોધ્યારૂં ને તોફાન કરી બધી રરી તતરી પરી ને મને જોઈ બસ રાંડ આટલો ચણો મોનાંજ ફેરવવા લાગી. બે વરસની ઉતી ત્યારથી મારે વાસ્તે એવી અબીતરીને વલી એટલી બધી મગરૂરી ઉતી કે મને તો મરે તે વેલા એની તુમાખી માયજ યાદ આવ્યા કીધી

કે બધી રીતે પેટભરી સાંડ સ્વભાવે ખાસ્યતે તદનજ માયજ બીજી ઉગી નીકળીતી કાંકે એ સોનાંગરીની માયબી એવી તુમાખી ઉતી! પણ હવે બોલ્યે નહીંરે ખોદાય! પછી તો એ દુકતીની માયની એવી અવદશા થઇ કે ખોદાજ જાણેચજો!" લગાર કમકમી તે કુર્કશા ઓરત થોડીક વાર ઠોબી.

"તે લોક બુચીને લઇ ગીયા પછી બી દરરોજ થોડો વખત આવી મારી તબ્યત માટે, પેલી બાઇ પુછપરછ કરવા આવ્યા કીધી. તે બુચીનાં માય-બાપ કોણ ઉતાં ને કાંહાં ઉતાં તે માટે ચીપી ચીપીને બસ સવાલો પુછવા લાગી. મારી પાસ એ કારમખીનાં માય-બાપનાં નામ મેળવવાજ ખાઇપીને મારી પુઠે લાગી, પણ આએ બાજુ હું બી મરૂં પણ બાવન ટક્કર લરૂં તેવી આંદી-ચાંદી મરવા પડેલી તોબી છાતી મકકમ રાખી સાફ નનોજ વાસ્યો.

"તમે એવી જીદ કાંય કરોચ" પેલી બાઇ મને પટાવા પડી. "કાલ કેવી છે ને ન કરે ખોદાયને તમારી દુશમેનને કંઇ કશું થાય ને તમે એ બુચીનાં માય-બાવા કોણ છે તે તમે હમુને કહેતાં નથી તો બધું અંધારાંમાંજ રહી જાય. ખોદાયને હાજર નાજર જાણી-ખોદાયનો ડર કરીને કેહવોની તેમાં તમારો લાભમાં ખોટું તો કાંઈબી નથી જવાનું!"

"પેલાં વર-બૈયરે મારી બુચી ગલગોટા જેવી ને પરી જેવીજ ખુબસુરત હોવાથી તેઓને મનગમતું નામ પરીન કરીનેજ રાખ્યું ને તેનાં માય-બાપ માટે ઘણુંબી પુછવા પડયાં ત્યારે મેંબી છેવટે દમ કસીને કહયું કે "મરે દરરોજ એ ને એ શું રદનપાટલો તમારા લોકનો છે, મેં તમુને કહયું કે એનાં માય-બાપ કોણ છે તે તો હું કહેવાની નહીંજ! હજુબી કાંઈ ખાટું-મોળું નથી થયું. તમારી નહીં લઈ જવાની કે પાળવાની મંછા હોય તો તમારા રૂપ્યા લઈ જાઓ ને મારી બુચીને પાછી લાવો એ કાંઇ ભારી પડવાની નથી. તમારે ગમે તો બેલાસક પાછી લાવો પણ એ વાત તો જીનહાર બનનાર નહીં" જ્યારે મેં એમ કહયું ત્યારેજ તે લોક દપટ પડયાં. હું તો જાણુતીતીજ કે બુચી એટલી બધી તો એ લોક સાથ ટુંક વખતમાં પલોટાએલી ને એ રાંડને જાણે ગરીબાઈની ગંધ લાગતી હોય તેમ મારાથી સુગાઇ દુરજ નાસવા માંગી પૈસાવાલાની સોર સાંધવા ખુશી હોય એમ તેઓની સાથેજ જાણે તે લોકનીજ બુચી હોય તેમ ભેલાઇ ગેઇ! વરી પેલી બાઇની જીબરૂં છોકરી એટલીજ ઊમરની પેલી ભયભરી હોનારતમાં મરી ગયલી ને આએ મારી બુચીથી તે પોતાનો ગમબી ભુલવા લાગેલી હોવાથી, તે લોક પાછી લાવે ને હું એ બુચીનાં માયબાપ કોણ

છે તે જો નહીં કેહું તો મને પછી એ બુચી સ્વાધીન તો કરવાનાં નહીંજ એવી મારી ખાતર જમાં હોવાથી મેંબી છેવટે સુકોજ દમ કાઢ્યો કે તમારે ગમે તો બુચીને પાછી આપી દેઓ, છો પરી, તારેજ પેલી બાઇબી જરા દપટ પરી ગેઈ, તોબી છેલ્લે દહાડે તો મને બીજા પાંચશો જાસ્તી આપવા કહયા, પણ મેં તે રૂપ્યા લેવા ને કેહવા પાછું નાજ પાયું. મારો વખત આવે નહીં તાંહાં લગીન મારૂં મોનું કઇબી ઉઘારનું નહીંજ એવોજ મેં મનમાં ગાંઠ વાલ્યો હતો, પછી ગમે તો મારા પગ આગળ આખી એંક કાંય નહીં રેડી દેવાની લાલચ દેખડાવે પણ નાજાં બંદી નાથી હા નહીં થાય."

હયાં આ બદમાસ, ઠગારીએ છુટકારાનો લાંબો દમ ખેંચ્યો! લાંબા વખતનો ભરમ તેને છાંટીમાં છુપાવેલો અને તદન ખાલી કરવાથી તેને જાણે કે કેવો એક કરાર થયો હોય એવી કીસમથી સંખારાનો લાંબો દમ પાછો ખેંચવા પડી.

"આખરે પેલા માટી બૈયર મારૂં નામ નીસાન લઇને પોતાનું ઘર ઠેકાણું આપી પેલી બુચીને લઇ પોતાને વતન ચાલી ગીયાં. ને કારે પાછો મારો દાવ આવે તેની વાટ જોતી હુંબી ગરીબાઇમાં દીવસ કાઢવા પરી! આએ પરીનના માબાપ ને તેનાં લાગતાં વળગતાં જીવતાં છે, પણ તેઓ કોણ છે ને કાં છે તે હવડાં તમારી આગળબી હું મારો જીવ જાય તોબી કેહવાની નહીંજ. એ તો મારો બીજા દાવ આવશે તહારેજ તે ભરમ ખોલ્લો થશે! આએ દુન્યાની કોઇબી લાલચથી યા શકતીથી મારી છાતીમા છુપેલો આ બાકી રહેલો ભરમ કોઇબી હરવાયું કાઢી શકવાનું નથીજ, ને પરીનનાં માબાપ કોણ છે તે તમે લોક ગમે તેવાબી કાલાવાલા કરશો કે ધમકીઓ આપશો તો તે છતાંબી હું મરી જવશ તો કહેવાની નથી."

તે કસકુનમ શેતાન હાથપર હાથ અફાળી બોલી, કે જે વેળા કપટ અને ગુસ્સાનીં લાગણીથી તેનો બદકાર ચેહરો તપી આવી લાલ થયો હતો.

## પ્રકરણ ૪૨ મું.

### કીસમતની કમનશીબી.

પોતાનો છુંપો ભેદ બધો જાહેર કરી આ ચંડાલ અબળા થોડોકવાર દમ ખાવા પડી, જે અરસામાં ત્યાં હાજર રહેલાંઓમાંથી સેહજ પણ

સંસારો કોઇએ બહાર કાઢયો નહીં, એટલી હદ સુધીનાં સર્વ તાજુબી પમાડનારી હદ સુધી આ ઝેરી નાગણને સાંભળતાં બેઠાં હતાં. પોતાની થએલી ફતેહથી ખુશી થતાં મલકાએલે ચહેરે પોતાનો ખુલાસો આગળ ચલાવ્યો.

"પેલાં વર–બૈયર ખુચીને લઇને કલકત્તે સીધાર્યાં જે પછી માટીડાની ગામેગામ જવાની નોકરી હોવાને લીધે અહીં તહીં તેઓ પરીનને લઈ ગામેગામફર્યાં. મારી પાસથી લીધેલી છોકરીનાં કમનશીબે પેલા માટીડાની ધણીઆણી બીચારી તે પછી એકજ વરસમાં બેહસ્તન મરી ગઈ, તે પછી પંદર વરસ વેર તેઓની ધનનસબબી મને કશી માલમ પડી નહીં! મેં આએ પંદર વરસ મારૂં પોતાનું ફોડી ખાવા સીવાસાંધીને અહીંતહીંથી પેદા કરીને લાચારીમાં કાઢયાં, ને ખોદાય પરથી મરૂં તે એક દીવસ હું જે ઘરમાં નીચે રેહતી'તી તાંહાં માર પર કાંઇ કામે ગેઇ જાં જીભરૂં એક છોકરી મોટે મોટે પોતાની માયને નુસપેપર વાંચી સંભલાવતી'તી, ને અલાહબાદમાં કોઈ પૈસાવાલા પારસીને તાંહાં એક પછી એક ત્રણ ચાર મોત થયાં ને લખોની દોલતનો કોઇ વારસ ન હોવાથી બધી દોલતને વાડી બંગલા વગેરે કોઈ અતલગનાં સગા સપલશાહ શેઠનાને નશીબે ગયા અને અને વકીલોના લખવાથી સપલશાહ પોતાની એકની એક પુરી દીકરી પરીન સાથ તે વેલા કલકત્તે વસતા હતા, તેવણ તરતજ અલાહબાદ આવી આએ ઓચીંતી દોલતનાં ધણી થયા, ને આશરે આઠ મહીના પછી તેવનની બોહલી સખાવતને લીધે તેવનને સરકારે ખાનબાહદુર બનાવ્યાંને તેને માટે મોટી ખાનીપીની ને લગતો ગંજાવર હેવાલ વીગેરે મેં જ્યારે આએ નુસ પેપરમાં છાપેલો કાનેકાન સાંભલ્યો. મારી ખુચીને મારી પાસથી પંદર વરસ પર એજ સપલશાહ શેઠનાં લઈ ગયલા, ને તેવણ લખોપતી થયલા જાણી હું તો ઘણી ખુશી થઈ. મેં દાદારજી પાસ દુઆ માંગી કે ચાલ હવે જરા મારેબી દાહડા ફરસે ને એ પૈસા જીવે ખરચવાના તો મલશે એમ ધારીને પાસે જે ચાંચુ પુચું ઉતું તેના કપરાં ચપરાં લીધાં ને અલાહબાદવાલા આએ જીભરૂં લખોપતી શેઠયાપર મુબારકબાદીનું કાગજ લખ્યું ને હું જીભરૂં સપલશાહને મલવા આઉંચ માટે બંદોબસ્ત કરવો એમ ખુલાસા વાર કાગજ લખી વાલ્યું. સપલશાહની પોતાની બુચી તો પેલી શેગામવાલી હોનારતમાં મરી ગેઇતી તે તેને બદલે મારી ખુચીને તે લોક લઇ ગીયા તોપણ તે ભરમ સપલશાહે પરીનથી છુપો રાખેલો હોવો જોઇયે, કાંકે નુસમાં પરીનને સપલશાહની એકની એક પુરીજ દીકરી તરીકે ઓરખાવી હતી. માત્ર હું ને સપલશાહજ આએ ભરમ જાણતાં'તાં એમ મેં ધાર્યું

કાંકે જીભરૂં એત્રનની મોહરદાર તો હોનારત અની તેની પછી એક વરસ-માંજ ગુજરી ગેઈ.

"ભર ઉમેદ ને મુરાદ વચ્ચે હું સપલશાહની ઓળખીતી સગી તરીકે ભપકાબંધ પોષાકમાં અલાહબાદ જઇ પોહચી, ને જીભરૂં સપલશાહ મને જોઇને ગભરાવા લાગા કે પરીનને લગતો ભરમ રખે હું તેની આગળ ફોડી દેઉં. સપલશાહે પરીનને કહયું તુંજ નહીં કે તે કાંઈ તેની ખરી હકદાર છોકરી નહીં ઉતી તેજ વખતે મેંજાણ્યું કે જીભરૂં સપલશાહનો ભત્રીજો જે ખરો વારસ હતો તે હૈયાત હતો. મેં તે વેળા પરીનને નજદીક સોળ વરસે જોઇને જોઈ મને એની બેહેસતન માય યાદ આવી! ઘાટમાં રંગ- રૂપમાં નરી માય ને વળી જ્યારે મેં એને કોટી કરવા કહયું ત્યારે એ તણુકો કરી તેંહકરાઇ ગી દુર નાઠી ત્યારે વળી પાછો મેં વિચાર કીધો કે રંગ રૂપમાં ઓજણી માય જેવી છે પણ સ્વભાવેબી એવીજ માય જેવી તુમાખી છે. મારે નામની તો એને અબાતરીજ પહેલેથી ભરાઈ દેખું. એની માય થતીને હું વરસો થયાં ધીકકારનો'ની તેનીજ દીકરી મને કોહું નહીં આપે એ મને ઘણું ખેજ્નસ્ટ ભર્યું લાગું, પણ દાવ આવવે સોટકી મારવાનું ડહાપણ વિચારી હું બધો અપજશનો ગેરઇનસાફ ગુપચાપ તામોશ કરી ગેઈ. વળી નાદાનજ કેની તે વળી તેજ વખતે જસીબાઈ સાથ થોડાજ માસની ઓળખાણ પડેલી તે ઘરાંપરાં જોઇ મને તો બર્યો આએ જાંહાંગીર માટે ઘણો બરાપો થયો કે પારકો છોકરો આએ દોલત બધી ઘસડી જવાનો, ને ઘેરનો છોકરો જે ખરેખર હૈયાત વારસ તે મોહોડું જોતો રહી જવાનો.

"એ છોકરી બી જસીપર લોભાઈ ગઈ ને તેની સાથેજ પરણવાનો કસદ કીધો ને ખરૂં પુછાવો તો લખોની દોલતપરજ આએ ગરીબ છોકરો ગોયા મોહી પરયો'તો. બધાંઓએ તેને વારી ને તેવાં લગનથી અટકાવવા ફાંચર મારી પણ આએ નાદાન હુલવેલી સમજી નહીં; તેના જીભરૂં બાપે બી ઘણી સમજાવી, પોતાનો ભરમ કહી દેવા તેવણે ઘણું બી ઇચ્છયું, પણ તેવણની છાટી ચાલી નહીં, ને આખરે તેવાજ ભરમમાં તેઓનાં લગન નકકી થયાં.

"પરીન ખુદરતી મને ધીકકારતી હોવાથી મારો પગદડો મેહલમાંથી કઢાવા પોતાનાં બાપને ચાલુ સતાવતી'તી ને આખરે મને અપજશની હીણુ-પસ્તીમાં કાઢી મુકાવવામાં એ ફતેહ તો પામી. જીભરૂં એના બાપે મને વીસ હજારની રકમ આપી ધકેલી દીધી પણ મુવું નશીબજ અભાગ્યું,

તે બરી ગેઈ આગ લાગી તે બધો પૈસો તેમાં હરામ ગયો ને પાછી હું બીખારી જેવી થઈ. ને પરીનનાં લગનપર પાછી આવવાની કબુલાત કીધેલી હોવાથી હું પાછી છુપાછુપ આવી ને જાંહાંગીરને ત્યાં ગઇ ને હું પરીનને લગતો બધો ભરમ કહેવા આવીછ ને એ જીભરાયાને દોલતનાં ડુંગરપર બેસાડવા આવીચ એમ કહેવાથી એતો માય મરે હરખાઈ હરખાઈ ગીયો, કાંય કે પરીનનાં લગન જસી સાથ ગોઠવેલાં હોવાથી તથા પરીનને જાંહાંગીરની માંગણી નહીં સ્વીકારી એને હરધુત કીધેલો હોવાથી એ તો દુશમન પોતાનાં હાથમાંથી સુનાની ચલ્લી ઉડી જવાથી રડમસ ને બરીએલ જેવો થઇ રહયોતો ને મારા કેહવાથી તો એ ખુશાલીથી કુદવા લાગો. મને એને પેલી રામદાસની ચેલીનાં ગાલામાં રેહવાની ગોઠવણુ કીધી ને હું લગનનાં દીવસની વાર જોતી બેઠી.

"આખરે લગનનો દાહરો આયો ને જાંહાંગીરને સવારનાં પોહરમાં જસી આગળ મોકલ્યો. તેને મારી આગળ તાબડતોબ લઈ આવવા મેં કહયું, નેં જસીભાઈ હાંફલાફાંફલા મારે ત્યાં આયા, ને મેં એમજ કહયું કે લાખોની વારસ તરીકેજ તું આજે જેને પરણેચ તે કાંઈ લાખોની વારસ બી નહીં ને જીભરૂં સપલશાહની હકદાર દીકરી બી નહીં! એ તો બીચારો ગભરાઈ ગયો ને એમ બનેજ નહીં એમ બસ જીદ કરવા લાગો ત્યારે મે સપલશાહની આગળજ ખરૂંનરૂં કરાવવાનાં મનસુબાથી હું એને અહીં લાવી કે એ જીભરૂં ખરૂંનરૂં તમારે મોહડેથીજ સાંભળે ને પછી પરણે તો કાંઇ હરકત નહીં. એ જીભરૂં પૈસાની થોડી દરકાર કરેચ. પરીન એનાં જેવી કરકા બાલુસ હોય તો બી એ પરણે એમ જીભરૂં પરીનને ઘણી વખત કસમપર કેહલું, એટલે પરીન તવંગર છે કે ગરીબ છે તેનો એને શું મુન્જાકો છે? આએ સપલશાહની આગળજ હવે ખરૂંનરૂં થયું કે જે છોકરીને એ આજે પરણવા માંગેચ તે કાંઈ સપલશાહની હકદાર દીકરી બી નહીં ને લાખોની દોલતની વારસબી નથી ને બધી દોલત તો—"

તેની સાંમેનો, ઓરડાના છેડાપર ટાંગેલો, પદડો હીલ્યો ને એક બાજુ ખસી ગયો, ને ત્યાંથી એક આકાર ધીમે કદમે તેની તરફ આવતો જોવાથી નાંજાંમાય તેને જોઇ એકદમ બોલતી અટકી ગઇ તાજુબીથી તેને ટીકવા પડી.

તે તો પરીન પોતે—આજનીમુબારક શાહદીની ભાગ્યશાલી કન્યા—હતી, જે પોતાનાં વહાલા બાપની પાછળ છુપી રીતે લેજ ઓરડામાં નાંકે પદડા પાછલ ઉભી રહી આ ઝેરી નાગણનો બોલે બોલ ધડકતી છાતીએ સાંભળતી ઉભી હતી.

એકાદ ફરેસ્તાને હેરટ કરે એવા શાહદીના નવા સફેદ પોષાક વચ્ચેજ તે ધીમે કદમે નજદીક આવી.

કેવી કીસમતની કમનશીબી! માત્ર ત્રણ–ચાર કલાક અગાઉ આ ખુશાલીભર્યા દીવસથી તેનું આશાવંત જીગર હર્ખથી ઉછાલા મારતું હતું, અને તેના મનોહર દીલકશ ચહેરા ઉપર ગુલાબ ઉગ્યા હોય એવો રતાસ ધાઇ આવ્યો હતો, મગર માત્ર ત્રણ કલાક પછી અફસોસકારક હદ સુધી તેની ખુશાલી દલગીરીમાં ફેરવાઈ ગઇ. ધાસ્તીથી તેની છાટી ધડક ધડક થવા લાગી. અને ખુશાલીને બદલે નામોશી, નારાજી અને નાઉમેદીએ તેનાં જીગરમાં વાસો કીધો. તેના રૂખસારોપરના ગુલાબ જાણે કે ઓચીંત કરમાઈ ગયા હોય એવી અદાથી તેનો ખુશાલીથી પ્રગટી નીકળેલો પરીસુરત ચહેરો મોંત જેવો ફીકકો ફચ ને સફેદ બની રહયો.

---

## પ્રકરણ ૪૩ મું.

“ કયા કરે ભરોસા રે જાંહાં ખરાબ,
યાર ગાર સારે બેવફા બને;
એ બુરા જમાનાં અજકા જનાબ,
દોસ્તો હમમે રંજો ગમમે ઔર દે અજાબ.”

ઘેરાએલાં વાદળાં હેઠળથી છુપાએલો માહતાબ જે વેળા ઓચીંતો બાહર આવી પોતાનો ઠંડો પ્રકાશ ચોમેર પાંઠરે છે, તે વેળા જોનારને જેવી કીસમની તાજુબી બરપા થાય છે, તેવીજ લાગણી આ ફરેસ્તાઇ દેખાવની મનોહર પરીનતાં ધીમાં કદમે તેઓ વચ્ચે ઓચીંટ આવી ઉભી રહેવાથી બરપા થઈ. તેનો દીલસોઝ અને દુઃખી બાપ આવી કઢંગી વેળાએ પોતાની બેટીને ત્યાં આવેલી જોઇ જેટલો તાજુબ થયો તેટલીજ રવેશે ગભરાયો, અને પેલી બદમાસ દગાબાજ ઝેરી સાંપની જીવલેણ જફાકારક કાંહણી રખેને આ ભલી અને અભાગણી બેટીએ સાંભળી હોય તેની ચીંતા અને ધાસ્તીથી અંદરથી ધ્રુજવા પડયો, અને લાંબો નિશ્વાસ ફેંકતો કશુંબી બોલ્યા વિનાં પરીનને નારાજ અને અશંતોષી દેખાવથી જોતો ઉભો.

સપલશાહ જેટલો પરીનને ત્યાં આવવાથી વિષમય પામ્યો તેવીજ રીતે લુબ્બી નાંજાં અને જાંહાંગીર પણ અજબ થયાં હતાં, અને તેઓ

પણ આ દુઃખી અભાગણીનાં ઉજળા પુની જેવા ચહેરા તરફ એકી ટગરે જોવા પડયાં.

અને જસી? તે બદમાસ દગલબાજ મોરનાં પીછમાં કાગડો જ્યાં બેઠો હતો ત્યાંજ જાણે કે મીનનાં પુતળાં માફક કાંઇ બી શબ્દ ઓચર્યા વિનાં ચીટકી બેઠો. તેને પરીનને તેઓ તરફ આવતાં જોઇ અને બીજી પળે તેને પોતાનું મોંહ એક બાજુ ફેરવી નાંખ્યું. આ દુઃખી છોકરીનાં ચહેરા ઉપર ઉદાસી, અને નાસીપાસી ખુલ્લી પ્રગટી નીકળેલી આ લુચ્છા પોર્યાએ જોઈ, છતાં બી પોતાની જાનોનીસાર પ્યારની આ વફાદાર પુતળી આગળ જઈ તેને દીલાસા અને ધીરજનાં મીઠા શબ્દો ઓચરવા વટીકની આ સંગદેલ જુવાને કશીબી પ્રકારની કદર કે કાલજી બતાવી નહીં! એવા મુજી બદમાસ શયતાનો જેઓ પૈસાનેજ પોતાના પ્યાર ગણી-ચાહી ખોટું ચાહવાનું ડોળ ઘાલવાનાં પ્રપંચ ભર્યા પાપમાંજ પોતાની મોહબત માને, તેઓની સાચી વફાદારીભરી દેલાવર જાનફેશાની માટે તેઓનાં જીગરમાં કદર કે કાલજી હોઈજ કયાંથી શકે?

આ નિષકપટ છોકરી નાંજાંમાય અને પોતાનાં વહાલા પીતાની વચ્ચોવચ સંગેમરમરનું પુતળું હોએ એવી કીસમથી હાલ્યા ચાલ્યા વિનાં થોડીક પળ ઉભી રેહી! અફસોસ! માત્ર થોડાજ કલાક આગમજ તેની આંખો ખુશાલી અને ઉમેદ વચ્ચે તારા માફક ચમક ચમક થતી હતી, તેજ આંખોમાં હાલ ઉંડી ઉદાસી તથાં ગમી છાંઈ રેહી હતી, અને પરીસુરત હોસાંનની ઝલેહ અને ઝમક ગોયા ઝુફતાં ઝાંફતાં દીવા મીસાલ ઝાંખી બની ગઈ હતી.

અરેરે! જે મોહબત્તવંતો જુવાન તેને જોઇને જોઈ તેની ગોદમાં નીરંતર તણાઈ આવવા વહાલ અને વફાની લાગણી બતાવતો રહયો હતો, અને જેને પરીસુરત પરીનની દીલખુશ હાજરીથી તેનાં જીગરનાં ઉંડાંણમાં ખુશાલી બરપા થતી હતી, તેજ મોહબતવંતો જુવાન આ અભાગણી નાઉમેદ છોકરીનાં ત્યાં ઓચીંત આવવાથી તેને જોઇને જોઈ મોંહ મરડી બેઠો, એટલુંજ નહીં પણ આ દુઃખી છોકરીને પડખે દોડી જઈ તેને ધીરજ અને સધ્યારાનાં દીલસોઝ મધુર શબ્દો બોલવાની યાંતો કોઈ બી પ્રકારનું વહાલ અને ફીદાગીરી બતાવવાની કાલજી કે કદર કર્યા કે ધરાવ્યા વિનાંજ જાણે કે આ ભલી છોકરીની હસ્તીજ વિસારી બેઠો હોય એવી સંગદેલ અને ઠંડી વર્તણુંકથી તે જ્યાં બેઠો હતો, ત્યાંજ ચીટકી બેઠેલો હોવાથી,

તેની બેદીલ અને બેવફાઈ ભરી લાગણીનાં નાશકારક વિચાર અભાગણી પરીનને ગોયા અક્કલહીણુ અને હૈયાં સુની બનાવવાને પુરતો હતો.

આ ભલી છોકરી તેને અણુહદ અડાગ પ્યારથી જરાબી સ્વાર્થ વિનાં ધડનાં ધડથી ચાહતી આવી હતી, અને ભલાભલા માલેતુજાર ધનાઢ્ય અને ધનવાન આગેવાન જુવાનોને નાસીપાસ અને નામુરાદ કરી તે ઉપરજ ભવીષનાં સર્વોત્તમ સુખનો મદાર બાંધી બેઠી હતી, તેજ જુવાન છેક છેલ્લી ઘડીએ તેને બેવફા થાય, તેની જાનોનીસાર પ્યારની પવીત્ર અને બુલંદ લાગણીનો આવો બુરો અને બેવફા બદલો આપે એ ખ્યાલજ આ ભલી છોકરીને તન બદનથી ધ્રુજરાં બરપા કરાવનાર હતો.

લાખો બુરા વિચારો તેનાં કોમલ દુ:ખી મગજમાંથી વીજલી વેગે પસાર થઈ ગયા, અને ત્રાસજનક સંતાપ અને સંકટ હેઠળ કચડાએલી આ નારાજ નાસીપાસ ફુટેલાં નશીબની અને તુટેલાં દીલની દુ:ખી બાળા દુ:ખના દયાજનક ચીત્ર જેવીજ દેખાતી તેઓ વચ્ચે ઉભી રેહી હતી.

પોતાની નજર પોતાનાં બાપના ચહેરા સામી ફેરવી આ અભાગણી અને દુ:ખી છોકરી શાંત રીતે જરાબી અચકાયા થા ધ્રુજ્યા વિનાં પોતાનાં વાંસળી જેવા સાહદે બોલી.

"પપાજી! તમે અહીં આયા ને પુઠે હું આવી સામેનાં પદડા પાછળ છુંપાઈ રહીતી અને મેં બોલેબોલ અણીથી પણી વેર સાંભલી લાધોછ! શું આએ બધી ખરી વાત કે પપા?"

આ જઈફ ડોસાએ પોતાનાં બંને હાથો આંખ આસપાસ ધાંકી દીધા, અને ધાસ્તીથી ગોયા તેનું જીગર તેના ગળામાં આવી ઓચીંટ ખુંટી બેઠું હોય એવી કીસમથી દચકળાં ખાતાં ખાતાં મહા મુશીબતે તે કાંઈ એટલું તો ધીમેથી બબડ્યો કે કોઇને સંભલાયું નહીં.

"શું આએ ખરી વાત કે પપા" એક વાર ફરીથી પરીને ધીમેથી મગર દુ:ખભરી લાગણી સાથ પુછ્યું "કાંઈબી બુરૂં હોય તોબી હું ખરૂં-નરૂં જાણુવા માંગુંછ."

દુ:ખનો નિશ્વાસ ફેંકી તે ડોસો એટલુંજ બોલ્યો.

"તારે ખોદા—અફસોસ! વાહલી—વાહલી પરીન એ બધું ખરૂં છે—જરાએ જરા ખધું—ખરૂંજ છે."

"ને ત્યારે શું હું તમારી દીકરી નહીંજ?"

"નહીં પરીન! તું મારી હકદાર દીકરી નથીજ! મારી વાહલી તુ–તું મને માફ કરશે! તુંને તું એવા વાહલથી ચાહતો તો કે આએ ખુલાસો તુંને શરૂઆતથી કહી દેવા મારી છાતી ચાલીતી નહીં! અરે! હું મુઓ અભાગ્યો! મેં તુને નાનપણુથીજ કહયું હોતે તો આવે વખતે તું દુઃખીને હેરાન થને નહી" ને આ જઇફ ડોસો બેઅખત્યાર રડવા પડયો.

"પપા બન્યું એ બન્યું મારે માટે ચીંતા ના કરો, ને ના રડો હું એમ પુછવા માગુંછ કે લાંબા વખનથી આએજ માત્ર ભરમ કહી દેવા બાજે વખત મેં તમુને બોજરખ્વાહીથી કાકલુદી કીધી તો–પણુ તમે મને નહીં જણાવ્યું કે હું તમારી દીકરી નથી."

"હા એજ ભરમ! અફસોસ! પરીન! પરીન! મને માફ કરજે! હું અભાગ્યો શું જાણું કે તારી સાજવારી વેળાજ આવો રંગમાં ભંગ થશે! અરેરે ખુદા મારા! મને–મને–પરીન–મને–મ–ગ–માફ કરજે" અને ગગલતે સાહદે એટલું બોલી આ અભાગ્યો ડોસો આંસુઓનો મસ મોટો દર્યાવ રડવા લાગ્યો.

પરીન સપલશાહ નજદીક દોડી આવી અને તેના બંને ધ્રુજતા હાથો પોતાની બંને આંખોમાં મોહબત અને માયાથી દાબી, તેને પ્રેમથી ચુમ્યા આ જઇફ ડોસાને દુસકે દુસકે રડતી જોઇ આ ભલી અને માયાળુ છોડીનું દીલસોઝ દીલ ગોયા દયાથી દાઝી જવા લાગ્યું, અને તેની ગોદમાં ખેંચાઇ સખ્યારાના મીઠા શબ્દો પોતાના વાંસળી જેવા મીઠા શરોદથી ઓચર્યા.

"વહાલા પપા–પપાજી, એમ ના બોલો–તમે મારે ખાતર ના રડો:– એમાં માફ કરવા જેવું બન્યુંજ શું, જે તમે એમ નાસી પાસીથી બોલોછ! આપરા વચ્ચે એવા શબ્દો આપલે થવાજ નહીં જોઇયે! પપા ડીયર! એવો તો શું મજબુત અપરાધ કે તકસીર તમે માની લેઓછ કે તેની પશેમાની અને પરેશાનીમાં તમે બેઅખત્યાર રડોછ! નાં રડો, પપા, મારે ખાતર નાં રડો! તેથી ઉલટું હું તમારી હંમેશની આભાર તળે છેઉ! તમે મને નાનપણુથી પાળીપોષી અને દીકરીથી આલે અને મોતેબર ગણી ચાહી મને દરેક લાડને વાહલ વચ્ચે ઉછેરી મોટી કીધી તો તેજ માહભારત આભાર કેટલો બધો છે, પપાજી! એક સગો બાપ પોતાની બેટી પર જેટલું વાહલ બતાવીને ધરાવી શકે તે કરતાં લાખો દરજ્જે સર્વોતમ વહાલ તમે એક તદન પારકી ઉપરજ બતાવ્યું તો તેનો ગુણુ–અને તેનો આભાર કાંઇ થોડો છે, પપા? ને તેવાં વહાલનો મેં બદલો સહેજ પણુ અંશે વાળ્યો વટીક નથી–ને જનમ સુધી હું વાલવાને અશકત છેઉં, એટલુંજ નહીં પણુ

તમારૂં વહાલ ને મોહબ્બત હું મરશ તાંહાં લગીન કદી-કદીએ ભુલશ નહીંજ. પપા ધીરજ ધરો! આવા નજીવા ભરમનો ખુલાસો થવાનો શું મુજાકો રાખવાનો છે કે તેને માટે તમે આટલી હદ સુધીનાં હેરાન-પરેશાન ને પરેશાન થઈ આંખ પાણી કરી મને દુઃખી ને દલગીર કરોછ!"

કેવી ભલી અને અશરાફ! કેવી હાતમ દીલની અને દયાળુ! બદમાસ ને પ્રપંચી નાંજાના ભેદ ભર્યા ખુલાસાથી તેનું જીગર ગોયા ચીરાઈ ફ્સાઇને વીંધાઈ ગયું હતું, તેનાં દર્દમંદ જીગરમાં સર્વોતમ મોહબ્બતવંતી ઉમેદ અને મુરાદ ગોયા મરણ પામી હતી, શાહદીની આબાદી વચ્ચે તેની ખુશાલી અને ઉમેદની બરબાદી થઈ ચુકેલી તે જાણતી હતી, છતાંબી પોતાનું મકકમ મન રાખી, આ અસીલ અને ભલી છોડીએ પોતાનો શાંત અને મલકાએલો મુખડો રાખી આ જઈફ ડોસાના કાનમાં સબ્બારાના મીઠા ને મધુર શબ્દો રેડી તેને કેટલે દરજ્જે શાંત કીધો! આહ! કેવી ભલી! કેવી દીલસોઝ! જેટલી તે અભાગણી આકળી અને ગરમ હતી, તેટલીજ બાતેનથી દીલસોઝ અને દયાળુ હતી. જેઓ બાહરનાં આકળા સ્વભાવના ભરભર બોલ્યાં અને રોકડું પરખાવે એવાં સાચાં હોએ છે, તેઓ બાતેનથી કદીબી કપટી હોતાં નથીજ, પણ દયાળુ, ભલાં, સાલેસ અને દીલસોઝ હોય છે!

---

## પ્રકરણ ૪૪ મું.

### કાંટાનું કટેસર.

પોતાના જઈફ પીતાને સબ્બારાનાં દીલસોઝ શબ્દો કહી પ્યારથી તેનાં ગાલ પસવાડતી આ ભલી છોકરી તેની ગોદમાં દબાઈ તે વેળા તેનું કોમળ હૈયું ભરાઇ આવ્યું હતું તોબી પોતાનાં પીતાની રૂબરૂ જરાબી રડી નહીં. સપલશાહની ગોદમાંથી છુટી પડી તે જસી નજદીક જઈ તેને જોવા પડી.

આ અભાગણી બાળાએ પેહલીજ વાર જસી તરફ જોયું. પેહલીજ વાર તેનો ખુલ્લો વાંસળી જેવો સાહદ ધીમો અને ધ્રુજતો થયો. તે અચકાતાં અચકાતાં બોલી." જસી! આ બધું તમે સાંભળ્યું તો હોસે. હવે તમારે શું કેહવુંચ?"

પોતાનો ભવાંનો ચીલ્લો ચઢાવી, ગુસ્સાથી તપી આવતાં આ બદમાસ જુવાન દમામમાંજ બોલ્યો, અને બોલતી વખતે જાણે કે આ દગલબાઝ સખ્સને વ્હાલી પરીનની કશીબી તુંભા ન હોય એવી અદાથી તેની ગમ ઝાંખીને જોવાની વટીક પરવાહ કીધી નહીં.

"મારે એટલુંજ કેહવુંછ કે મને હડહડતી રીતે ઠગવામાં આવ્યોછ—પેહલેથી તે છેલ્લે વેર મારી સાથ પ્રપંચ રમાગો ને લુચ્ચાઇથી સર્વાંમ મને દગો કીધોછ."

"જસી, વ્હાલા જસી! દગો રમાયોબી હોય—તમોને ઠગ્યાબી હોય પણુ—પણુ તમે કબુલ કરશો કે મારી તરફથી તો નહીંજ. એટલો તો મને તમે ઇન્સાફ આપશોજ" અને ધીમાં કદમે તે જસીની છેક લગોલગ આવી ઉભી અને વાહલ અને માયાથી પોતાનો કોમળ ધ્રુજતો હાથ તેનાં ખભાં પર મેલી ધીમે ધીમેથી મીઠાસથી બોલી "જસી! તમે તો મને ને મનેજ ચાહવાનાં પાક કસમ લીધા હતા, અને ગમે તેવાં દુઃખમાં કે આફતમાં, લાચારી કે જફાકારીમાં મનેજ વફાદાર રેહવાનાં તે કીરતારને હાજરનાજર જાણી પાક કસમ લીધા હતા તે યાદ હોસેજ! હવે પુરવાર કરવાનો ખરો વખત આયોછ! બોલો જસી."

જાણે કે ઝેરી સર્પે તેનાં ખભાં પર દંખ માર્યો હોય એવી અદાથી તેને પરીનનો હાથ ખભાં ઉપરથી રોહસાંભેર અડછાટી નાખ્યો, અને ખુરસી પરથી ઉઠી કાંઇબી જવાબ આપ્યા વિનાં પરીન તરફ પીઠ ફેરવી સાંમે નજર કરતો ગુસ્સામાં ઉભો.

આસરે થોડીક પળ પરીન તેને માથાંથી તે પગ વેર નીહાળતી ઉભી અને નાસીપાસી અને નામોશીનાં ડ્યકાં સાથ ગમખ્વારીથી બોલી "આહ! અફસોસ! મને મારો જવાબ મલી ચુકો તારે! જેબી ચેતવણી અને આગાહી મને મલી ને થઇતી તે આયંદે અફસોસકારક હદ સુધીની ખરી પડી! આહ! ખુદા! અગાઉથી મને માલમ હોતે! હું તદનજ મુરખ બની અને મુરખાઇનું જફાકારક ઇનામ હું હવે મેલવવા પામી! જસી! હવેજ આયનાં મીસાલ સાફ અને ખુલ્લું માલમ પડી આવ્યુંછ કે તું સાદી માદી ગરીબ પરીન શેઠનાંને નહીં ચાહતો આવ્યો તો, પણુ આ 'પરીન પેલેસ'ની વારસ ને લાખોની દોલતની માલેતુજાર છોકરીને તું ચાહતો તો." પોતાને આંગળેથી વીંટી ઝડફથી કાઢી નાંખી ને જસી સાંમે આવી ઉભી તેને તે આપતાં વધુ બોલી "લેઓ આ તમારી વીંટી! ને હું જેમ તે

ફીરતારની લાખો લાખ શુકરગુજારી કરૂંછ, તેમજ તમેબી તે દાદગરનો આભાર માનો કે બધી સચ્ચાઇ દીવાની સાફ જોત માફક પણ્યા પછીનાં એક કલાક પછીને બદલે પણ્યાની અગાઉજ માલમ પડી આવી. આ તારી વીંટી લે, ને અહીંથી બસ જા હવે."

જસીએ ગુસ્સાથી પરીનને વીંટી આપવા હાથ લાંબો કીધો હતો તેને અછાટ મારી અને મીજાજ ખોહી દેઈ બોલ્યો, "આગ લાગે તારી વીંટીને! બાલી નાખ! જાહનમમાં નાંખ, મને શું કેહેછ! આજનાં દીવસની જફાકારક યાદ હું મનમાં તાજી રાખવા મુદલજ ઇચ્છતો નથી! હું આએ ફરીથી ભાર મુકીને કેહુંછ કે મને શરમ ભરેલી રીતે ઠગવામાં આવ્યોછ મારી સાથ નીર્લજ રીતે દગો રમાયોછ, તારા કરતાં હું ખોદાયનો વધુ ઉપકાર માનુંછ કે બધું કાવતરૂં, બધી લુચ્ચાઈ લગનની અગાઉ માલમ પડી આવી, મારે આજે લગન કરવાંબી નથી ને—"

બોલી પરીન પેહલીજ વાર પોતાનાં એકવાર જાનોનીસાર પ્યારથી ચાહેલા વાહલા, પણ હાલ બેવફા બદરકાર અને જફાકાર જસી ઉપર ગુસ્સે થઈ, અને ગુસ્સાથી લાલ થઇ આવેલા રૂખસારો સાથ કરદા અવાજે બોલી "વાદળાં તળે છુપેલો સુરજ કદીબી છાંનો રેહવાનો નથી! મેઢાંનાં ચામડાંમાં વીંટલાએલું વીકાલ વરૂં આયંદેબી પકડાઈ આવે છે, તેમજ મોરનાં પીછમાં નીચ લોભી અને પૈસાની પુંજા કરતો તું કાગડો બી લાંબો વખત છુપો રહયો નથી, પણ ખુદાની બક્ષેશથી છેક છેવટની ઘડીએ તારા ખરા આકારમાં દેખાઈ આયોછ! એકાદ ફરેસ્તા તરફથી કાંઇ બુરૂં કામ થવાની હું આશા રાખતે, પણ તારી તરફથી આવી મેં સ્વપ્ને વટીક વફા રાખેલી નહીં! જસી! બેવફા જસી! જરદાર ને માલેતુજાર પરીનને તું ચાહતો આયોતો, તો હવે તેજ ધનવાન પરીન ધનનાં ઢગલા પરથી કીસમતની કમનશીબી વચ્ચે લાચારી અને મુફલેસીની ખાકમાં ઓચીંત લોટતી થઇ, તો તેવી સાદી-માદી ગરીબ પરીનને તું શાને વાસ્તે પરણે? ઠીક! ઠીક! આ મારી ગરીબ સ્થીતીમાં તેં મનેજ પણવા જો ખરી વફાદારીથી અને પ્રમાણીકપણાંથી છાટી ઠોકી કહયું હોતે, તો ભુંડાઓ ને દુશમનોનું મોંહ કાળું થતે, ને ઉમેદભર જીગર તારી મોહબતમાં વધુ ઉછાળા મારી ઉભાઇ જતે! ખેર! મા બાપની ઉપરવારાં થઇને દીકરાં-દીકરી જો લગનની જુસરીમા જોડાવાની આંખ વીંચીને વગર વિચારે બોંહસાં બોંહસી અને જીદનાં માર્યાં દોડાદોડી કરે તેનો બુરો અંજામ ઘણો જલદીથી આવે છે. તે હવે હું અનુભવવા લાગીછ! ખેર! જેવી સરજત" આ દુઃખી

બાળાએ જીગરનાં ઉંડાણુથી નિશ્વાસ ફેંક્યો અને ડચકાં ખાતી પોતાનો ગમ છુપાવતી પુટળાં માફક ત્યાંજ ઉભી.

"નોનસન્સ! બોલ બોશ" જસી ફફડી ચટકી બોલ્યો, કાંકે પરીનનાં ઝેરી તીર મીસાલનાં તાણુંથી તેનુ જીગર ગોયા વીંધાઈ–રૂંધાઈ ગયું હતું. "હું તો એટલુંજ જાણુંછ કે મને પેહલેથી છેલ્લે વેર દગવામાં આયોંછ–મને જો આ ખુલાસો પેહલેથીજ કેહવામાં આવતે તો હું આ રીતે મારાં વરસ વેચતે નહીંજ–મારી સાથ બેશરમ રીતે દગો રમાયો એ તદનજ ધીક્કારને પાત્ર છે! ને એવી દગલબાજીનાં લગનથી હું પાછો હઠુંછ ને આએ બેવકુફી ભર્યાં રસ્તાથી મારો માર્ગ ફેરવુંછ! એવી લુચ્ચાઇ ને દગાઈ મારી જેવા પ્રમાણીક ને સાચા જુવાનને શોભા આપનારી નથીજ! આજે એટલો દગો રમાએ તો વલી ઠાગાથી કોઈ ઇજારદી પીજારદી હલકી રસ્તે રખડતી ફકીરની પોરી સાથ મને લગનથી પરણાવી વળી બીજી રીતે દગવામાં આવે! મારે કાંઈ પણુ નથી, ગમે તો દામીજીની ફર્યાદી માંડો! ને મારે આએ દગલબાજી ભર્યાં નેહસ્ત મકાનમાં વધુ વાર ઠોભવું બી નથી" અને આસપાસ નજર ફેંકયા વિનાં ગુસ્સાથી તે બારણાં તરફ ચાલ્યો!

"સબર" જેમ જંગલમાં એકાદ જોરાવર સીંહની ગર્જનાંથી ચોમેર પડઘા પડી આખું જંગલ ધમધમી રહે, તેવીજ કીસમે સપલશાહે જસીને ત્યાંથી ચાલી જતાં અટકાવતાં એકદમ એવી તો મોટી બરાદ મારી, તે વેળા આ જઈફ ડોસાનો ચહેરો એવો તો વીકાલ અને ઝનુની બની રહયો હતો, કે તેની આવી ભયભીત બરાદથી જસી બારણાં આગળજ ઓચીંતો ચોંકી ચમકી પાછું ફરી ઉભો રહયો. અને નાંના તેમજ જાંહાંગીર બી આ જફાકારક તમાશો લાંબો વખતનાં શાંતીથી એક પણ શબ્દ વચ્ચે બોલ્યા વિનાં જોતાં બેઠાં હતાં તેઓ પણ જાણે કે ભયંકર ગર્જના થઈ હોય એવી કીસમથી ચોંકયાં, ઉછલ્યાં અને સપલશાહનો જનુની અને વીકાળ ચહેરો જોઈ કાંઈ બી બુરૂં પરીણામ નીપજવાની ધાસ્તીથી આગાહી કરતાં ઉંચે દમે બેસી રહયાં.

"ઉભો રેહે છોકરા, ને મારૂં છેવટનું સાંભળી લે! જે કાંઇ કહેવાનું નથીજ. નાદાન છોકરા, તું શું એમ કહેવા માંગેછ કે આએ ભરમથી તારાં લગન અટકશે–ને તું મારી પોતાની નહીં ને કરી લીધેલી દીકરી કે જે ખરેખર લાખ્ખોની ને 'પરીન પેલેસ'ની માલેક નથી તેની સાથ લગન કરવા ના પાડશે?"

જસી બારણાં ભણીજ ઉભો રેહી આ જઇફ ડોસાની જઇફીનો વીચાર કર્યા વિનાજ તુંડાઇથી બોલ્યો. "બેશક! એક વખત નહીં પણ લાખ વખત હું ના પાડું છ! આજે ને ભવીષમાં કોઈ બી વખતે તમારી કરી લીધેલી દીકરી સાથ પરણવા હું સાફ ના પાડું છ! હું પરીન પેલેસની માલેકને ચાહતો તો ને નહીં કે સાદી માદી પરીનને—હું પરીન પેલેસની લખોપતી માલેકને પણવા તૈયાર થયલો ને નહીં કે દોર્યા વગરની મુફલેસ પરીનને—કે જેનાં ખરાં માતપીતાઓ કેવા કંગાળ ને રસ્તે રખડતાં ભીખારી હોશે તે કોણ જાણેછ! મને દગો! એ પોરીએ બી મને દગો દીધો ને—"

તેણે આ વાકય ખલાસ કીધો નહીં. જેમ વીકાલ વાઘ પોતાનાં શીકારપર તાંપીને એકદમ ત્રાપ મારે તેવી કીસમથી સપલશાહ ઉછલ્યો અને જનુનમાં આવી જસી તરફ દોડી જઇ તેને ગળાચીમાંથી પકડી બોલ્યો. "હીચકારા! બાયલા! બદમાસ! મુજી! તારા જેવા ચંડાલને મરદ તરીકે કેહવામાં બી પાપ છે! બેશરમ ચંડાલ! તેં રંગમાં ભંગ કીધો! તેં આ ગરીબ નિર્દોષ છોકરીનાં સુખનું સત્યાનાસ વાલી નાખ્યુંછ તો નીચ લ્યાનતી કુતરા, તું તેનો સવાદ ચાખ."

તેઓ વચ્ચે જીગરતોડ હોજાતોજી ચાલી! જસી આ જઇફ ડોસાનાં હાથમાંથી છુટવા ઘણી આ પ્રયત્ન કરવા પડયો પણ મિથ્યા! એમ કરતાં તેઓ ઓરડાનાં બારણાંની બાહર મોટા દાદરની લગોલગ મરાતા ગયા, અને પરીનને જાંહાંગીર તેઓને છોડાવા આવે તે અગાઉ સપલશાહે આ હીચકારા બેવફા જુવાનને પકડયો ને પોતાનાં જનુનથી તેને ઉંચકી એકાદ લાકડું ફેંકે એવી કીસમથી તેને મોટા પથ્થરનાં દાદરપરથી ફેંકી દીધો!

ઓ તે જીવ સંતોસત ધાસ્તીભરી પળો! આ ભયંકાર દેખાવથી ધાસ્તીથી ધ્રુજતી નાંજામાય તો ચીસો પાડવા પડી, અને પરીન મોત જેવી ફીકકી પડી રડવા પડી અને જાંહાંગીર બી ગોયા ધાસ્તીથી અકરી ગએલો ગભરાટથી ધ્રુજતો ગાફેલ જેવો ઉભો રહયો!

અને જસી! દુઃખ ભરી ચીચ્યારીઓ સાથ તે અફલાતો ઝીકાતો આ ગોલ મોટા દાદર પરથી નીચે ગબડયો, અને છેક નીચે સંગેર મરમરનાં ફુલળાં સાથ તેનું માથું જોરથી અફલાયું અને લોહી લુહાણ સ્થીતીમાં બેભાન પડયો!

કેવો રંગમાં ભંગ! ખુશાલીમાં કેવી નાસીપાસી અને ગમી!

દુઃખભરી ચીચ્યારીઓથી નોકરનફરો અને હાલમાં બેઠેલાં કેટલાક પહરેણાંઓમી ચીંતાતુર હાલતે તે તરફ દોડી આવી પહોંચ્યાં! જાંહાંગીરજી પોતાનાં મનનું સમધાન કરી ઉપરથી એકદમ દાદર નીચે દોડી ગયો, અને લોહીલુહાન જસીને વાંકો વળી તપાસવા પડયો. હોમી ડોકટરબી આ ગડબડ ઘોટાળાથી ત્યાં દોડી આવ્યો અને આ નધારેલા રંગમાં થએલા ઓચીંતા ભંગથી તે ઘણોજ દલગીર અને હયરાન રહયો અને બેભાન જસીની મદદે આવી પોંહચી વાંકો વળી બારીકીથી તપાસ કરવા પડયો!

ગોલ રૈનકદાર દાદરની હેડે મારબલના મુકેલાં શુશોભીત પુતળાં સાથ અભાગ્યા જસીનું માથું જોસ સમેત અફડવાથી તેનાં માથામાં ઉંડો જખમ થયો હતો, અને તેમાંથી લોહીની ધાર ધોધબંધ તેનાં મોંહ ઉપર તથા ગરર્દન તેમજ છાટી ઊપર વેહતી હતી! હોમીએ પોતાનાં દવાખાનામાંથી ઘટતી ચીજો તાબરતોબ લઇ આવવા નોકરોને મારતી ગાડીએ હુકમ આપ્યો અને તેટલાં જસીના ભયભરેલા જખમમાંથી વેહતાં લોહીને બંધ કરી દેવાની જીગરતોડ પ્રયત્ન કરવા પડયો.

હર્ખભરી આબાદીમાં જીવલેણ બરબાદી થવાથી પહરેણાંઓનાં દીલબી હદથી જયાદા રંજીદા થયાં,અને ફગલાએલે ચહેરે આપસઆપસમાં પરપુછ કરવા પડયાં! આ બદમાસ દગાબાજ જુવાને ચોકકસ સંજોગોસર પરીન સાથ લગન કરવા ના પાડી હતી, એમ જોસભેર ચર્ચા તેઓ વચ્ચે વીજલી વેગે પસરી રેહી.

હોમી ડોકટર બેભાન જસીને સુધ્ધીમાં લાવવા પ્રયત્ન કરતો હતો, તેવામાં તો આ રૈનકદાર ગોલ દાદરની ઉપરથી ધાસ્તીથી તીક્ષણ ચીચ્યારી ઓ નીચે વેર સંભળાઇ, અને ઉપર વલી શું ગજબ બન્યો હતો, તે જાણવા કેટલાંક પહરેણાંઓ બબે ત્રણત્રણ ફાંડયે ઉપર ચઢવા ગયાં, અને ધાસ્તીથી ચીચ્યારી પાડતી પરીનજ મોત જેવી ફીકકી પડેલી તેઓની સાંમે મલી જે આંસુઓના ધોધમાર દર્યાવ રડતી નીચેજ આવતી હતી!

"ઓ માયરે! હવે શું કરૂં? કોઈ ડાકટરને–ઓ હોમીને–જલદી જલદી–ઓ ખોદાય–શું કરસ–પપા–પપાજી એકદમ બ–બ–બેભાન તુટી પડયાને–ને"

આ અભાગણી છોકરી ઓચીંતી આવી પડેલાં માહભારત દુઃખથી એની તો ઘેરાએલી હવેરી બાહવરી ને દીવાની બની ગેઇ હતી, કે ધાસ્તીથી ફાટફાટ થતાં જીગરથી તે પુરૂં પાધરૂં બોલી શકી નહીં! તે એટલી તો

હદ સુધીની ગભરાએલી હતી કે જો પહરોણુંઓએ તેને પકડી ન હતે તો તે દુઃખી બાળા તે મોટા દાદરપરથી ઠોકર ખાઈ ગબડ્યું ખાઈ નીચે ટપકાઈ પડતે, તો વલી કાંઈ વધુ બુરો બનાવ બનવા પામતે !

વલી પાછો ગડબડ ઘોંટાળો થઈ રહયો ! પહરોણુંઓએ દાદર નીચે આવી માળ ઉપર સપલશાહ બેભાન તુટી પડયા હતા એવી દુઃખભરી ખબર કરવાથી જાંહાંગીર જસીની આગળથી તુર્તજ ઉપર દોડયો—ઉડયો, જ્યારે પહરોણુંઓમાં એક ઇંગ્રેજ ડૅાકટરબી આવ્યો હતો, તેને જસી આગલ રાખી આ ભલો ડૅાકટર હોમીબી જાંહાંગીરની પુઠે ઉપર ઝડફમાં દોડયો !

બબ્બે ફાંડયે કુદકા મારતી અભાગણી પરીન નીચે આવી, અને પોતે ગુંઠણુ મંડયે બેસી ગઇ અને જસીનું માથું પોતાના ધ્રુજતા હાથમાં મોહબતથી ઉંચકી ટગર ટગર જોતી દુસ્કે દુસ્કે રડવા લાગી ! હોમી મી૦ સ્કોટ નામના જે યુરોપ્યન ડૅાકટરને ત્યાં રાખી ગયો હતો, જેણે માથાંનો જખમ તુર્ત વેળા બંધ કીધો હતો, તેને પરીનને ઘટતો દીલાસો આપ્યો, અને આસપાસ પહરોણુંઓનું મેજરૂં જે દલગીર ચહેરે ઉભું હતું તે દીલશોજી દેખાડવા પરીન આસપાસ ફરી વલ્યું, અને દરેક જણાં આ દુઃખી બાળાને ધીરજનાં શબ્દો કેહવા પડયાં !

"અરે મારૂં નસીબ" આ અભાગણી છોકરી છાટી ફાડી નાખે એવી માહેતમ કરતી દુસ્કે દુસ્કે રડતી બોલી. "કેવો રંગમાં ભંગ થયો—રે ખોદાય—મને મારી નાખ, મારાથી આએ દુઃખ નહીં સોસાતું—પપાબી માપર—માપર દુસ્મન—બ—બ—બેભાન થયા ને—" અને રડતી રડતી તે જસી આગળથી ઉઠી અને પોતાની વાહલી ફ્રેડો દીનાં પંથકી અને પોરચ માદન સાથ ઝડપથી પાછી ઉપર દોડી પોંહચી !

અફસોસ ! આ અભાગણી બાળાને એક ક્ષણની શાંતી નહતી એટલી હદ સુધીની આ ઓચીંત જફાકારક જીવલેણ બનાવથી તે ઘેલી દીવાની બની રેહી હતી.

બીજાઓની સહાયતાથી સપલશાહને જમીન ઉપરથી ઉંચકી હોમીએ બીછાંણુંપર સુવાડયો અને તેની બારીકીથી તપાસ કરવા પડયો ! આ જઈફ ડોસાને 'એપોપ્લેકસી'નો ધાસ્તીભર્યો જીવલેણ હુમલો થયો હતો, અને તેમાંથી તે કદીબી બચી ન શકે એમ હોમીએ જાણી લીધું ! થોડાજ દીવસ આગમજ સપલશાહને એવોજ સખ્ત હુમલો થયો હતો, તે વેળા હોમીએ ખાસ ચેતવણી આપી હતી કે બને તેમ સપલશાહને ઉશ્કેરવાની

યાતો ગુસ્સે કરવાની કશીબી ટક આપવી નહી. કાંકે બીજી વખત જો આવોજ હુમલો થવા પામે તો કદીબી બચવા પામે નહીં, અને આ જીવ-લેણ હુમલા વચ્ચે સપલશાહને સપડાએલો જોઈ જુવાન ડૉ૦ હોમીએ મોંહો કુમલાવ્યું અને આ જઇફ ડોસાને હુસ્યારીમાં લાવવા જીગરતોડ કોશેશ કરવા પડયો!

આ બાજુ ઉપર જાંહાંગીરબી સપલશાહ આગળ મદદે આવી પોહોંચ્યો હતો, તે થોડોક વાર ત્યાં ઉભો રહી ત્યાંથી બાહર પડયો, અને દાદરપરથી નીચે ઉતરતાં તે મલકાતો મલકાતો મનમાં બબડવા પડયો!

"રંગમાં ભંગ પડયોજ જાયછ! પેલો તો કમ્બખત પોતાનાં કરતુ-કનાં ફળ જોતો પડયોચ, તેમાં વળી કાકાજી પર દોડાદોડી ચાલી રેહીછ ને હોમી ડૉકટરે મોંનું કુમલાવ્યું તારેજ આપરે પામી ચુકયા કે કાકાજીનાં હવે આંગળી પર ગણાય એટલા દીવસ કે કલાક હોસે! ઓ માઈ ગોડ! આજે તો હું ભુખરીબારસ ને કરજનાં ટોપલા માથે લઈ ફરનારો ને પેલા ગોમાઓથી ભરાતો ફરનારો સાદોમાદો છેઉં, પણ કદાચ કોણ જાણેચ આવતી કાલમાં તો આ લખોની દોલતનો હકદાર ધણી ને વળી મોટા જાંહાંગીર શેઠ થઇ જવાનો!" અને મનમાંજ સુખી વિચારો કરતો મલ-કાતો તે નીચે ઉતરી પહરોણાંઓ વચ્ચે ભેળાયો, અને જે બુરો બનાવ બનવા પામ્યો હતો, તેનાં પરીણામે પરીનનાં લગ્ન અટકી ગયાં હતાં, એમ પહરોણાં-ઓને તેણે કહી સંભળાવ્યું અને પરીન કાંઈ સપલશાહની હકદાર દીકરી ન હતી, પરંતુ તદનજ પારકી હતી, અને 'પરીનપેલેસ'ની તે હકદાર વારેસ ન હતી, એમ ભેદ ખુલ્લો થયો હતો, તેબી પહરોણાંઓ વચ્ચે કહી સાંભળવાથી તેઓ આ અદભુત કાંહણીથી ગોયા અજબ અજબ થવા લાગ્યાં, અને આયંદે એક પછી એક 'પરીન પેલેસ'માંથી દાંય બાંય થયાં.

"અરેરે! કેવો રંગમાં ભંગ! ગમે એવા સંગદીલનીબી છાટી ગોયા ચીરાઇ, ફસાઈ અને વીંધાઇ જાએ એવો કરૂણારસીક બુરો બનાવ શાહદીની સાજવારી વચ્ચે થયો હતો! જે ઉમેદભર બાળા માત્ર થોડાજ વખતમાં હકદાર પરણેતર બની સર્વોત્તમ સુખનો લ્હાવો ચાખવાની તદનજ અણીપર હતી, તેજ ઓરત અફસોસકારક હદ સુધીની દુઃખનાં ચોમેર મહાભારત મારાથી ગમીની શોકાગ્નીમાં ગોયા જળી ગઈ!

---

## પ્રકરણ ૪૫ મું.

### દુ:ખી છતાંબી દીલસોઝ!

અભાગ્યા બુરા જસીને એકાદ બીછાંણાંમાં સુવાડયો હતો, અને ડૉ૦ સ્કોટ તેની નજદીકની નજદીક રહી ઉપાયો કરતો હતો, અને થોડે થોડે વારે ડૉ૦ હોમી સપલશાહ આગળથી તેની આગલ આવી હકીકત પુછી શું કરવું તેની સલાહ આપી જતો હતો.

આ બુરા બનાવથી નોકર નફ્ફર સર્વ નાનાંથી મોટાં સુધીનાં ગમગીન ગીરફતારીમાં ગોયા ગર્ક ગયલાં તેઓનાં રડમસ જેવા ચહેરા પરથી દેખાઈ આવતાં હતાં, જ્યારે 'પરીન પેલેસ'માં એકજ જણ એવું હતું કે જે આ બુરા બનાવથી જીગરનાં ઉંડાણુથી નાસીપાસ અને દલગીર થવાને બદલે ખુશી થતું હતું. તે કોઇજ નહીં પણ જાંહાંગીર હતો! આ બુરા અધર્મીની બુરી વાસનાં આયંદે પાર પડી તે માટે તે અંદરખાનેથી હદબાહાર ખુશી થવા લાગ્યો અને જે બાણભુલી છોકરીએ તેને હડધુતની હીણપ ભરીથી હીણું લગાડયું હતું, તેની ગફરી અને તેહકરાઈ આયંદે શાહદી જેવા સુનેરી હીંગામેજ સદંતર જમીનદોસ્ત થઇ જવાથી, પોતાનો બદલો

વલેલો જોઇ તે સખ્યારાનો લાંબો દમ વારંવાર ખેંચતો હતો. વલી તે ઉપ્રાંત સપલશાહબી ઓચીંતા 'એપોપ્લેકસી'ના હુમલાથી ધાસ્તીભરી સ્થીતીમાં હોવાથી તે ખુદા નખાસતા આ પાપી જેહાનથી વાસો ઉડાવી જાય તો તેનાં હકદાર વારેસ તરીકે સર્વે દોલત તંનેજ મલે એવા દીલખુશ વિચારોની લહેરમાં તે આમ તેમ ફરતો હતો. તે નીચેનાં ઓરડામાં વિચારમાં લીન થયો હતો, તેવામાં તેની સાંમે નાંજાંમાયનાં આવવાથી તે ચોંકી ઉઠી બોલ્યો !

"ઓહો ! હજી તમે અંહી છેઓ ! અહીંથી ગુપચુપ જવામાં સોભા છે, નાંજાંમાય ! કાંકે જો પરીન એતેફાક તમુને જોસે તો એ મરવા પડેલાં છે તેમાં તે વલી કાંઈ કશું કરીને ત્રીજી ઉમેરાસે."

"હારે જીભરૂં ! હુંબી હવે જાઉંછ" આ ઝેરી નાગણુ મીઠાસથી હસા બોલી. "પણુ તું જીભરું દોલતનો ધણી થાય તારે વીશ હજાર આપવા કબુલ્યાછ તે ભુલી ના જતો ભાઇ."

"અરે મને તે યાદ છે ! પણુ તમે અહીંથી બેહતર ચાલી જાઓ ! હું તમુને રાતે આવી બધી ખબર કરસ." અને નાંજાંમાય ત્યાંથી મેહલ છોડી ચાલી જવા પછી તે બબડયો ! "રાંડ, તું સુજમાં રોજ બોલસે ! તારા જેવીને તો આએ અંગુઠાનાં દાબની નીચેજ દાબી રાખવી જોઇયે, નહીં તો જેમ આએ સુખી ઘેરનું સત્યાનાસ વાલ્યું તેમ વલી મારુંબી કાટલું કાઢી નાખે !"

સહવારની બપોર, અને તેની રાત પડી ચુકી ! આહ ! જે મેહલમાં તે રાત્રે શાહદીની ખુશાલીમાં આખા મહેલમાં અને આસપાસનાં બાગમાં ગંજાવર રંગબેરંગી શુશોભીત રોશની થનાર હતી, તેજ મેહલ હાલ શ્મશાન જેવી શાંત ચુપકીદી વચ્ચે કબ્રસ્તાન જેવો લાગતો હતો, કાંકે નોકરનફરોએ આ જફાકારક બનાવને લીધે આ મેહલને ધારા મુજબબી રોશનીથી દીપાયમાન કીધો ન હતો !

આખી રાત જાંહાંગીર મેહલમાંજ રહયો, અને મોટો ભાગ પોતાનાં કાકાનાં બીછાંણુંવાલા ઓરડામાંજ કાઢયો, અને જ્યારેબી તે અંદર જતો ત્યારે કાકાની તબ્યત માટે તે કાળજીથી ડૉ૦ હોમીને પુછતો હતો, અને કાંઇબી આશા વગરનો ગમખ્વાર જવાબ આપવાથી તેની રૂબરૂ જાણે કે આ બદમાસને કેવું એક લાગતું હોય એવી ફીસમંથી નિશ્વાસપર નિશ્વાસ ફુંકતો, જ્યારે તેનો કાકો કયારે જલદીથી આ જેહાનનો વાસો ઉઠાવી

જાય એવી અધીરતા વચ્ચે પોતે લખોપતી બનવાનાં રૂડા વિચારો વચ્ચે મલકાતો હતો!

મધરાતનો વખત હતો. ડૉ૦ હોમી સપલશાહનાં બીછાણાં આગળથી નીચે જસી આગલ આવ્યો, જે વેળા જાંહાંગીર ડો૦ સ્કોટ સાથ વાત કરતો હતો. હોમીને જોઇ જાંહાંગીરે તેની સાથ વાત કરવા માંડી અને જસી મરી જશે કે કેમ તે બાબે પુછવા લાગ્યો! "હાલ તુલક કેહવાય નહીં! જાંહાંગીર! પણ કેસ તદનજ ગંભીર છે! માથાંમાં સખ્ત લાગવાથી એનાં ભેજાને ઘણું નુકશાન થયુંછ."

"એને હવે કરવું શું? એને લઇ જવો કાં? મી૦ જાંહાંગીર?"

અને જણાં વિચારવંત ઢપે જસીનાં બીછાણાં નજદીક ઉભા, જે વેળા તેઓની પાછળથી અભાગણી પરીન ધીમે કદમે તેઓ આગળ ચાલતી આવી ઉભી. માત્ર થોડા કલાકનાં અરસામાં આ કોમલાંગી ઉપર એવી કીસમે જફાકારક દુઃખનાં મહાભારત પાહડો તુટી પડયા હતા, કે તે દુઃખનું દયાજનક ચીત્ર જેવીજ હાલ લાગતી હતી. રડતાં રડતાં તેની આંખ લાલ થઇ આવી હતી, અને ચાલુ એકરારી અને ગમીથી તેનો ચહેરો ઉજળો પુની જેવો બની રહયો હતો. લગનનોજ પોષાક હજી તેનાં આંગમાં હતો, મગર તે સર્વ ખરડાઇ લચરાઇ ગયો હતો તો બી તેની આ દુઃખી બાળાને કશી પરવાહ ન હતી. તે પોતે પોતાને જીવતી છતાં મુએલીજ સમજતી હતી. તે તેઓ વચ્ચે જરાબી અવાજ કર્યા વિનાં આવી ઉભી, અને જસીનો ચહેરો બારીકીથી નિહાળી એક લાંબી સરદ હાય મારી અને પોતાની કોમળ આંખમાંથી તુટી પડતાં આંસુઓ સાડીનાં છેડાથી લુછવા પડી.

આહ! જે જુવાનને ખુદાબી એક ને ખાવીંદબી એક એવી જાનોની-સાર પ્યારની પવીત્ર ફીદાગીરીથી આ ભોળી અબળાએ ચાહયો હતો, તેજ જુવાન પોતાનાં કર્તુકની ભારે શીક્ષા ભોગવતો સુધબુધ વગર પડેલો હતો, અને ગમે તેવો બી ભુંડાસ તે બુરા અધર્મીએ બરપા કરી સુખી ઘરને ગમીની શોકાગ્નીમાં તેણે ગરકાવ કરી મેલ્યું હતું, છતાં બી તેના બેવફા ચહેરા તરફ નજર કરી આ ભોળી સાલેસ છોકરીનું દીલ દયાથી દાઝી ગયું, અને પોતાનું રડવું જેમ તેમ થોબાવી તે ધીમે સાહદે પુછવા પડી.

"હોમી! શું—શું એવણ નહીં જીવસે?"

"પરીન! તારૂં અહીં જરા બી કામ નથી, બેહન! પપાના ઓર-ડામાંજ તું બેસે તો વધુ સારૂં!" હોમીએ મામાથી જવાબ વાળ્યો! જાંહાંગીર

ત્યાંથી માળ ઉપર જવા ચાલી ગયો, અને તેનાં જવા પછી ડચકાં ખાતી પરીન પુછવા લાગી.

"મને કેહવો કે મારો—એ જસી મ—મ—દુશમન મરી જશે?"

"હું તેવું ધારતો નથી, આશા રાખતો નથી પણ એ જ્યારે સુધ્ધીમાં આવે તે વેળા તારી હાજરી અહીં જોઇયે નહીં એવું મારૂં મત છે."

"ઠીક છે, પણ તમે એનું શું કરવું તેનો હું આવી ત્યારે વિચાર કરતાંતાની? અહીં એને રાખી શકાય નહીંજ. તમે એને નહીં લઈ જાઓ, ભાઈ હોમી?"

હોમીએ તેના ચહેરા તરફ શકની નજરથી જોતાં સવાલ કીધો. "કાંહાં લઈ જાઉં, પરીન? ઓસ્પીતાલમાં લઈ જાઉં એમ? ઓસ્પીતાલમાં મોકલ્યા વગર છુટકો નથી."

"નહીં! નહીં! ઓસ્પીટાલમાં નાં મોકલતા. તાંહાં એ મેનીંજ વગર—વગર દુશમન હાથથી જશે. હોમી, ભાઇ તારી પાસ એકજ મેહરબાનીની માંગુચ!"

"પરીન, તારા વહાલા પપાનો આ મારી હાલત માટે હું ચોંચ તમામ આભારી છેઉં તો પછી મારી પાસથી કાંઈ બા માંગવાને નાં અચકા બેહન!"

"ત્યારે તમે એને તમારે ઘેર લઇ જઈ મારે ખાતર એને જીવાડવા નહીં કોશેશ કરો? મારે ખાતર એની માવજત નહીં કરો?"

આવી તાજુબી પમાડનારી મેહરબાનીની હોમીએ સ્વપ્ને વટીક વકકી ન રાખેલી હોવાથી તે સાંભળી તે અજાએબીથી દંગ થઈ પરીનનું કોહું એપળ ટીકવા પડયો, અને શું જવાબ વાળવો તે તે મુદલજ સમજી ન શકવાથી, તેને ચુપ જોઇ પરીન પાછું માયાથી બોલી. "ભાઈ મારે ખાતર એને લઇ જાઓ—હું પોતે બધો ખરચ પુરો પાડસ! હું એને જીવતો જોવા હજુ બી ઇચ્છુંછ!"

"આહ! કેવી મોહબતવંતી! કેવી કાલજીવાલી અને હાતમ દીલની મેહરબાન છોકરી! જે બુરા બદમાસે, તેનાં સુખનું સમુળગું સત્યાનાશ વાલ્યું હતું અને પોતે જન્મો જન્મની લોક લજ્જા અને હીણપસ્તીમાં આવી પડી હતી, તેજ બદમાસની જીંદગી માટે ફ્કરમંદ થઈ કાલજી કદરથી તેને મોંતમાંથી ઉગારવાની જીગરતોડ કોશેશ કરતી હતી! આ બદમાસ, દગલબાજ ઉપર હજી બી, દીવા ઉપર પતંગ્યું આંધળી પ્રીતથી અફ્લાય

ઝીકાય, તેવી કીસમે પોતાનો જાન સદકે કરે તેવી મીસાલે, પોતાનો જાન કુરબાન કરી નાખવા માંગતી હતી!

ભલા હોમીનાં ખભાં ઉપર પોતાનો ધ્રુજતો હાથ માયાથી અને વહાલથી મુકી તેનાં જવાબ માટે આતુરતાથી તેનાં ચહેરા તરફ પરીન ટીકવા પડી. મોહબતમાં આંધલી બનેલી આ અણુહદ ફીકાગીરી બતાવતી દુ:ખી બાળા માટે આ સાલેસ જુવાનનાં જીગરમાં દયાનાં મોજાંઓ ગોયા ઉછલવા લાગ્યા. તેને ના પાડી દલગીર કરી શકવાનુ તેનું જીગર ચાલ્યું નહીં.

"તારી મરજી એમ છે તો હું મારે ઘેરે એની માવજત ખુશીથી કરસ, બેહેન."

"ઓહો! હું કેવી ઉપકારી છેઉં, હોમી!" મો'ત જેવું ફીકકું હસ્તાં આભારની લાગણી બતાવતી તે બોલી ઉઠી. "હું હમણાંજ ગાડી જોતરાવા હોકમ આપુંછ ને હવડાંજ તમે એને લઈ જાઓ! તેટલાં ભલા મી૦ સ્કોટ મારા પપાજી આગળ રેહસે."

તાબરતોબ ગાડી જોતરાવવાનો હુકમ મલતાં ગાડી પોરટીકોમાં આવી ઉભી અને ઘણીજ સંભાળથી નોકરોની સહાયતાથી જસીને ઉચકી ગાડીમાં સુવાડયો અને બે નોકરો સાથ ડૉ૦ હોમીબી તેમાં બેઠો, અને એકવાર ફરીથી આ ભોલી અબળાએ આ સાલેસ ડૉ૦ હોમીનો જીગરોજાનથી આભાર માન્યો, અને ધીમેથી ગાડી હંકરાઈ, અને જ્યાં લગીન તે ગાડી તરફ તેની નજર પોહોંચી ત્યાં લગીન તે પોરટીકોમાંજ ઉભી રેહી અને તે પછી દુસ્કે દુસ્કે રડતી ધીમાં કદમે નિશ્વાસ ફેંકતી પોતાનાં પીતાનાં ઓરડામાં ઉપર દોડી પોંહોંચી.

---

## પ્રકરણ ૪૬ મું.

### સપલશાહનું મરણ–પરીનનાં અભાગની શરૂઆત.

ભયંકર જફાકારક રાત વીટાં બાદ સહવારનું પોહર પડયું અને 'પરીન પેલેસ' જાણે કે શોકમાં ડુબી ગયો હોય એમ ત્યાં બીયાબાંન જેવું લાગતું હતું.

સપલશાહના બીછાંણાં નજદીક ડૉ૦ સ્કોટ અને જઇફ ડૉ૦ જાંહાંગીર માવજતમાં ઉભા હતા, અને બીજી બાજુ એક યુરોપયન નર્સ ખડે પગે બીછાંણાં આગળ ઉભી હતી, જ્યારે અભાગણી પરીન પોતાના વ્હાલા પીતાના ચહેરા ગમ એકકી ટગરે જોતી બીછાંણાં નજદીક ધ્રુપો ગમ કરતી અને રડતી ઉભી હતી.

સુર્યોદય થતાં, ભલો ડૉ૦ હોમી પોતા સાથ ફરામરોજ સોલીસીટરને લેતો આવ્યો, અને ડૉ૦ સ્કોટ આખી રાતની રંજથી થાકી ગયેલો હોવાથી સર્વ હકીકત સાંભળી લઈ હોમીએ ડૉ૦ સ્કોટને જવા દીધો, અને પોતે એકવાર ફરીથી પેલી નર્સ પાસથી બારીકે બારીક વાગતની પરપુછ કરવા પડયો. પરીનને જરાબી આશાએસ વગર હજીબી ત્યાં ઉભી રહેલી જોવાથી, તથા ચાલુ ઉજાગરા અને દુઃખ હાંડેસાને લીધે તે નાતવાન અને ફીકકી દેખાતી હોવાથી હોમીએ આ ભોલી છોકરીને પોતાનાં ઓરડામાં જરાબી આસાએસ લેવા વીણવી પણ પોતાનાં પીતાનાં બીછાંણાં આગલથી ખસવા તે અભાગણી બાળાએ ના પાડી!

સહવાર પછી સપલશાહ આયંદે હુસ્યારીમાં આવ્યો, અને તેની પેહલી નજર પોતાની વ્હાલી પરીન ઉપર પડી, અને તેને કાંઈ કેહતો હોય એવી ધપે તે કાંઈ ધીમું બબડયો. મગર પરીન એક શબ્દબી સમજી ન શકવાથી વેહલી વેહલી નજદીક આવી અને વાંકી વળી પોતાનાં જઇફ પીતાનું માથું વાહલથી પસવાડતી ધીમેથી બોલી "પપાજી—પપા ડીયર, કાંઈ કેહવોછ—કાંઈ જોઇયેછ ?"

સપલશાહથી પુરૂં પાધરૂં બોલાઈ શકાતું ન હતું. પેલા બદમાસ દગલબાજ જસી સાથ એટલી હદ સુધીનો જનુની બન્યો હતો, કે જેથી લોહીનો જુસ્સો એકદમ મગજે ચઢી જવાથી તે બેભાન થયો હતો, અને આખીરાતની બેભાની વચ્ચે આ અભાગ્યો ડોસો અર્ધોઅર્ધ જમદેવનાં દરાંમણાં ડાચાં હેઠળ સપડાઈ ગયો હતો, અને જ્યારે આ ડોસો આ વેળા સુધ્ધીમાં આવ્યો, ત્યારે ડો૦ હોમી તેમજ જઇફ ડો૦ જાહાંગીરે તેને પાછો બારીકીથી તપાસ્યો, અને એક મરણકાંઠે આવેલું આદમી છેલ્લી ઘડીએ જેવી અદ્ધાથી હોંસમાં થોડીકવાર આવે છે, તેવાંજ પુરાં ચીન્હો તેઓને માલમ પડવાથી આપસ આપસમાં ધીમેથી વાતો કરી, પોતાનાં છેવટનાં ઉપાયો ચાલુ કીધા, અને આ જઈફ ડોસાની જીંદગીની જ્યોટ બુજાઇ જતી અટકાવવા તેઓ અઠાગ મેહનત કરવા પડયા, મગર મિથ્યા! તકદીર આગળ તદબીરનું કશું વળતું નથીજ! જઇફ સપલશાહનો દમ ઘુંટાઇ

જતો હતો, તેની જબાન ખેંચાઈ જતી હતી હતી તોબી બોલવાની તેણે પ્રયત્ન કીધી. તેની આંખ મીંચાઈ જતી હતી તોબી તેણે ઉઘાડી પોતાની બેટી સાંમુ જોવાની કોશેશ કરતો તે ઘણુંજ ધીમેથી બોલી શકયો.

"પ-પ-પરીન-કબટ-ખાઆઆનું-વ--વવીઈઈઈલ."

આટલા ભાગા તુટા શબ્દોની મતલબ પરીન પામી ગેઈ અને તેનાં મોંહ આગળ વાંકી વળી તે મોહબતથી બોલી

"તમારી કબટનાં ખાનામાં તમારૂં વીલ છે તે માંગોછ, પપાજી?" અધીરતા અને અત્યાતુરતાથી તે ડોસાએ ડોકું ધુણાવ્યું. મોતનો ડરામણો દેવ તેની છાતી ઉપર ગોયા ચઢી બેઠો હતો અને તેની અજલ તદનજ નજદીક આવી પુગી હતી એમ તેને લાગ્યું! અફસોસ! જેટલા કલાક ગયા તેટલી મીનીટબી જવી મુસ્કીલ હતી એમ બંને ડોકટરોએ અનુભવ્યું. અરેરે! જે જઈફ ડોસો એક દીવસની આગમજની સહવારે પોતાની વહાલી દીકરીની શાહદીની સાજવારીમાં ઉમેદોભર હસીખુશીમાં મલકાતો હતો. તેજ બીચારો માત્ર ચોવીસ કલાકના અરસામાં મરણકાંઠે આવી પોંહચ્યો હતો. પરપોટા મીસાલની આદમીની નાચીઝ હસ્તી માટે આ અવનિમાં એક દિવસનો કે કલાકનો યા તો એક ઘડીભરનો ભરૂસો રખાઈ શકાતો નથી!

વીલ લાએબ્રેરીની કબાટમાં હોવાથી પરીન તે લેવા હરણીના જેવી ચપળતાથી દોડી-ફ્ડી અને વીલ લઈને પાછી આવી ત્યાં લગીન આ જઈફ ડોસો એકી ટગરે બારણાં ભણીજ નજર કરી રહયો હતો. થોડીક પળમાં તે વીલ લઈ પોતાના પીતા આગળ પાછી આવી ને વાંકી વલી બોલી "પપાજી, આએ વીલ હું લાવેલી છેઉં."

સપલશાહે તે પરબીડું લીધું અને ફ્રામરોજ વકીલ જે આગળ ઉભો હતો તે તરફ નજર કીધી, અને વીલ માટે હાથ લાંબો કીધો, અને વીલ વાંચી સમજાવવા કેહછ એમ આ બુજોર્ગ સોલીસીતર પામી ગયો જેથી તે આ જઈફ ડોસાના બીછાંણાંની નજદીક આબ્યો, અને તે ટુકું વીલ ઝડફથી વાંચી સંભલાવ્યું.

તે વીલ સપલશાહના આગ્રહથી આ ફ્રામરોજે ઘડી કાઢયુ હતું. માત્ર સહી સાખ કરવાનીજ બાકી હતી. તે ટુકાં વીલમાં પરીનને પોતાની દીકરી તરીકે વીસ લાખ રૂપ્યા અને 'પરીન પેલેસ' સ્વાધીન કરવા લખ્યું હતું, અને પોતાના ભત્રીજા જાંહાંગીરને પચીસ હજાર રૂપ્યા ને 'રોઝ કોટેજ' આપ્યો હતો, જ્યારે નોકર નફરો અને બીજાં ગરીબ ગુરબાંને આપવા ઉપ્રાંત મોટો ભાગ સખાવતમાં કાઢયો હતો.

"પપાજી, તમે એ સહી કરવા માંગોછ!" ફરીથી આતુરતાથી સપલશાહે ડોકું ધુણાવ્યું. ફ્રામરોજ ટેબલ ઉપરથી બ્લોટીંગ પેડ લાવ્યો, જ્યારે જઈફ ડો૦ જાંહાંગીર ખડયો કલમ લાવી ઉભો અને પરીન અને નર્સની સહાયતાથી હોમીએ ઘણીજ આસાથીથી જરાબી આંચકો ન લાગે એમ સપલશાહને ઉઠાડી ધરીને બેસાડયો અને તેના ખોળા ઉપર બ્લોટીંગ પેડ ફ્રામરોજે મુકી વીલ ઉંધાડું કરી સપલશાહને સહી કરવા જણાવ્યું અને તેના ધ્રુજતા હાથમા કલમ આપવામાં આવી.

ઓ! તે જીવ સટોસટ પળો! જે ધાસ્તીભરી અકેક પળ પરીનનાં બાબમાં બહુજ જીવલેણ હતી!

તેના ધ્રુજતા હાથમાંથી કલમ સરી પડી અને આ ડોસો જીગરતોડ ખેંચતાણ કરતો ખેંચાતી જીભે માહ મુશીબતે બોલ્યો. "ઓ અંધારાં આવે-જ-જ-જલદી ઓ-ઓ—"

ફ્રામરોજે ઝડપથી તેના હાથમાં કલમ પાછી આપી અને સપલશાહની નજદીક આવી પરીન તેની ગોદમાં આવી દબાતાં બોલી. "પપાજી, એ પર તમારી સહી કરો."

માત્ર છેલ્લીજવાર ગમખ્વારીથી આ ડોસાએ પરીન ગમ નજર કીધી, અને પોતાના હાથમાં ધરેલી કલમે સહી કરવાની કોશેશ કીધી પણ અફસોસ! સહી કરે તે અગાઉ તો આ જઇફ ડોસાએ એક છેલ્લું ડચકલું ખાધું. તેના હાથમાંથી કલમ ગબડી પડી, અને "પ-પ-પરીઇન-મ-મ-મ-મ આં આ આફ" આટલું બોલતાં તેનો પ્યારો જાન આયંદે આખર થવા લાગ્યો.

હોમીએ તેને પાછો સુવાડયો અને નાડ તપાસી અને છેલ્લી ઘડીએ બી હજી બી બે ચાર પળ વધુ જીવે એવા ઇરાદાથી તેને કાંઈ ઉપાયો કરવાની કોશેશ કીધી પણ મિથ્યા! કાંકે બીછાંણાંપર પાછો સુવાડયા પછી બે ચાર પળમાં એક મોટા નિસાસા સમેટ આ જઇફ ડોસાનો જીવ સદાબરો નીકળી ગયો!

---

# પ્રકરણ ૪૭ મું.

## "પારકી દોલત મને હરામ છે!"

પેલાં વીલ ઉપર સહી કર્યા વગર આ જઇફ ડોસો આ જેહનનો વાસો ઉઠાવી ગયો, જે જોઇ ડો૦ હોમી હદથી જ્યાદા પરેશાન થયો, કાંકે સપલશાહનાં મોતથી પરીન બી જીવતી છતાં મરી ગએલીજ તે ઘડીથી થઈ હતી. આ ડોસો વીલ વગર મરી ગયો, અને વળી પરીન તેની હકદાર બેટી ન હોવાથી સપલશાહની કશી બી માલમીલકત ઉપર તેનો જરાબી હક પુગતો ન હતો, કાંકે તે તદનજ પારકી હતી, જ્યારે સપલશાહનો ખરો વારેસ તો સપલશાહ વીલ સહી કર્યા વગર મોતને શરણ થયલો હોવાથી જાંહાંગીર કાયદા મુજબ ઠરી ચુકયો હતો, અને જાંહાંગીર તેમજ પરીન વચ્ચે કેવો મીનાકેસો હતો, તે હોમી જાણતો હોવાથી આ લુચ્ચા જુવાન પરીનને અર્ધી વીનાની રવડતીજ કરે એવા ભયથી આ ભલા ડો૦ હોમીનું જીગર ચીરાઈ–કપાઇ ગીયું, અને શું કરવું તે તેને સુજ પડયું નહીં! જો સપલશાહે વીલ ઉપર સહી કીધી હોતે તો પરીનને વીલનાં કરાર મુજબ તેનો હિસ્સો કાયદા મુજબ મળતે મગર કમનશીબે તેમ ન હોવાથી સર્વે દોલતનો ધણી જાંહાંગીર થઇ બેઠેલો હોવાથી તથા પરીન અર્ધી વિનાની રવડતી રખડતી ભીખારી થવાથી આ ભલો ડોકટર જીગરના ઉંડાંણથી હદથી જીયાદા નાસીપાસ ને નારાજ થયો, અને ફરામરોજ વકીલ અને ડો૦ જાંહાંગીર સાથ ધીમેથી વાતો કરવા લાગ્યો.

તેઓ પરીન આગળ આવી પોંહચ્યા અને ફરામરોજ વકીલે તેનાં માથાં પર હાથ મેલી માયાથી કહયું! "દીકરી, તારે માટે હમે ઘણાં દલગીર છૈયે! વધુ ગમખ્વાર એટલા માટે કે સપલશાહ વીલ સહી કર્યા વગરજ હક પામ્યા! ચોકકસ ભેદભર્યા બનાવથી સપલશાહનાં હકદાર વારસ તરીકેનો હક તારે હાથથી જતો રેહવાથી અટલગનો વારસ તો જાંહાંગીર ઠરે છે, ને તેનાંજ હાથમાં લખોની દોલત આવી પડેછ ને તું અરધી વગરની રખડતી થઈ જાયછ! વળી એ જુવાનતાં લક્ષણ સારાં ન હોવાથી તુંને તે મરનારની ખાહેસ મુજબ તારો હીસ્સો આપે એ શકમંદ છે. અને જાંહાં-ગીરબી નથી ને હમેજ વિશ્વાસુ છૈયે, વાસ્તે તારા લાભને ખાતર, મરનારની સહીસાખ ઝડકથી કરી નાખવા માંગેછ, કે જેથી આ દુન્યામાં તું રવડી નહીં જાય—"

"ઓ નહીં! નહીં!" તે લગભગ રડી દેતાં એ લી. "ખોદા ખાતર એમ નાં કરતા! મને એ પૈસા નથી જોઇતા! ખેર, ભલે સંધી દોલત પેલાને મલે પણ મને એક અરધી બી નથી જોઇતી! ઓ! પપા! પપાજી' દુસ્કે દુસ્કે તે કમનશીબ બાળા રડવા પડી.

ડૉ૦ હોમી દીલસોજીથી તેની આગળ આવી માયાથી બોલ્યો "પરીન, વાહલી બેહન, જરા સમજ! ને મરનારની ખાહેસ મુજબ અમલ કરવા દે! આમાં હમે પાપ સમજતા નથીજ! એમાં કોઇ બી પ્રકારે ચોરી નથીજ! એમ કીધાથી મરનારનું રૂહ પેલી જેહાનમાં ખુશ થશે! પરીન, વીલપર સહી હોસે તો કાયદાપુર્વક તુને તારો હીસ્સો મલવાથી તું આવીજ હાલતે રહી શકશે, પણ વીલપર સહી વગર વીલ રદ બાતલ જેમ થશે, તેમ તું અરધી વીનાની રવડતી થશે, અને દાદગરની દયા ઉપર મુફલેશીની કંગાલ્યતમાં આવી માલેતુજાર સ્થીતીમાંથી તુંને વખત કાઢવો પડશે તેનો વિચાર કર! જાહાંગીર સાથ તુંને અગાઉથીજ એખલાસ ન હોવાથી મર નારે ખાહેસ રાખેલો વીલમાં લખેલો હીસ્સો તુંને એ લુચ્ચો કદી બી આપશે નહીં! સમજ, અને મરનાંરની સહી આએ વીલપર કરવા દે અને જાણે મરનારેજ વીલપર સહી કીધી હતી એમ વીલ લોકોની જાણમાં આવવા દેશે તો તેમાં તુંનેજ ફાયદો છે! પરીન, વિચાર કરવાનો વખતજ નથી! એક નજીવી સહીપર મોત જીવતનો આધાર છે! સહીથી તું વારેસ ન હોવાથી મુફલેસ થશે—"

"ઓ નહીં! નહીં! હજારો હજાર ગરીબાઇનાં કાટીલ દંખ હું સહન કરશ, પણ આવી રીતથી મેલવેલો પૈસો, એક કોડીબી મને હરામ છે! મારી હાલત હું સમજુંછ, પણ કાંઈ નહીં, એવા પારકા પૈસા ઉપર આસા બાંધી બેસવાનાં કરતાં જો મારે કંગાલ્યટમાં દીવસ કાઢવા પડશે તો હું ખુશીથી તેમ બી કરસ! ખેર! હું એવણુની હકદાર વારસ નહીં હોવાથી મરનારનાં પૈસાપર મને જરા બી હક નથીજ! ઓ નહીં! નહીં! મારે ખાતર વીલ સહી કર્યા વગરજ રહેવા દેઓ! હું કોઇનો હક ડુબાડવા નથી માંગતી!"

"જીદ્દી છોકરી! એથી તું અરધી વિનાની ભીખારી થશે ને આએ મહેલમાંથીબી કશાબી આસરા વગર તુંને આ દુન્યાની દલીદ્રતા વચ્ચે જવું પડસે તેનો તુંને અનુભવ બી કાંહાં છે? સમજ પરીન-સમજ."

"નહીં! મને એ પારકી અરધી બી હરામ છે! ગરીબાઇમાં આવી પડવાનાં ડરથી બીહધુજી આવી કીસમથી પારકી દોલત મારે હાથ લઈ

મોજ મારવાની હું હરામ સમજુછ-હું ભુખે મરસ, કંગાલ્યટમાં દરીછરીને વખત કારસ, સુકકો સુમલો રેટલી ખાવસ, ઘેરેઘેર વહીતરું કરસ પણ આવી પારકી દોલત જે પર મારો હકજ નહીં તે હું મરી જવસ તો લેવાની નથી-ખોદા ખાતર તમે સહી નાં કરો—"

આ અભાગણી છોકરીની હીંમતથી ત્રણુંડે જણા તાજુબ થયા, અને તેને એકજ હઠ પકડેલી હોવાથી સહી કર્યા વગર તે વીલને એમનું એમજ રાખવા ની દલગીરીભરી ફરજ પડી, અને મરનારની ખબરને માટે તથા ક્રીયાકામને માટે તેઓ નોકરનફરોને બોલાવી દોડાદોડી કરવા પડયા. અભાગણી પરીન સપલશાહનાં બીછાંણાંપર પડી પોતાનાં અભાગ માટે દુસ્કે દુસ્કે રડી માથા કુટતી હતી! મુફલેસીની કંગાલ મુશીબતમાંથી ઉગારી લેવાનો એક છેવટનો ચાન્સ ખુદરતે આપ્યો હતો, મગર પોતાની જીદદે આ દલેર છોડીએ સદાનો ખોહયો હતો, અને તે સાથે તેનાં સુખનો સુર્યબી ગોયા અસ્ત પામી ચુકયો હતો. તે ભલી બાળા માટેની જાનોનીસાર શીદાગીરીની દીલસોજ લાગણી ભલા હોમી તેમજ ફરામરોજ વકીલે બતાવી હતી તે તે બરાબર રીતે સમજી હતી, એટલુંજ નહીં પરંતું કાયદા પ્રમાણે તેને અરધીબી મલનાર ન હોવાથી તથા પુરો જાંહાંગીર તેને આપે એવી આશાબી ન હોવાથી, ધનનાં ઢગલાપરથી ધુળનાં ઢગ ઉપર આવી પડવાનો રીલા ચીતાર તે પોતાનાં મનમાં રજુ કરી ચુકી હતી, છતાંબી તેને માટે જરાબી ધાસ્તી ખાયા વિનાં આ દલેર છોકરીએ વીલ ઉપર ખોટી રીતે સહી કરવા સામે હઠ લીધી અને પોતાને હાથેજ પોતાની જીદદનાં બુરાં અને જીવલેણુ પરીણામે તે બીખારી હાલતે આવી પોંહચી હતી! પોતાનાં વાહલા મેહરબાન મુરબ્બીનાં મરણથી તે પોતેબી અર્ધમુઈ થઇ ગઇ હતી, ગોયા તેબી જીવતી છતાં હવે મુએલીજ વધુ બની હતી!

---

## પ્રકરણ ૪૮ મું.

"સુખીયા, દુઃખીયાકો કયા જાનેં, વોહ અપની મોજ ઉડા જાને,
બેદરદી પરકી બીતીકો, અપને લેખે ઠઠા જાનેં—"

અભાગણી પરીનની શાહદીની આબાદીમાં બરબાદી થશે, અને રંગમાં ભંગ થઈ સપલશાહ ઓચીંત આ જેહાનનો વાસો ઉઠાની જશે એમ

સ્વપ્ને પણ કોઈને ખબર ન હોવાથી આ ઉપરાંસાપરી, જફાકારક અને ગમગીન બનાવથી અલાહબાદના લોક ઘણાજ દલગીર થયાં, અને અભાગણી પરીન માટે દરેક જણ અંતરપુર્વક દીલસોજી બતાવવા લાગ્યાં.

મરનાર સપલશાહને છેલો સેંજદો કરવા ગંજાવર મીજલસ 'પરીન પેલેસ'માં ભરાઈ હતી અને દરેક જણ ઘણીજ ગમખ્વારીથી રંગમાં ભંગ બનેલા જફાકારક બનાવની કાંહણીને લગતીજ વાતો આપસ આપસમાં કરી પરીનની કદર ખાતાં હતાં.

અને પરીન? તે તો બીચારી આ ખુદરતના મહાભારત ફટકાથી તદનજ ગાફેલ બની ગઈ હતી. ભલા સપલશાહના મરણથી તેનાં સુખનું સમુલગું સત્યાનાશ વળેલું જોઇ આ દુઃખી છોકરી પથ્થરની છાતી બી પીગળી જાય એવી કીસમથી આંસુઓના ધોધમાર દર્યા રડતી હતી!

સપલશાહના મરણના ગમખ્વાંર સમાચાર જ્યારે જાંહાંગીરે જાણ્યા ત્યારે પોતાની એટલી જલદીથી ફેરવાઇ ગયલી હાલટથી તે ગોયા તાજુબીથી દંગ થયો, અને મનનાર સપલશાહ વીલ વગર મોતને શરણ ઓચીંત થયો હતો એમ જ્યારે આ લોભી લુચ્ચાએ જાણ્યું ત્યારે પોતાની ફેરવાઈ ગએલી સ્થીતી માટે તે જીગરનાં ઉંડાણથી તે કીરતારની લાખોલાખ શુક્રગુજારી કરવા પડયો. સપલશાહની હૈયાતી વેળા તેની દોલત હાથ કરવા આ બદમાસે ભોલી પરીન ઉપર માત્ર પૈસાનીજ નીચ મોહબત વચ્ચે જાલ બીછાવી હતી, મગર હીણપસ્તીનાં હડધુટપણાં વચ્ચે નામોશીમાં તે આવી પડયો હતો, અને જ્યારે પરીનનાં લગ્ન જરસી જેવા ત્રાહીત સખસ સાથ ગોઠવાયલાં તેણે સાંભળ્યાં, ત્યારે પોતાનાં હાથમાંથી સદાની જતી રહેલી લાખોની દોલત માટે તે હદથી જ્યાદા નાસીપાસ નારાજ અને નાઉમેદ થયો હતો, અને આવી ગમખ્વાર કીસમે જલદીથીજ તે સર્વે દોલતનો એખલે હાથે હકદાર ધણી થઈ બેસસે એમ તેને સ્વપ્ને વટીક આસા રાખેલી ન હોવાથી, તેજ સપલશાહનાં હકદાર વારસ તરીકે લાખોની દોલતનો ધણી થયો હતો એમ જ્યારે તેને ખબર પડી ત્યારે સપલશાહનાં મરણથી જેટલો તે ચોંકયો ઉછલ્યો નહીં, તેટલો પોતાની ફેરવાઈ ગએલી ઓચીંત હાલટ માટે એકાએક ચોંકયો!

પેલી મક્કરખોર અને બદમાશ નાંજાંની ભેદભરી વાતથી તે પુરેપુરં જાણી ચુકયો હતો કે પરીન સપલશાહની હકદાર દીકરી ન હોવાથી, તથા સપલશાહ વીલ વગર મરણ પામેલો હોવાથી પરીનને દોલત ઉપર કશોબી હક પુગતો ન હતો, અને હવેજ પરીને તેને અનેકવાર હીણસ્પતી અને

નામોશીમાં હડધુત કીધો હતો, તેનો દાવ–તેનો કીનો તેનો બદલો–લેવાનો સાબુત વખત તે લુચ્છાના હાથમાં આવી ગયો હતો તે માટેબી તે જીગરના ઉંડાણથી ખુશી થતો દેખાયો! અફસોસ! સપલશાહનાં મરણથી ભલી પરીન જીગરનાં ઉંડાણથી ગમખ્વારીથી વીલાપ કરતી હતી, જ્યારે આ જાંહાંગીર જીગરનાં ઉંડાણથી ખુશી થતો હતો. અને કયારે તેના હાથમાં લાખોની દોલત આવી પડે, અને કયારે તે ગરીબાઇની ગટેરમાંથી સદાનો નીકળી ધનના બેમુલ ઢગલાપર ચઢી બેસે તેની ઇંતેજારીમાં તે અધીરો બન્યો હતો!

અરેરે! લાલચુ લોભી જુવાન! પૈસા કોણના રહયાછ કે તારા હાથમાં સદા સુધી રહેશે! ભલા ભલા જરદાર માલેતુજારો કીસમતની કમનશીબી વચ્ચે કુદરતના અદીઠ હાથથી, આંખના એકજ પલકારામાં, તારૂં તારૂં ને મારૂં મારૂં કરતા, ખસ્તે ખુહાર બની માર્ગે લાગી ગયાછ તો તારીબી મોડે વેહલે આવીજ કીસમની, તારી બુરી મનશની પ્રમાણે, હાલત થઇ પડનાર હતી, તેનો એ બુરા લોભી જાંહાંગીર, તુને સેહેજ પણ રવેશે ખ્યાલ નથી!

ગરીબ બીચારી પરીન! પોતાની ઉપર આવી પડેલાં ઓચીંત માલબાસ્ત દુઃખનાં ડુંગર હેઠળ તે સરબસર કચડાઇ ગઇ હતી, અને ભવીષમાં તેનુ શું થશે તેનાં જફાકારક ખ્યાલોમાંજ આંખમાંથી ધોધમાર આંસુઓ વરસાવતી આખો દીવસ બલાપામાં પડી રેહતી.

ડૉ૦ હોમી તેની નજદીક આવવાથી તે પોતાના ખ્યાલોમાંથી બીદાર થઇ અને અત્યાતુરતાથી પુછવા પડી, "વાહલા ભાઇ, જસીની શું ખબર?"

"ખબર તો એજ વહાલી બેહન, કે જેની હાલત છે તેવીજ છે! કશો સુધારો બી નહીં ને કાંઈ વધારો બી નહીં."

"પણ જીવવાની આશા તો ખરી કેની?"

"હા! એમ હું ધારૂંછ પણ તે બી બરાબર કેહવાઈ શકાય નહીંજ" અને આટલું બોલી આ દીલસોઝ ફરેસ્તાની આવી તાજુબીભરી ભલાઇ અને ભોલાઇ જોઈ આ ભલો ડોકટર પોતાના મનમાં હદથી જ્યાદા મગરૂર રહયો! અરેરે! જે બદમાસ દગાબાજની કારસ્તાનભરી વર્તણુકથી આ ભલી છોકરીના સુખનો સુર્યાસ્ત ગોયા થઇ ચુકયો હતો, છતાં બી તેજ જફાકારને જીવતો જોવાની તે આશા રાખતી હતી, તો તેવી પરોપકારી ભોલી અને મોહબતવંતી બાળા માટે આ જુવાન દીલસોજ ડોકટર પોતાના મનમાં આફ્રીનનોજ શબ્દો ઓચરવા લાગ્યો!

"હું ખુશી છેઉં કે તે જીવસે, હોમી, હું એને જીવતો જોવાનીજ ઉમેદમાં છેઉં. ભાઈ, એની માવજત વગેરેનો ખરચ મારી ગાંઠગીરેથી હું હું પુરો પાડયા કરશ, પણ મારે ખાતર એને ઓસ્પીટલમાં મોકલવાને બદલે તમારાજ ચાર્જમાં રાખી મુકશો? ભાઈ, આ તમારા હેશાનનો બદલો વાલવા હું જો જીવતી રેહવશ તો નીરંતર યાદ કરી વાલ્યા વગર ચુકસ નહીંજ" અને મોત જેવું ફીકકું હસી પરીને માયાથી હોમીના હાથ પોતાનાં કોમળ હાથમાં લઈ વહાલથી દાબ્યા. પોતાનાં બુરા વખતમાં આએજ એવો સદગુણી સાલેસ ગૃહસ્થ હતો, કે જેને તે માયા અને મોહબતથી માન આપી એક બેહનનાં પ્યારથીજ તેને ભાઈ તરીકે ગણતી હતી

મરનાર સપલશાહના મરણ પછી ચોથે દીને ફ્રામરોજ સોલીસીટર ડો૦ હોમી સાથ જાંહાંગીર આગળ ગયા, અને મરનાર સપલશાહ વીલ ઉપર સહી કરતાં કરતાંજ મરણ પામેલો હોવાથી તથા પરીન મરનારની હકદાર બેટી ન હોવાનું જાહેર ને પુરવાર થયલું હોવાથી, સર્વે દોલતનો જાંહાંગીર ધણી થઇ બેઠો હતો, છતાંબી મરનારની ખાહેસ મુજબ પરીનને વીલમાં લખેલી રકમ તેનાં નામ ઉપર કરી દેવાની ફ્રામરોજે જાંહાંગીરને અર્જ કીધી, મગર આ લુચ્ચો બદમાસ અને સંગદીલ આદમી જરા બા સમજ્યો નહીં, અને પરીનને કાયદા મુજબ એક અરધી બી ન મલે એવીજ જીદ્દ કરવા પડયો.

"જાંહાંગીર! એવો નાદાન ના થા! તું એમજ જાણ કે વીલ પર સહી કીધેલીજ છે, ને તેજ આધારે તું પરીનને તેનો ફાલો જો હવાલે કરશે તો મરનારનું રૂહ પેલી જેહાંનમાં ધણું ખુશ થશે; વળી તારે માટે દરેકને સારો વિચાર બેસશે, ને વળી પરીન જે અરધી વીનાની રખડી જસે તેને બી ધણોજ ટેકો મલશે!"

જાંહાંગીરે ફફડીને જવાબ આપ્યો.

"છટ! નોનસન્સ! એ લુચ્ચી પોરીની બીફ લઈ તમે અહીં આયાછ પણ તમારૂં કાંઈ વળશે નહીંજ! કાયદા પ્રમાણે એને એક અરધી બી મલી શકે નહીં; કાંકે પેલી નાંજામાયનાં કેહવા મુજબ એ તો કોઇ રસ્તે રખડતાં પોરયાંમાની એક ભીખારડીની પોરી છે તો તેને માટે હું કાંઈ કરી શકતો નથીજ! તમે જો ચાહસો તો હું અહીં આએ મારા મેહેલમાં એ છોકરીને રાખસ પણ તે તો હું એ પોરી સાથ ચોકકસ સરત કરૂં તારેજ! તે પ્રમાણે ચાલે તોજ! એવી તો ગામમાં ઘણીબી ભીખારડીઓ મારી દોલતપર મરી ફીટસે," અને આ બદમાસ જુવાન તુચ્છકારથી હસ્યો.

ભલી પરીન માટે તાણુંજાણી ભર્યા અને તોચ્છડા સખુનો ઓચરેલા સાંભળી ડૉ૦ હોમીનું લોહી એવી હદ સુધીનું ઉકળી આવ્યું હતું કે તે આ દગલબાજ લુચ્છાને તેજ વેળા સારી કાની સ્વાદ ચખાડતે, પણ લોહીનો ગોટ ગળી તે તામોશ કરી ગયો.

ફ્રામરોજ જેવા બુઝરગ અહસથનીબી આ બદમાસે કાંઇબી લાજ રાખી નહીં, તેથી આ જઇફ સોલીસીટરબી ઘણોજ ગુસ્સે થયો અને બીજાજથી બોયેલ.

"જાંહાંગીર! એવું તુંડાઇથી નાં બોલ! મારે બાર મુકી જણાવવું જોઇયે કે તારી ભુખે મરતી હાલતમાંથી આવી માલેતુજાર સ્થીતીમાં તું આવ્યો તે ઘણે દરજ્જે એ ભલી અને સાલેસ બેટીને આભારી છે સમજ્યો. એક મરી ગએલા વાઘની ઉપર લાત મુકી ઉભા રેહવામાં દાહપણ નથીજ! યાદ રાખજે, જાંહાંગીર કે પૈસા કોઇના રહયા નથી ને તે તારા હાથમાંબી રેહવાનાં નથીજ! જેમ કીસમતની કમનશીબી વચ્ચે આ સાલેસ બેટી એકવારની ધનાઢ્ય સ્થીતીમાં ઉતી તે આંખના પળકારામાં નિર્ધન બની ગેઇચ તો પછી તારા જેવા ગરૂર અને અહંકારી અભીમાની નાચીઝના શું આસરા? ભલાઈ કર કે જેથી જગમાં ગુલાબ માફક મોંઘાસે."

"મારે તમારી શીખામણ સમજવી નથી" આ મગરૂર બેવકુફે તુચ્છકારથી જવાબ વાલ્યો. "તમે જાઓ અહીંથી! હું મારો જવાબ કહી ચુકોછ!"

"જાંહાંગીર! તારી હાલત જે મરનારને લીધે આવી માલેતુજાર સ્થીતીમાં આવી પડીછ, તો મરનારની ખાહેસ મુજબ અમલ કરવા દે ને એવો બેવકુફ નાદાન નાં બન." ડૉ૦ હોમીએ તપી આવતાં પોતાનો ઉભરો ખાલી કીધો, જોકે તે એટલો બધો તો ઉસ્કેરાઈ ગયો હતો કે આ મગરૂર અને બેવકુફ જુવાનને ઉંચકીને એક બાજુ અફાળી નાખતે, પણ લોહીનો ગોટ ગળી તેને પોતાનાં સ્વભાવ ઉપર ઘણે દરજ્જે કાબુ રાખ્યો. "તું શું એમ ધારતો હોય કે મરનારની ખાહેશ મુજબ એ ભલી છોકરીને તું એનો ફાલો ન આપતાં, દુન્યાની દયા ઉપર રખડતી કરશે તો ભુખે મરસે, તે એવો ફાંકો રાખવામાં તારી ભુલ છે, સમજ્યો! તું જેને હમણાં ઠોકરે મારવા તૈયાર થયોછ. તો મારા બોલને યાદ રાખજે, ઓ નીમકહરામ છોકરા, કે આજે નહીં ને પાંચ પંદર વરસેબી એજ એક મનની, એક વિચારની સાલેસને પાકજાદ અબળાને પગે લાગવું પડશે."

ળૉર્ડ હોમીનાં બોલવાથી જાંહાંગીર ઠઠરી ગયો, અને ગભરાટ સમેટ તેને આખાંથી પગવેર ટીકવા લાગ્યો, અને પોતાનો ગભરાટ છુપાવવાની કોશેશ કરતાં તે બોલ્યો "બસ હું મારાં જીવનો ધણી છેઉં. મારે તમારી વાહીયાટ વાત મુદ્દલજ સમજવી નથી. તમે જાઓ અહીંથી. હું એક વખત કહી ચુકો કે ચોકકસ સરતે એ રખડતી પોરીને હું મારાં મેહલમાં મારા આસરા તળે રાખવા કબુલ થાઉંછ, પણ તે સરત એ પોલે મારી સાંમે આવી ઉભી રહેસે તોજ હું એનેજ કેહવસ, મારે તમુને તે કેહવું નથીજ."

આ નાદાન, અને ગરૂર પોર્યાની ટેંહકરાઈ આગળ બંને દીલસોજ ગ્રહસ્થો આજેજ થયા અને ધીકકાર અને તીરસ્કારની છેલ્લી ચસ્મ ફેંકી ત્યાંથી તેઓ જતા રહયા.

---

## પ્રકરણ ૪૯ મું.

### ભરતીની ઓટ અને ઓટની ભરતી.

મગરૂરીમાં મસ્ત બનેલા અને પૈસાની અગ્નીથી અપંગ બનેલા મીજાજી પોર્યા જાંહાંગીરે મરનાર સપલશાહની ખાહેશ મુજબ ભોલી પરીનને સહી કીધા વિનાનાં વીલમાં લખ્યા મુજબની વીસ લાખની કે તેથી થોડી રકમ આપવાની સપલશાહ સોલીસીટર અને ભલા ડૉકટર હોમીની ગમે તેવીબી કાકલુદી છતાંબી સાફ નાં પાડી, તેથી ભોલી પરીન માટે આ બંને પરોપકારી ગ્રહસ્થોનું દયાળુ દીલ ગોયા દયાથી દાઝી ગયું. પરીનને તેની હાલનીજ પગભર સ્થીતીમાં રાખી મુકવા માટેની તેઓની આ યુકિત વ્યર્થ જવાથી તેઓ હદબહાર નાસીપાસ થયા. અરેરે! જે વેળા મરનાર સપલશાહે પોતાનો પ્રાણ છોડયો ત્યારે મરનારની ખાહેશ મુજબ અમલ કરવા છુપાછુપ તૈયાર થઇ, પેલાં વીલ ઉપર સપલશાહની સહી કરી દેવાના અનુમાન પર તેઓ આવ્યા તે વેળા આ ભોલી છોકરીએ જીદ્દ અને ઓહસ કીધી ન હોતે તો તેની સ્થીતી કંગાળ અને મુફલેસ કદીબી બનતે નહીંજ, પરંતુ આ હીંમતવાન છોકરીએ એવા હરામના પૈસા ઉપર ગુજરાણ ચલાવવાનું ગોયા મહાભારત પાપ સમજી ધનના ઢગલાને તેને ઠોકરે મારી એવી તેની પ્રસંસાને લાએકની હીંમત માટે તેઓ જેટલા તાજુબ થયા, તેટલાંજ હવે તેઓ નારાજ અને નાશીપાસ બની રહયા.

ફરામરોજ અને હોમી નીચે ગયા, જ્યાં ભલી પરીન ડૉ૦ હોમીની ભલી માવતર હીરાંબાઇની ગોદમાં દબાઇ ડુસકે ડુસકે રડતી હતી અને આ ભલી માવતર તેને પોતાનીજ દીકરી ગણી દીલસોજીથી દીલાસો આપતી હતી.

"દીકરી, હું હમણાં પેલા અકકલના દુશમેન જાંહાંગીર આગળથીજ આયોછ એ આએ મહેલમાંજ રહેલો છે. જેમ બને એમ જલદી તારી બાબતનો લટકો ફટકો થાય તે હું જોવા માગુંછ" ફરામરોજે પરીનને માયાથી કહયું.

પરીન ગમખ્વારીથી પુછવા લાગી.

"ત્યારે શું મારે આજને આજજ આ મહેલ છોડી ચાલી જવું જોઇએ? બેશક, મારો હવે કશોબી હક રહયો નથીજ."

"નહીં દીકરી, આજને આજ નહીંજ. એટલી ફકર ના કર. કાયદા પ્રમાણેજ કામ થશે. આજને આજ તો એ કાંઇ કરી શકવાનો નથીજ. મરનારની ખાહેશ તુંને વીસ લાખ આપવાની હતી. પણ કમનસીબે વીલ સહી કરતાંજ બુરો બનાવ બનેલો હોવાથી તારો ફાલો આપવા મેં ને ડૉ૦ હોમીએ ઘણો વિણવ્યો, પણ એ મુર્ખો એકનો બે થયો નહીં. હજી બી હું એને મારી ઓફીસમાં બોલાવી બરાબર સમજાવસ તો એ જરૂર સમજશે."

"તમે એને ઓલખતા નથી, મી૦ ફરામરોજ! થોડા મહીનાની વાત ઉપર એની ઓફર મેં ના પાડેલી હોવાથી તેનો બદલો લેવાનો હાલ એનો વખત આવ્યોછ એટલે એ દાવ સાંધશે. પોતાને તે વખતે થયલાં અપમાનનુ વેર એ હવે જરૂરજ લેશે, પણ મારે એ પૈસા જોઇતા નથી. એવી હરામની દોલતપર મને ધીકકાર છે. ભુખે મરસ, રખડી રઝળીને પુરૂં કરસ, પણ એવાની દોલતપર ઓસ્યાલી રોટલી ખાવા હું કદી બી રાજી થવસ નહીંજ," તે અભાગણી ટપી આવી જોસમેટ બોલી.

"એ પોર્યાએ મારી 'રીસપેકટ' રાખ્યા વગર ઘણીજ તુંદાઇથી વાત કીધીછ તે હું ભુલી જવાનો નથી. એ તારી સાથે ચોકકસ શરત કરવા માંગેછ ને તુંને એખલીનેજ એ એની રૂબરૂ બોલાવેછ તો દીકરી, મારો સાબુન રાખી તું જજે, ને જોજે એ શું કહેછ તે. તારાં ભલાંને માટેજ હું ઘણો કાળજીમદ છેઉ." તે જઇફ સોલીસીટરે દીલસોજી બતાવી.

"હું તમારૂં ઘણુંજ હેસાન માનુંછ, મી૦ ફરામરોજ!"

"દીકરી. જો એ નાદાન ને હુલ્લડ પોર્યો તુંને અહીંથી જવા કેહે તો બેલાશક મારે ત્યાં આવજે—મેં તારા મેહરબાન બાપનું નીમક ખાધુંછ,

તો મારી આંખપર મારી દીકરી સાથ દીકરી તરીકે રાખવા હું ઘણો ખુશી થવશ."

"ઓ નારે નારે! હું કાંહાં મરી ગેઇછિ?" હીરાંબાઇ–ડૉ૦ હોમીની માતા–વચ્ચે પુરાઈ. "હું તો એને મારે ઘેરેજ રાખવા તમે આયા તાહરની સમજાઉછ, પણ હરવાઈ સમજતી નથી! દીકરી, તું કાંઇ અંદેસો ના કર! જીંદગી છે તો પૈસા બી છે. એ મુવો નસાબંદો જો તારી સાથે રીકજીક કરે, તો ગમે તારે બી વગર બોલાવવે બેલાશક મારે તાંહાંજ પાધરી આવજે! તુંને મારા સમ છે! મારી આંખપર તુંને હેતથી રાખસ, દીકરી.'

"મારાં આવાં દુઃખમાં તમારી બધાં વાહલાં દીલસોજોની આવી કાલજીથી હું ઘણીજ હેશાનમંદ છેઉં! ખેર જે બન્યું તે બન્યું." પરીને હેશાંન બતાવ્યું. અને બોલ્યા પછી એક લાંબી હાય મારી.

આ બાજુ જાંહાંગીરને તો પોતાના કાકાના મરણથી સુન્નાની ચલ્લી પાઈ હતી! કાકાજી વીલ વગર મરી ગયા એમ જ્યારે આ લુચ્ચાએ જાણ્યું ત્યારે લખોનો હકદાર તેજ માલેક થયો હતો, એવું જાણી તે ખુદાની લાખોલાખ શુક્ર ગુજારી કરવા લાગ્યો, અને પોતાના કાકાનાં મરણની બીજેજ દીનથી 'પરીન પેલેસ'માં પોતાની હાકમી ભોગવવા રેહવા આવ્યો. તેનાં કાકાનાં મરણથી તેને કોઇબી પ્રકારની ગમી કે નીરાસી બરપા થતી હતીજ નહીં! તેથી ઉલ્ટું પોતાનાં જેવાજ લુચ્ચા સોબતીઓની સંગતમાં 'પરીન પેલેસ'માં તે આખો દીવસ ધમચકરી કરવા લાગ્યો, અને સાંજને છેડે બાગનાં એકાદ ખુણાંમાં પોતાનાં મીત્રોને લઇ કાકાજીનાં મરણનાં શોકમાં તેબલ બીછાવી વ્હીસ્કી સોડા ઉપર છુપાછુપ મારો ચલાવતો હતો. પૈસા તેને કમાવા જવાની અગટ પડી ન હોવાથી આ લાખોની દોલત ઓચીંટ તેનાં હાથમાં આવી પડેલી હોવાથી કેવી રીતે તેનો નીકાલ કરવો તે તેને મુદ્દલજ સુઝ ન પડતું હતું, અને તેનાં બુરા મીત્રો જેમ તેને નીચોવાય એવી ફીસમથી તેને હાજી હા કરી દારૂની લહેરમાં ચકચુર બનાવી નીચવતા હતા તેનું આ અકકલહીણને જરાબી ભાણ ન હતું.

વચમાં બે દીન વીંટી ગયા અને એક સાંજે ભલી પરીન પોતાની સહીઓને મુકવા બંગલાના દરવાજા વેર આવી ધીમે કદમે પાછી ફરતી હતી, જેવામાં બાગનાં બાંધેલા 'સમર હાઉસ' નજદીક કાંઈ ગડબડ સંભ-

લાવાથી તે ધીમે કદમે તે તરફ ફરી અને ત્યાં જાંહાંગીરને પોતાના મીત્રો સાથ દારૂની લહેરમાં મશગુલ જોઈ આ સાલેસ અબળાનું જીગર કમકમવા લાગ્યું.

અરેરે ! જ્યારે તે ભલી છોકરી મરનારને માટે શોકાગ્નીમાં બળી–જળી જતી હતી, ત્યારે મરનારનો ભત્રીજો મરનારની પાછળ થોડાજ દીવસમાં પોતાનાં ભુંડા લક્ષણુ બતાવતો, મોજ મારતો બેઠો હતો, જે જોઇ પરીન હદથી જ્યાદા પરેશાન થઈ, અને હીંમત કરીને 'સમર હાઉસ'માં ઓચીંતી તેઓ નજદીક જઈ ઉભી.

જાંહાંગીર તેને એકાએક ત્યાં આવેલી જોઈ પોતાની મજાહમાં ખલલ થવાથી હદથી જ્યાદા ચોંકી પશેમાન થયો ! તેના બુરા મીત્રો જેઓ આ બેવકુફને ખાને–ખરાબીની ખસ્તેખુહાર ખાહીમાં ગબડયું ખવાડતા હતા, તેઓબી પરીનને ત્યાં જોઈ સર્વે ચોંકયા–ઉછળ્યા, અને પોતાનાં હાથમાંના ગ્લાસ ટેબલપર મુકી ચકુનમનાં માર્યા અકેકનું કોડું જોતા ભરાતા સંતાતા ફર્યા !

પરીનનો ચહેરો ટપીને લાલ થઇ આવ્યો હતો. તેને એકકી ટગરે જાંહાંગીર તરફ જોયાજ કીધું, અને આયંદે જાંહાંગીરે હીંમત કરી પોતાનું મોંહ ખોલવાની કોશેશ કીધી !

"ઓહો ! તું અહીં કાંથી ભુલી પડી ? મકુંજે ચાલ મને આએ મારા મેહલનાં એકાંતમાં કાંઈ સોહવાતું નહીં, ને એખલો બેસુંછ તે વારે ઘડીયે મરનાર કાકાજીની યાદ થતાં મને બધું રડવું રડવું આવેછ તે આએ મારા દોસ્તોની સમજાવતથી હું આએ 'સમર–હાઉસ'માં આવી બેઠો કે જરા મરનારનો ગમ વીસારૂં ! હાય, અફસોસ ! મરનાર કાકાજીની યાદ મારે હૈયે ચઢી આવી ગળાંમાં આવી ખુંટી બેસેછ તેથી જરા ગમ વીસરાવાજ સેહજ વ્હીસ્કી–સોડા લીધો કે જરા મોંનાંપર કાંઇ નાંખવા ગમે ! શું કરૂં ! બસ મરનારની યાદમાં ને ગમમાં કાંઈ ખાવાનું પીવાનુંબી જાણે કે ગમતું નહીં તેથીજ જરા આએ ટીપુ છાંટો લઈ અહીં મન મનાવાને ગમ વીસરાવા બેઠોછ, આહ ! અફસોસ ! સદહજાર અફસોસ ! કાકાજી ! કાકાજી ! રાતે કે દીસે તમારી યાદ આવેચ કે આંખમાંથી આંસુ ટપકેચ, હાય !"

"એવી ગમ વીસરાવાની તારી ભલાઇપર હજારો હજાર ધીક્કાર ને ફીટકાર છે !" આ સાલેસ છોકરીએ હદડાવી નાખનારા સાહદે 'સમર–

હાઉસ' ગજાવી મેલ્યું, અને બોલતી વેલા એટલી તો હદ સુધીની તે જનુની બની રહી હતી, કે તેનાં વીકાલ અને લાલ ચહેરાપર નજર કરતાંજ જાંહાંગીર તરખાયો! "મરનારને માટેનો તારો જીગરેજાનનો આવો ગમ ગોયા નામોશી બરપા કરનારો છે, એટલુંજ નહીં પણ મરનારનું રૂહ પેલી જેહાંનમાં ગોયા કમકમતું હોસે! તારા જેવા બદદયાનતની સાથ મને વધુ બોલવું નથીજ. તું મને શું કેહવા માંગતો હતો તે હવે મોંહો ખોલી કહી દે કે જે તે લટકો ફટકો થઈ જાય! મરનારની સકમાઇનો પૈસો આવે બુરે માર્ગે વપરાએલો જોઈ મારૂં જીગર ફાટી જાયચ!"

"કેમ એ પોરી–ત–ત–છે–તે કે–તું–તું છેકજ ફાસ્ટ ચાલી કે? લેજે વરી! તુંને ખબર છે કે હું મારા જીવનો ધણી છેઉં, હું આએ મેહલનો અને પૈસા ટકાનો હકદાર માલેક છેઉં, જે જમીનપર તું ઉભીછ તેનોબી હું ધણી છેઉં, તો હું મારે ગમે તે કરી શકું તો તારે બોલવાની સેહજબી સત્તા નથીજ! સમજી." ગુસ્સાથી લાલ થઈ તે બદમાસ બોલ્યો. "પેલી નાંજાં કેહે તેમ તું એક રસ્તેની રખડતાં માબાપની રઝલતી પોરી સીવાય કશીબી ખાનદાની નથીજ. માત્ર પંદર દીવસ આગમજ તો તું રાજ કરતી રાણી ઉતી, આહ, નાખપર માખ વટીક નહીં બેસવા દે એવી તુમાખીને મગરૂર ઉતી ને આજે?—આહા, આજે તો મારા મેહલ આગલ રખડતા ભીખ મારતાં ભીખારડાંઓ કરતાંબી તારી હાલત બદતર છે, સમજી! મને અપમાન કીધેલું તે ભુલી ગેઈ હોસે! તારા હાથની ઓફર કરવા ચાલી ચલાવી હું આયો તારે હડધુટ કરી મને તરેહવાર બોલો બોલી મને પાંણી ઉતાર કરી મારી બોહસે એક બદમાસ લોબી અને લુચ્ચા સાથ પણવાની સરકસી કીધી તેનો અંજામ કેવો આયો. હં? જેટલી તું ફુંકરઈ તેટલીજ તું જલદીથી ફાટી ગઈ! જેટલી ગરૂરીમાં ચઢી તેટલીજ હીણપસ્તીમાં ગબડી ગેઈ! તારી ભરતીની સર્યામ ઓટ થઇ ગઈ ઓટ!"

અને ગરૂરીથી તે દગલબાજ નીચ જુવાન મશ્કેરીની ધપે તેનું પાકવવા માટેથી હસી પડયો!

---

# પ્રકરણ ૫૦ મું.

"જેની ચઢતી જોઈ વાઘ દેખી કાંપે,
તેની પડતી જોઈ કરડવા કોહલું ત્રાપે."

ગરીબ બીચારી દુઃખી પરીન! તેનો તાણુંજાણી ભર્યા શખુનો સાંભળ-વાનો જાણે કે આ ભુંડો વખતજ હોય એવી કીસમથી એક સંગેમરમરનાં પુતળાં મીસાલ તેની સામે આ બદમાસનાં તાણુંજાણી ભર્યા નિર્લજ શબ્દો સાંભળતી ઉભી. પેલા ચાર–પાંચ દીલસોઝ મીત્રો–જેઓ જાંહાંગીરને તેનાં કાકાના ગમખ્વાર મોતમાં દીલાસો દેવા બ્હીસ્કી–સોડાથી આંખપાણી કરતા દીલસોજી ધરાવી ત્યાં ઉભા હતા, તેઓ પરીનનાં ઓચીંત ત્યાં આવી ચઢવાથી ઘણા કઢંગી સ્થીતીમાં પુગેલા હોવાથી એકેક પછી જાણે કે કસામાં હોય નહીં એમ ઓચી ખજવાલી ત્યાંથી દાંયબાય થઇ ગયા!

થોડોક વખત દમ ખાઇ જાંહાંગીરે આગલ ચલાવ્યું, "વેલ, હજી બી હું તારી સાથ ભલાઇથીજ વર્તવા માગુંછ. તુંને ફરીથી કેહવું જોઇયે કે આ તારાં નેહસ્ત કદમો તળેની ખાક વટીકનો હું માલેક છેઉં, તું જ્યાં ઉભીછ તે જગાનો બી આએ બંદો ધણી થયલો છે. અને ગોયા આએ તારી આસપાસની દીવખુશ જગ્યાનો હું એક રાજ કરતા રાજા તરીકેજ છેઉં, જ્યારે તું કમીની નાચીઝ મારા રાજમાંની એક કંગાલ રૈયત તરીકે ઓસ્યાલે અવતારે કોઇબી પ્રકારનાં આધાર કે આસરા વિના લાચાર–નીરા-ધાર મારી સામે ઉભીચ તો તેવી તારી હાલતનો ખેદ સાથ કાંઈ ખ્યાલ કર! જા, નાદાન, તેં મને જે હડહડતું અપમાન કીધુંછ તેનાં બદલામાં હું ભલાઇજ તારા સાથ વાપરૂંછ ને એક ઓફર તુંને કરૂંછ. આએ મારા મેહલમાં રેહવાની તુંને ઓફર કરૂંછ–પણ–પણ–એક મોહરદાર તરીકે નહીં પણ મારી એક કમીની નાચીઝ નોકર કે આયા તરીકેજ રહેવાની ઓફર કરૂંછ! જા, હજી બી એટલી મારી, ભલાઇનો લાભ લે નહીંતો એક અરધી વીના રખડી–રઝલી કુતરાને મોતે મરસે."

અને એટલું બોલી જાંહાંગીર ગરરીમાં ફુંકરાતો જવા કરતો હતો, તેને અટકાવી પરીને પોતાનો ધ્રુજારો ચલાવ્યો જેથી આ લુચ્છો ઠરીજ ગયો.

"સબર! તું બોલી ચુકયો તો હવે મારૂં છેવટનું સાંભળી લે! નીચ ચંડાળ! કમીનાં કુતરા! તારી આવી ભલાઇને ધીકકાર ને ફીટકારથી હું

ઠોકરે મારૂંછ! બેશરમ પાપી! તારા જેવા જુલ્મી બદકાર દોજખી દેવ જેવા સેતાન રાજાનાં રાજ અમલમાં વસવા રહેવા કોઇ બી ઓસ્યાલી દૈયત સાફ ના પાડી એકાદ સીહા જંગલમાં વીક્રાલ જનાવરોની સંફમાં રહેવા હજાર દરજ્જે વધુ ખુશી દેખાડશે! ઓ નીચ! તારા જેવા પ્રપંચી લુચ્ચા અને મોરનાં પીછમાં કાગડાનાં હાથ હેઠળ કદમ-બોસી કરી ઓસ્યાલે અવતારે હાથ જોરી ટુકરો રોટલી માંગી ખાવાનાં બદલામાં તારી આયા દાયા તરીકે આએ મેહેલમાં રહેવાનાં કરતાં, હું મુખે મરસ—ઘેરે ઘેર રખડી રઝળી મારૂં પુરૂં કરસ—નહીં તો હજારો હજાર કંગાલ મો'તે મરી જવાને વધુ પસંદ કરસ સમજ્યો! તારા હાથમાં આવી પડેલી ઓચીંત દોલતથી ફુલેલા દેડકા માફક ફુલી ફાલી જઈ તું હાલ તો અમનચમનમા મોજ મારેછ, પણ યાદ રાખજે, ચંડાલ, કે ભવી-શમાં મારી હાલતે તુંને કુતરાને મોતે મરવું પડશે! આએ બુરા મીત્રો માત્ર પૈસાનાં ચલકાટથી આંધળા બની ખુશામદ કરી તુંને મીઠું મીઠું પીરસી દોલત આરોગી જાયછ, તેજ બુરા મીત્રો તારી પડતીમાં તુંને રખડતાં કુતરાં માફક તવલી મરતાં જોવાને રાજી થશે, એ મારા બોલને યાદ કરજે! તારો તુમાખી તોર, તારૂં જુવાનીનું ગુમાન ભર્યું જોર, આંખના પલકારામાં જમીન દોસ્ત થઈ જશે. ભલા ભલા રાજકરનાઓ ને સાહેબી કરતા ધનવાન માલેતુજાર શેઠયાઓ પોતાનાં તુમાખ અહંકાર અને તકોબરીની નાશકારક ધુંધમાં દુન્યાને વશ કરી જીત મેલવવાના મીથ્યા ફાંકો રાખતા જમાનાની ગીરદેશથી, ખુદરતના અણદીઠ કેહરથી, ચઢતીની કીરતીવંત ટોંચપરથી પડતીની પાયમાલીમાં આંખના પલકારામાં ખાક વચ્ચે લોટતા કંગાલ્યતમાંજ મારગે લાગી ગયાછ, તો ઓ નીચ, નાતરસ હેવાનથી બદતર છોકરા, તારા જેવા નાચીઝ કમીના કુતરાની હાલતબી એવીજ કીસમે થઇ પડશે, એવી તારી હાલતની ગરૂર અને તુમાખી વર્તણુંક બેતકરાર સીધ્ધ કરી આપેછ. જેઓ ધરતી માથે લઈ ફરવાની જોરાવરી, તેંહકરાઈ—હેંકરાઇને સરકસી કરેછ, તેવા મગરૂરો તેજ ધરતીની ખાક ચુમતી હાલ-તમાં આયંદે લાઇલાજ સીકસ્ત ને આજેજ થઇ પડેછ."

ભોલી પરીનનો દમ જોરથી બોલતાં હાંરી આવવાથી થોડો વખત દમ ખાવા ઉભી. તેના ધીકકારભર્યાં શબ્દો આ બદમાસ લુચ્ચાની છાટીમાં કાટીલ તીર માફક ઝેરી લાગ્યા, તે તદનજ ઝંખવાણો પડી ગયો. એક ઓરત જાત તેને આવી તીરસ્કારભરી રીતે બોલે તેની હીણુપસ્તીમાં આ બાયલો થોડો વખત તો ગુંગલાયા કીધો, મગર એવી ઓરતથી હીચકારી

રવેશે ડરીને ચુપ બેસવાનાં દેખીતા બાયલાપણાંનાં તોહમતમાંથી છુટવા આ બદમાસે હીંમત એકઠી કીધી અને તેની સામે બોલવાની હીંમત કરતો તે બોલ્યો.

"એંહ! એટલી બ–બ–બ–બધી ચેંચી તું ઈન્જારદી–પીન્જારદી કમીની ક–ક–કંગાળ ધરાવેછ? રાંડ, તું–તું–ક–ક–કોણુને એમ બોલેછ? તું જાણેછ કે હું લખોપતી છેઉં, જારે તું એક ભીખારી છે. દોરડી બળે પણ વળ નહી છુટે! તું પડતીનાં પસ્તાવામાં આવી પરીછ તોબી રાંડ નીચ કમીની તું તારી તેંહકરાઇને ગુમાન ભુલી જતી નથી? એ પાણીએ કાંઇ વાળ ચરે નહીં! જા એમજ છે તો હું તુંને મારા મેહલમાં મારા આશરા હેઠળ રેહવા રાખવા ધીક્કાર સાથ ના પાડુંછ—જા, રસ્તે ભીખ માંગજે, કુતરાંની કાંની રખડજે! તું એવેજ લાએકની છે. આજથી આઠ દીવસની અંદર તુંને આએ મેહલમાંથી કાંઈબી મારી ધણ્યાતી ચીજ લીધા વગર–દરદાગીનાં લીધા વગર--એકદમ ચાલી જવાનો તુંને હોકમ કરૂંછ—સમજી, નહીં તો મારા માણુસ પાસ તુંને ધીક્કાર સાથ ધકકા મરાવી ફજેટ ને પોગલી કરી બાહર કહરાવશ, તારેજ તું ઠોકરાઇને ઠેકાણે આવી પગે હાથે લાગતી મારી આગળ પાછી આવશે." અને પોતાની ફ-તેહ માટે ગરૂરીમાં મુછ મરડતો તેની સાંમે ઉભો.

"બસ એટલુંજ, નીચ કુતરા, બીજું દારૂની જુમમાં વધુ બકની! યાદ રાખજે કે આએ બધા બોલેલા બોલોનો તુંને ખુદરત તરફથી માહ-ભારત દંડ આપવો પડસે! લ્યાનતી કુતરા, તારા જેવા કમીના ને હલકા હેવાન સાથ આઠ દીવસ તો શું પણ આઠ કલાકબી રેહવાનું હું નામુ-નાસેબ ધારૂંછ—તું મને આંઠ દીવસમાં ધ-કા મરાવી બાહર કહરાવાનો ફાંકો રાખેછ, પણ હું આએ તારાં સેતાન્યત ભરેલાં રાજમાં આઠ ધડીબી હવે ઉભી રેહનાર નથીજ! મરઘો વાસે તોજ સવાર પડતી હોસે? તું કમીનો મને તારે આસરે રાખસે તોજ હું જીવસ ને નહીં તો નહીં? આહ! હીણપસ્તી ને હડધુટ, ગરીબાઈ ને મુફલેસી હાલ મારે ફાલે આવીછ, તો તે તારે માટેબી ભવીશમાં આવે! હું કાંઈ તુંને ભુલી જવાની નથી, કંગાલ! હું જીવસ તો તારી પુઠ પકરી રાખસ, ને હું મરી જવુસ તો ભુટ થઇનેબી મારો કીનો લેવસ! લ્યાનત છે તારી ઉપર હરામખોર કુતરા, હેફ પડજો તારી પર!" અને એટલું બોલી ઉસ્કેરાએલી હાલતમાં ધીક્કારની એક છેવટની નજર નાંખી ત્યાંથી ગુસ્સાભેર ચાલી ગેઈ. તેનો વીક્રાલ ચહેરા તરફ નજર કરવાને વટીક જાંહાંગીર ડર્યો! તેની આંખમાં ધીક્કાર અને વેરનો એવો તો ઝનુની આતસ પ્રગટી નીકલ્યો હતો કે તેમાંથી

ગેયા ધગધગતા ઇંગારનાં સોલેસોલા બાહર નીકળતા જાંહાંગીરને દીસ્યા. પરીન કોઇનેબી સરોપરો રાખ્યા વિનાં અર્ધાનો બાધો ને અર્ધો ખુરદો કરી નાંખે એવીજ ભરભર બોલી હોવાનો ખ્યાલ જાંહાંગીરને હતોજ, મગર જાંહાંગીર સામે તે એવી તો કીસમથી જુસ્સા અને જનુનથી બોલી ચાલી ગેઈ હતી, કે આ બાયલો હીચકારો, જાણે કે વીજલીનાં જોરાવર પ્રવાહ તેનાં તનબદનમાં એચીંત પેવસ થયો હોય એવી અદાથી, ધાસ્તીથી ફગલાએલે, થોડીક પળ જાણે કે એકાદ ભુત જોયો હોએ એવી કીસમથી ઉજલો પુની જેવો બની, ત્યાંનો ત્યાંજ મીનનાં પુટળાં માફક સુધબુધ ખોહી બેઠો હોય એવી કીસમથી જમીન સાથ ચીટકીજ રહયો !

થોડીક પળ પછી પોતાની બેભાનીમાંથી બીદાર થયો હોએ એવી અદાથી ચોંકી પોતાનાં ધ્રુજતા હાથોએ આંખ ચોલવા લાગ્યો, અને પરીન છે કે ચાલી ગેઈ તે જોવા ધીમે પણ ધ્રુજતાં કદમે પોતાનો ગભરાટ છુપાવતો 'સમર—હાઉસ'માંથી બાહર નીકલી દુરવેર નજર કરવા પડયો, મગર તેની નજરે કાંઇ ન દીસવાથી તે ધીકકાર સમેટ બબડયો, "છટ! ઓલબોશ એન્ડ નોનસેન્સ! એ ભીખારી દુકતી મને હવે કરવાની તે શું છે? મુએલો સીંહ એકાદ નાનાં ઉંદરને વટીક શું કરી શકે? હા—હા—હા—હા—હજીબી કેવી તકોબરી ને મીજાજ! જીવસે તો મારી પુઠે લાગશે ને મરશે તો ભુત થઈ મારો પીછો નહીં છોડશે! કેવી વાહીયાત વાત! એવી કંગાલ દુકતીથી હુ સાને વાસ્તે બીહું! આએ સેવક પાસ દોલતની રેલછેલ એવી છે કે પાનને ચુનો લગારે એમ ચાંચરની માફક એ દુકતીને છટારી—નાખું."

---

# પ્રકરણ ૫૧ મું.

## 'પરીન પેલેસ'ને છેલ્લી સલામ.

આયંદે બદમાસ જાંહાંગીરે અભાગણી પરીન ઉપર પોતાનું આગલું વેર લીધું. તે જેમ પોતે હડધુત થયો હતો તેનાં બદલામાં આ ધુરાંએ આ દુઃખીનાં દુઃખપર ડાંભ દેવાની નીચ યુકિત રચી, મગર આ બદમાસને એવા તો વાણુંજાણી ભર્યા સખુનો સાંભળવા પડયા હતા, કે તે જન્મ સુધી યાદ કરે! જીવસ તો પુઠ પકડશ ને મરી જવશ તો ભુત થઈ

હેયરાન કરશ એવા છેલ્લા પરીનતાં શબ્દો જાંહાંગીરનાં કાનમાં ગનગન્યા કરતા હતા, અને આવા ચેતવણીના શબ્દોને હાલ તો આ બદમાશ તદનજ હસી કાઢતો હતો.

પોતાને થયલાં ધીકકારભર્યાં અપમાનથી પશેમાન થઈ આ ભલી બાળા પોતાના ઓરડામાં ગેઈ અને દુસ્કે દુસ્કે આંસુઓ રડવા લાગી! અફસોસ! જે બાગ્યશાલી ધનવાન અબળા ગમી અને બેકરારી તે શું તે મુદલજ જાણુતી ન હતી, જેની નાજુક આંખોમાંથી પોતાનાં રૂડાં બાયગ વેળા એક આંસુ ખરી પડવાની કમનશીબી તેણીએ અનુભવી ન હોવાથી, તે હાલ કીસમતની કમનશીબી વચ્ચે કોઈનાંબી દીલાસા યા દીલસોજી વગર ગોવા લોહીનાંજ આંસુઓ રડતી હતી. આ પારકાનાં મેહલમાં ઓસ્યાલે અવતારે એક રાતબી ન રેહવાના ઠેડાવપર આવી, અને તેજ રાતે પોતાનો બાપીકો વહાલો મેહલ સદાનો છોડી જવાનો આ અભાગણીએ મજબુત મનસુબો કીધો.

એકાએક પોતાનાં ગમખ્વાર વિચારોમાંથી તે બેદાર થઈ. તેને પોતાની કબાટ ઉંઘાડી અને તેમાંથી મરનાર સપલશાહની છબી બાહર કાઢી તેને વાહલથી ચુંબન કરી તેને પોતાની ચશ્મોએ જોતી આગલી પાછલી યાદ કરી આંસુઓનાં ધોધ રડવા પડી. પોતાની હાથમાં ધરવાની નાલ્લી બેગ ઉઘાડી અને તેમાં તે સબી સંભાળથી મુકી, કબાટ આગળ પાછી ગેઈ, જે વેળા તેની આયા તેની ખીદમતમાં આવી ઉભી. જાંહાંગીર સાથ પરીનને બાગમાં જબરી જુંબેસ લાગી હતી, તે એતેફાક આ આયાનાં સાંભળવામાં આવેલી હોવાથી પોતાની બાઇને દીલાસો દેવાનાં ઇરાદાથી તે અંદર આવી, અને પરીનને બધી તૈયારી કરતી જોઈ તે જાંહાંગીરનાં કેહવાથી મેહલ છોડી જતી હતી કે કેમ તેની ચીંતામાં ઉજલી પુની જેવી બની પોતાની બાઈ આગળ આવી, અને રડતી ચશ્મોએ પુછવા પડી. "બાઈ! બાઈ! શું તમે—તમે—ચ—ચ—ચાલી જાઓછ!"

"હા! આયા! આએ પારકાં મેહલમાં હું એક ઘડીબી ઠોબવા માંગતી નથી. હું મારો જીવ કાહરીને મરી જવશ પણ આએ લુચ્ચાનાં ઘેરમાં એક ઘડી બી ઠોબવાની નથી."

"અરે બાઈ, બાઈ!" તે દુસ્કે દુસ્કે રડવા પડી. "બાઈ! તમે શું કરશો—કાંહાં જશો? હું બી તમારી સાથે—"

"નહીં એવી ઘેલી નાં થા! હમણાં તો હું જરા બહાર જઇ પાછી આઉં છ!—તું જા અહીંથી."

આયા બીચારી ઉભી ઉભી રડવા પડી!

પરીને પોતાની કબાટમાંથી થોડાક રૂપ્યા બાહર કાઢ્યા પોતાની બેગમાં તેને મુકયા અને રડતી ચશ્મોએ બબડી. "આ પારકા મેહલની બધી ચીજો પારકી સમજુંછ, ને તેવી ચીજો લેવી હું હરામ ગણુંછ! આએ મારી પોતાની મહેનતનાંજ હું રૂપ્યા લઇને અહીંથી જીવ જીવાય ત્યાં જાઉંછ-પણ એક પારકી અરધી એક કપરૂં-ચપરૂં બી લેઉં તો હરામ બરાબર છે!"

તેબલ આગલ આવી ખુરસીપર બેસી આંસુથી ગોયા આંધળી બનતાં આ અભાગણીએ એક ટુંક ચીઠી લખી કાઢી, જે અરસામાં આયા તો બાઇને ફુગલાતી જોતી એક બાજુ રડતીજ ઉભી રહી હતી!

"બેવફા ને લુચ્ચા છોકરા" તેણીએ ધોધમાર આંસુઓ વચ્ચે લખ્યું. "તારા રાજમાં રેહવાને બદલે હું હજારો કંગાલ મો'તે મરી મારી જીંદગી પુરી કરવાનાં ઇરાદાથી તારો મહેલ સદાની છોડી જાઉંછ ને મારી જણસ-મારાં કપરાં ચપરાં એ સર્વે ચીજ મેં પારકી ધારી કાંઈ બી ચીજ લીધા વગર તારો આસરો સદાની છોડી જાઉંછ! તારા જેવા પાપી બદમાસની હકુમત તળે એ થાળી રોટલી ખાવાના કરતાં હું આપઘાત કરીને મરી જવસ. નીચ હેવાન! તું ઇનસાન નથી પણ હડહડનો હેવાન છે—યાદ રાખજે કે હું જીવસ તો મારૂં વેર લેવા તારી પુઠ પકરસ, ને કંગાલ મોતે મરી જવશ તો ભુત થઇને બી તુંને હેરાન કરસ."

એટલુંજ લખી તે ચીઠી તેજ તેબલપર મુકી અને ડુસ્કે ડુસ્કે રડતી તે જવા ઉઠી, અને ભારી પગલે ધોધમાર આંસુઓ રડતાં તે બારણાં આગલ આવી પણ આયાએ રડતી ચશ્મોએ તેને જતાં અટકાવી. મગર તે પોતે મોડેથી પાછી આવવાનું બાહણું કાઢી ઝડપથી પાછલે દાદરે ધીમેથી ઉતરી પડી અને બાગમાંથી બાહર પડી મેહલનો દરવાજો છોડી એક છેલ્લી ચશ્મ તે બાપીકા પ્યારા મેહલપર ફેરવા ઉભી,

ઓ! તેનાં જીગરમાં થતી નાસીપાસી નામોશીનું વર્ણન કેમ થઇ શકે? તે બેઅખત્યાર રડવા લાગી! આહ! જે મેહલમાં તે રાજકરતી શેઠાણી તરીકે મોજ મારતી હતી, તેજ પનોતા પ્યારા મહેલને નામોશી અને હીણપસ્તીની હડધુટમાં તમામજ ભીખારી સ્થીતીએ છોડી જતાં આ દુ:ખી અબળાનાં જીગરમાં માહાભારત દુ:ખ બરપા થયું, અને દચકાંઓ ખાતાં તેની કોમલ છાટી દુ:ખવા લાગી. ધોધમાર આંસુઓ ચાલુ રડતાં

તેની નાજુક આંખો લાલ થઈ આવી ગોયા સુજી આવી હતી, તેનો જીવ બેતાબ માહી જતો હતો છતાં બી પોતાનાં બાળીકા મેહલને છેવટની નજર જીગરનાં ઊંડાંણથી નિશ્વાસ ફેંકતી ત્યાંથી બહાર પડી રસ્તાનાં નાકાં પર આવી અને ખાલી ગાડી તેને મલી જતાં તેમાં તે બેસી ગેઇ અને રામદાસની ચેલીપર ગાડીવાલાને ઝડફથી હાંકવા કહ્યું.

રામદાસની ચેલી આવતાં ગાડી ઊભી રેહી અને ગાડીવાનને પૈસા ચુકવી આપી તે નાકેનાં ગાળામાં ઊપર ચડી, જાં પેલી મક્કરખોર અબળા નાંજાંમાય રહેતી હતી.

આ વેળા નાંજાં બાહર ગઈ હતી, મગર પાસેની ઓરડીનાં બાકુને જણાવી ગયલી હોવાથી તથા નાંજાંનાં ઓરડાનું બારણું અળગુજ હોવાથી પેલાં બાકુતે પરીનને નાંજાંના ઓરડામાં બેસવા કહ્યું અને પરીન છુટકારાનો લાંબો દમ ખેંચતી આ મક્કારે ઓરતનાં ઓરડામાં થોભી. તેણીએ ઓરડામાં ચોમેર નજર કીધી અને એતેફાક તેની નજર ખુણાંની તેબલનાં એક ખુણામાં મુકેલા એક શુશોભીત કારીગરીનાં બોકસપર પડી અને તે હાથમાં લઈ અજાયબીથી બબુડી. "આએ દીલ્હીની કારીગરીનો બોકસ તો મારો હતો ને એના કબજામાં કેમ આયો? ઘણું અજબ જેવું! કદાચ-કદાચ-પણ જોઉં તો ખરી કે એ બોકસમાં એ શું મુકેછ તે!"

જે સુંદર કારીગારીનો મોંઘો બોકસ પરીન પોતે વાપડતી હતી, તે આ લુચ્ચી ઠગારીને કદાચ મરનાર સપલશાહે યા તો જહાંગીરે આયો હોય યા તો આ ઠગારીએ હાબો હાથ કીધો હોય એમ વિચારી તે બોકસની છુપી સ્પ્રીંગ તલ્યાંનાં એકાદ ખુણામાં આવેલી તેને તુર્ત દાબી અને ઉપરનું ઢાંકણું એકદમ ઉંઘડી ગયું. ગોલાબી રીબનથી બાંધેલાં જુનાં કાગજનું એક પેકેટ પરીને જોયું, અને કોઈની અસલનાં વખતની હાથીદાંતપર ચીતારેલી નાની સબી સાથની લોકેટ કે જેની બૉરડર આસપાસ ઝીણાં મોતી મઢી લીધાં હતાં, અને જેને એક બલુ મકબલના નાના ડાબડામાં રાખી હતી તે લોકેટ પરીને જોઈ. કોઇ જુવાન ગબરૂ અને સોહામણા ચહેરાનાં મર્દની હસ્તા મુખડા સાથની સબી પરીને દીઠી; અને તેનાં પોહળાં કપાલ અને જોનારને ખુશ કરે એવો દીલખુશ મુખડો જોઈ કોઈ ખાનદાની જુવાનની આ ચીતારેલી સબી હોવાની તર્ક તેણીએ બાંધી. કાગજપર સરનામું બી કોઇ મર્દને હાથનું હતું, અને તે નાંજાંને નામનાજ હતાં

"આહ!" તે મનસે બબડી. "આવા જરદાર અને ગબરૂ દેખાતા જુવાંનની આવી મોતીમાં મઢી લીધેલી સબી આ લુચ્ચીના હાથમાં કેમ

આવી હોશે? એના જેવી મક્કારે ઓરત સાથ આ મરદને શું સનાનસુટક હોસે? એક વખત મને નાંજાં એની રીતે આવી કહી ગેઇતી કે મારાં મરનાર માયજીએ કોઈ મરદ સાથ એના લગન થતાં અટકાવ્યાં, તો તે એજ મરદ હોસે! ને આએ બધાં કાગજોબી તેનાંજ લખેલાં હોશે! ઠીક! આએ કાગજ ને લોકેટ હાલ તુલીકતો મારી બેગમાંજ નાખી દેઉં, કદાચ-કદાચ—એ ઉપરથી મારાં માયનાં ખાનદાનનો કાંઈ પત્તો મલેબી." એમ બોલી આસપાસ નજર ફેંકી પોતાની બેગમાં પેલી લોકેટ સાથનો મકમલનો કેસ તથા કાગજનું પેકેટ સંભાલથી મુકયાં, અને વખત થઈ જવાથી તે ધીમે પગલે ઓરડાની બાહર જવા નીકળી.

નાંજાં બરાબર તેને સાંમે મલી ગઈ. પરીન તેની ખાસ મુલાકાત લેવા આવી હતી, તે જોઈ મનમાં આ લુચ્ચી જેમ મલકાઇ તેમજ ગરૂર બની કાકે જ્યારે તે 'પરીન પેલેસ'માં મરનાર સપલશાહની પહરેણી તરીકે હતી, તે વેળા બાજે વખત આ છોકરીએ તેને અપમાનો કીધાં હતાં, તે આ વેળા યાદ આવવાથી તેનો બદલો લેવાનો વખત આવેલો હોવાથી નાંજાંના ઘરમાં ચાલીચલાવી તેને શોધતી પરીન પોતેજ આવેલી હોવાથી મગરૂરીથી ને ફુગાએલા દેડકા માફક ફુલી ગઈ.

---

## પ્રકરણ પર મું.

"પાઠ જો કરકસા નારી જીતેજી નરક હય ભારી—
સમપત હો સારી બરબાદ જગમેં—"

"મરેરે?" નાંજાંએ પોતાનાં ઘરમાં ચાલીચલાવીને પરીનને આવેલી જોઈ પોતાનાં મકકર ચલાવતી તાજુબીથી બોલી ઉઠી "તારાં પગલાં અહીં કાહાંથી દીકરી! ભલે! ભલે! ચાલ વારૂં હવે ઠેકાણે આવી! મારા જેવીને યાદ કીધી તો ભલે ચાલ."

"નાંજાંમાય! હું તમારો વખત ખોહવા માંગતી નથી પણ મને બે ત્રણ ખુલાસા માટે સવાલો પુછવા હું અહીં આવીછ" પરીને ગુસ્સાથી કહયું, અને જાણે કે તે માત્ર ફરજની મારી તેની સાથ વાત કરતી હોય એવા દપે તે ધીક્કારની નજર કરતી તેની સાંમે ઉભી.

"પુછની માય શું ખુલાસો જોઇયેછ? પરીન દીકરી! શું પુછેછ?"

"મારૂં નામ પરીન નથીજ એ તો તમે એખલાંજ જાણોછ! તો ખરૂં શું છે તે મને નહીં જણાવો?"

"નહીં બા તે મારાથી જણાવી શકાય નહીંજ."

"એનો જવાબ તમે નથી આપતાં તો હું એમ પુછું કે મારા-મારા-ખરા પપા કોઈ હૈયાત છે?"

"તેબી હું જણાવતી નથી."

"મારાં મમા તો-તો ગુજરી ગીયાંચ?-તે ખરી વાત કે ખોટી?"

"હા, પરીન, તારાં માયને બેહસ્ત પામ્યાને તો વરસો થઈ ગીયાં." નાંજાં ટેકાવથી બોલી. "દીકરી આજે તું મારી સાંમે ઉભીછ, તે જાણે નકરી તારી માયજ ઉભી હોએ એવી આબેહુબ તું માય જેવી લાગેછ-તેવોજ ચહેરો-તેવુંજ કદ ને મરે સ્વભાવેબી તું માય જેવીજ આકરી છે."

"પણ ત્યારે મારાં મરનાર માયને ધીકકારવાનું તેમજ મને ધીકકારવાનું શું કારણ?" ગંભીર દસ્સાથી પરીને સવાલ પુછ્યો.

"કારણ પુછેછ? આહ! વરસો થયાં આએ કલેજાં બરીને બેપર થાયછ, સમજી! તારી માય દુન્યાની નજરે ગમે તેવી ભોળી ઉતી, પણ મારી નજરે લુચ્છી અને કાવત્રાંબાજ કેહવાય. વળી શેરનાં બચાંજ શેર! તેમ તેનાંજ લોહીમાંથી ઉધરેલીબી તેવીજ કાંય નહીં હોય? આહ! તારી અદેખી માય મારાં સુખમાં આરે આવી નહીં હોતે, તો હુંજ બબે ઘોડાની ગાડીમાં આજે રાજ કરતી રાણી તરીકે સાહેબી કરતે, પણ તારી માયની ભુંડી કરણીનાં ભોગે આવી અવદશા ને આપદામાં હું પરીચ. અઢાર અઢાર વરસ થયાં ગરીબીમાં મારો વખત કાઢવા માટે તારીજ માયનો મોટો વાંક કેહવાય ને તેજ જોખમદાર કેહવાય, સમજી! આએ કલેજું કપાઈ જાયછ, જયારે તે વાત હૈયે ચહરી આવેછ તારે! આહ! મારી સાથ-મને-મને ઓળખાણ થઇ તારે તાહરી માયબી મારાજ ભુરની ઉતી-તે તારા જેવીજ સોહામણી ઉતી ને ઘણાંક વખાણનારાંઓ તેનાં ઉતા ને તે તારા બાપ સાથ પરણી તારે બહુ દોલતવારી ઉતી! ખોદા રાખે કશાંની ખુટ નહીં ઉતી. તેનો ધણી થતો આખાં શહેરમાં ઘણોજ જાણીતો ઉતો ને જેમ તેં જીગરો જાનથી પેલા જસીને ચાહયો તેવીજ અદાથી તેબી તારી માયપર ફીદા ઉતો. હું તારી માય સાથેજ રેહતીતી-સાને વાસ્તે તે-તે-હું જણાવતી નથીજ-ને તેનો સ્વભાવ અદેખો ને તતરવીખો ઘણો બર્યો! ગાય જેવા ગરીબ વર સાથ અદેખી થઇને તેને લીધે થોડાજ વખતમાં

પજરણુ પર્યા કીધું. જો બીજીઓ સાથ વાત કરે કે હસે તો તારી માય દેખી નહીં શકે ને રરીબરી તે બીચારાને પજવે ને સુખી ઘરમાં કંકાશ થાય ને તે છેવટે અદેખાઇની અગનમાંજ બળી મુઈ." એક સરદ હાય તે શેતાન ઓરતનાં કપટી જીગરમાંથી બાહાર પડી.

"આ વખતે મારાં કીસમતની કમનશીબીની શરૂઆત થઇ." થોડોક વાર દમ લઈ તે દગાબાજે આગળ ચલાવ્યું. "આ વખતે મારાં—મારાં—તારાં માયનો ભાઈ ગામથી સીક હોવાથી બેહનને તાંહાં હવા ખાવા આવ્યો. તારી માય જેવો તે ભાઈ દોલતવાલો તે તે વખતે નહીં ઉતો, પણ ગરીબ ઉતો, પણ મોજીલો, ને દેખાવે જીબરૂ ઘણોજ સોહામણો ને મલતાવડા સ્વભાવનો હોવાથી, મને તે જોઇને ઘણો ગમ્યો. હું તે વખતે સત્તરે વરશની હોવરશ, ને તે જીબરૂ મારાથી જરા મોટો ઉતો, મારી સાથ તે શરૂઆતથી ભેલાવા લાગ્યો, ને તે વખતે મારોબી ખેંચાણકારક ચહેરો હોવાથી તથા મારાબી ભરભર્યા સ્વભાવથી હું તેને ઘણી ગમી ને હમે બેઉ જણાં વચ્ચે દોસ્તી થઈ, પણ તારી માય બહુ અદેખી પરીને પોતાના ભાંઈ સાથ આવી છુટથી હસવા બોલવા માટે મને શરમ વગરની કહી ઘણો ઠપકો આપ્યો, ને પોતાનાં ભઇનેબી કંઈ ધમકાવ્યો. તારી માયની હાજરીમાં અમે કાંઈ બોલતાં ચાલતાંતાં નહીં, ને છુપાછુપ બહાર મલવા ભેટવા લાગાં, ને તારા જરી માફક અમે છુપાછુપ લગનના કોલથી બંધાઇ ગયાં ને છુપાછુપ લગન કરી આપવા માટે ગોઠવણ કરી એક દીવસ નકકી કીધો. કોઇને સ્વપ્ને વટીક મુઈ ખબંર પડી નહીં--પણ મુવું નસીબજ ચાર આંગળ આગલ દોરે તે તારી માયના હાથમાં એતેફાક મુઇ તેનાં ભઇની મારે નામની ચીઠી હાથ આવી ગેઈ, તેમા લગનની ગોઠવણ વગેરેનો ખુલાસો લખેલો ત કેટો તારી માયે વાંચ્યો હોશે તે જે દાહરે સાંજે છુપાછુપ પરણી આવવાનું નકકી કીધેલું તેની એક રાત આગમજ તારી માય હાંફલી—ફાંફલી મારી આગલ આવીને તુરતાતુરત બાહર ગામ કોઈ સહીને ત્યાં તેની સાથે આવવા કપરાં—ચપરાં પેક કરવા હુકમ કીધો. હું તો આએ કાંઈ સમજી નહીં ને એકદમ ઠરી ગેઇ કે મારી—મારી—બ—બ—અરે તારી માય થતી એમ શું કરેચ. બીજે દાહરે લગન ગોઠવેલાં ને એકદમ બાહરગામ હું જાઉંબી કેમ! એક તો તે જીબરૂ પાછો ચાર દીવસમાં ચાકરીએ ગામ સધાવાનો, તે એક દીવસ બી ઠોભે નહીં. મેં ગામ કેટલો વખત રેહવાનું તે ગભરાટથી પુછ્યું ને તારી માય થતી મારો ગભરાટ ચેટી ગયલી હોવાથી મને સંચારો આપતી કેહવા લાગી, કે મને બીજે દાહરે પાછી મોકલી આપશે, નહીં તો તે બી સાથેજ બાહરવણે

નીકલી આવશે! આહ! તે વખતે મને સપને પણ ખબર નહીં કે તારી માય થતીનાં હાથમાં મારી ચીઠી આવેલી હોવાથી પોતાના ખાનદાની ભાઇને રેહી સાથ લગન કરતો અટકાવવા માટે ગામ જવાનું જુઠું રોખરૂં કરી ગઇ હતી. મેં મારી ભોળાઇમાં બાહરવણે પાછી આવસ તો ખરી તેની આસામાં તારી માય સાથ બાહરગામ ગેઇ." થોડોક વાર ઠોભી તે બદમાસે આગલ ચલાવ્યું.

"તારી માય પોતાની સહીને તાંહાં ઉતરી અને તે દીવસે મેં જ્યારે જવા માંગ્યું ત્યારે ના પાડયું, કે નહીં હવડાં કાંઇ મારો જવાનો વિચાર નથી, તેમ તુંને એખલી મોકલવાનો વિચાર નથી, વાસ્તે મારી આગળજ રેહે! અરે ખુદા! તે વખતે મારૂં ઉમેદભર જુવાન જીગર ભાંગીને કટકાપુ-કલા થઇ ગીયુંતું તેની હું કોણને ખબર કરવા જાઉં! હું મારાં–મારાં–બ–બ અરે તારી માય થતીને એમ કેમ કેહેઉં કે આજે તો મારાં લગન છુપાછુપ તારા ભાઇ સાથ ગોઠવેલાં છે, તેથી મારે જવુંજ જોઇએ. અફસોસ! મુઇ મારી છાટી ગમગીની ને નાસીપાસીથી તદનજ તે વખતે ભરાઇ આવી, ને તે લગનનો ઠરાવેલો દીવસ છુપાછુપ રડવા બરવામાંજ કારયો, એબી મારા એવાં નશીબજ કેની તે મેં સઘર બીલ્લુ શોધી કાઢયો, કે ચાલ મરે દલદેસરીમાં સ-તર વરસ ગીયાંચ તો હવે સુખમાં તો રેહવસ, પણ તારી બેહસતન માય થતીનેબી શું અદેખાઇ ઉભરાઇ આવી તે મારી સુખની આડે આવી મને આએ હાલટે પુગાડી. મારૂં સુખ લુટી લીધું ને મને જનમો જનમની એ ર–ર–રા–એ બેહસતને દુઃખી કીધી તો મને મારા પેટમા કાર નહીં લાગે? તે મરા ગેઇ તો તેનાં બચ્ચાં-પરબી મને શું ધીકકાર નહીં લાગે?"

નાંજા ઘણીજ ઉશ્કેરાઇ ગઇ હતી, અને તેનો ચહેરો વીક્રાળ બની રહયો હતો. આ બાજુ ઉપર બલી પરીન પોતાનો જાણે કે તાણાં ટપલા સાંભલવાનો અને ખમવાનો પુરો વખતજ આવ્યો હોય તેમ લોહીનો ગોટ ગળી નાંજાંની સાંમે પછવાડે હાથ કરી ઉભી રહી થોડે થોડે વારે નિશ્વાસ ફેંકતી ઉંચે દમે સાંભળવા લાગી.

"એ મહીના બોલ બોલતામાં પસાર થઇ ગીયા, ને હમે પાછાં ઘેરે ગીયાં. માહરી પેહલી તપાસ તારી માયનો જીભરૂં ભાઇને માટે હતી. પણ તે તો હમે ગીયાં તેની આંઠ દીવસમાંજ ગુપચાપ કહયા પુછયા વગર ચાલી ગીયો, એમ જ્યારે મેં જાણ્યું ત્યારે હું દીવસો ને રાત છુપી છુપી જાર બેજાર રરી, કાંકે તારી માયે મારૂં સુખનું સમુળગું સત્યાનાશ જાણી જોઇને

વાળી નાંખ્યું! એ રાંડે જે કારસતાન કીધાં તે હું પામી ગેઈ. એમ તે ચેટી ગએલી ઉતી તો બી મોંનેથી એમ બોલી નહી કે મારા ભાઈ સાથના લગન અટકાવવા એને આવું દોજખનું કામ કીધું! આહા! જારે મને એ બધી સન્તર વરસની કાહણી યાદ આવેછ તારે મારા પેટમાં એવો તો કાર છુટેછ કે જાણે મારૂં વેર વાળી શકાતું હોય તો તેનાં લાગતાવળગતાં પર બી લેઉં. તારી બેહસ્તન માયને ધીકકારવાનો ભરમ હવે તેં જાણ્યો, પરીન! હું તેમ કરવામાં ખરી નથી?"

ટપી આવેલા ચેહરાથી પરીને ધીકકારથી જવાબ આપ્યો.

"નહીંજ! તેથી ઉલટું મારાં મરનાર માયજીએ પોતાનાં ભાઈ સાથનાં તારા જેવી હલકી અને ઈજારદી પીજારદી ચાકરડીનાં લગન અટકાવવામાં એક મોટું પુણ્યવંતુ કામ કીધુંચ તે જોઈને મને તો ઘણો સંતોષ ભરપા થાયછ. મારા માયજી ખાનદાની ઉતાં, ને પોતાના ખાનદાની ભાઈને હલકાંઓ સાથ લગન કરી, આબરૂને તથા ખાનદાનને કાલો કલંક નહી લાગે તેથીજ પોતાનાં ભાઈને નામોશીમાંથી બચાવવા આવું પુણનું કામ કીધેલું ગણાય."

પરીને આયંદે રોકડું પરખાવાથી નાંજાને એવો તો ચટકો લાગ્યો કે ફફડી પડી તે બોલી ઉઠી. "જુઠું તદન ગલટ! કોણ મુઆં પેટ બર્યાંએ કહયું કે હું તારી માયની ચાકરડી ઉતી? પરીન; તુંને કાંઈજ ખબર નથી ને—"

"બસ હવે મારે વધુ સાંભળવું નથી. મારે જવું જોઈએ!"

"પણ-પણ હવે તું કાંહાં રહેશે! મરે! મેં તો સાંભળ્યું કે જીબરૂં જાંહાંગીરે પોતાનાં મહેલમાં રાખવા માંગી પણ તું જીદદી થઈ તેને અપમાન કરી તેં તેને આસરે રહેવા ના પાડયું? ખરી વાત? તારી બોંહસે તેં તારૂં નખોદ વાલ્યું, દીકરી! તેં પેલા લાલચુ લુચ્ચા જસી સાથ પણવાને બદલે એ જીબરૂં લખોપતી શેઠયાનો હાથ કબુલ રાખતે, તો આજે તું આવી રખડતી કંગાળ હાલતમાં આવવાને બદલે ધનનાં ઢગલાપર બેસી રાજ કરતી રાણી તરીકે રહેતે! જા, હજુબી જીબરૂં જાંહાંગીરને પગે હાથે લાગી રહે, નહીં તો એખલા અટુલી કાંહાં જસે?"

"જાંહાંનમમાં! વહીતરૂં કરીને પેટ બરસ, ગરીબાઈ નહીં ખમાસે તો જીવ પર કરસ, પણ એવા ચંડાલનાં પાપી ધામમાં એક ઘડી બી રેહવાનું ધીકકારભર્યું સમજુંછ. ચાલ હવે તારે વધુ ખરૂંનરૂં કરવું નથીજ. હું

મને બધો ખુલાસો કેહતી નથી તો જો હું જીવસ તો પાતાળના પેટમાંથી બી મારા માં બાપ કોણ ઉતાં તે સોધી કાહાડસ. તેં મારાં મરનાર માયને ધીકકારી, હજી તો તેનો બદલો લીધેલો થોડો હોય એવી સેતા-શેતાન્યત વર્તણુકથી તેની હું દીકરી કે જે તદનજ નિર્દોષ તેની પર વેર લઈ મારાં સુખનું સત્યાનાશ વાલ્યુંછ તો જીવસ તો તેનો બદલો ચંડાલ નાચીઝ ઓરત, તારી ઉપર તેમજ પેલા બદમાસ જાંહાંગીર ઉપર લેવા વગર ચુકસ નહીં, મરી જવશ તો ભુટ થઇનેબી હું તારી કેંટ પકડશ. સમજી. બસ મારે હવે તારાં પલીદ ધામમાં વધુ વાર બોલવું નથી." અને ધીકકારની નજરથી તેણીએ નાંજાં તરફ નજર કીધી અને ગુસ્સામાં અને જનુનમાં પોતાનાં હોઠ કરડતી ધસારા બંધ ત્યાંથી ચાલી ગેઈ. ઉપ-રાંસાપરી જફાકારક બુરા બનાવોના અભાગ્યા પરીણામે આ દુઃખી અને અભાગણી અબળા ગોયા દીવાની બની રેહી હતી!

---

## પ્રકરણ ૫૩ મું.

"હય હય મય દુખીયા બેચારી, બડી અભાગન નાર.
દુઃખ પેહ કએસે ઉડે પેહ મોસે, કીહાંવે તું કીરતાર રે;
મય મુઈ ભલી હું, અયસી જગકી જંજાલ જલસે."

ભલા ડોકટર હોમીની દીલસોઝ માતા હીરાંબાઈ પોતાનો દીકરો જે ગ્રાહકને ત્યાં ગયલો હોવાથી, તેનાં પાછાં ફરવાની રાહ જોતી ઓરડામાં બેઠી હતી, તેવામાં પરીનની આયા દુસકે દુસકે રડતી અંદર ધસી આવવાથી કાંઇ બુરો બનાવ બનો હોશે એવી ચીંતાથી ચોંકી હીરાંબાઇ પુછવા પડી જેનાં જવાબમાં આયા રડતી રડતી બોલી, "બાઇજી! હવે શું કરૂં? મારી પરીનબાઈ તો મહેલમાંથી કેડે મારામારી કરી જતી રહી. મારી બાઇને જાંહાંગીર શેઠ સાથ ઘણીજ તણપાંચ થઇને તેને મહેલ છોડી ચાલી જવા કહેવાથી મારી બાઇએ સેઠપર ચીઠી લખીને કેડે ચાલી ગઈ! ઓ મારી બાંઈી એ કેડે કુવો તળાવ કરવા ગેઈ હોસેરે, મારી વાહલી બાઈ!" આયા દુસકે દુસકે રડી ગોધ્યારૂં કરવા પડી.

હીરાંબાઈ આ ખેદકારક સમાચારથી ઘણી હેબટી ગેઇ તોબી બહારથી શાંત રહી આયાને ધીરજ આપવા લાગી.

"અરે બાઈ! બાઈ! હું જાનું કે બ.ઇ અહીં આવેલી હોસે કરી આવી, ને અહીંબી નથી. હવે શું કરૂં? બાઈ જે ચીઠી ટેબલપર મુકી ગઈ તે મેં પેલા જાંહાંગીર શેઠને બતાવી જે વાંચીને તે બી ગભરાઇ ગોયો ને બાઈ કાંહાં ગેઈ તે પુછવા લાગો, અરે મારા ભલી બાઈ! એ તો કેથે મરીજ ગઇ હોસે જો!"

"મરે તારે એ પરીન કાંહાં ગઈ હશે? મરેરે હું ધારતીતીજ કે પેલો મુએો નસાબંદો આએ ગાય જેવી ગરીબ છોકરીને સતાવી બહાર કાહરશે ને તેમજ થયું! મરે! કાંહાં ગેઈ હોશે! મારો જીભરૂં હોમી બી વ-તો છે, નહીં તો તે બી કાંઈ બોર-દોર કરતે! મરે! અસરાફ માલેતુજ્જાર છોકરીપર આએ કેવી જફા ને કેવી કાંહણી, તોબા ખોદા!" હીરાંબાઇ બેહદ દુઃખી બની રેહી.

"બાઇ! હું પેલા મેરવાનદારૂ પંથકીને ત્યાં જાઉંછ. જોઉં તાંહાં કદાચ હોસે." અને રડતી ચસ્મોએ આયા ત્યાંથી ઝડપથી ચાલી ગઈ.

હીરાંબાઈ પોતાના વાહલા બેટા હોમીની અત્યાતુરતાથી રાહ જોતાં હાંફલા ફાંફલા દોડયા કીધાં, અને પા કલાક પછી હોમી દાકેલો અંદર આવી ખુરસી પર બેઠો અને હીરાંબાઇએ ચીંતાથી પુછયું. "દીકરા પરીનને તેં જોઇ? કેંડે મલી?"

"પરીન! માયજી એ મને કાંહાંથી મલે? એટલે! મને સમજ પડતી નથી." તે ભલા ડૉકટરનો ચહેરો ચીંતાથી ગમગીન બની રહયો.

"દીકરા," હીરાંબાઈ આંખપાણી કરતાં ગમખ્વારીથી બોલ્યાં. "ધારેલુ તેમજ એ છોકરી કાંઈ કશું જીવપર કરવાની! એની આયા હમણાં રડતી કુટતી અહીં પરીનને શોધવા આવી ને બોલી કે એ અભાગણીને કાંઈ પેલા જાંહાંગીર સાથ ટંટો થયો ને તેને મેહલમાંથી ચાલી જવા કેહવાથી તેની પર ચીઠી લખી ત્યાંથી એકદમ કાંઇ બી લેયા મુકયા વગર કેથે જતી રહી! મરે પેલા કારમખાએ કાંઈ ઘણું રોખરૂં કીધું હોશે. રખેને એ હરવાઈ જીવપર કરી દે! મરે આએ શુ આફત!"

"હેં શું?" જાણે વીજળીનો ઝટકો લાગયો હોય એમ હોમી ચોંકી ખુરસી ઉપરથી ઉઠી ગભરાટમાં ઉભો થઇ પુકારી ઉઠયો. "માયજી એ કાંહાં ચાલી ગેઈ હોશે? પેલા બદમાશે આયંદે પોતાની હલકાઈ જણાવી– અરે ખોદા–હવે કાંહાં શોધ કર્યે." હોમી ગભરાટમાં અહીંથી તહીં દોડયા કીધો; તેને કાંઈ સુજ પડયું નહીં.

બંને મા–દીકરાં ગમગીન વિચારોની ગીરફતારીમાં ગર્ક ગએલાં ઉભાં હતાં, તેવામાં ઓરડાનાં બારણાં પર ટાંગેલાં દાણાનાં કરટન ખસેડવાનો અવાજ થવાથી તેઓ બંને પોતાનાં વિચારમાંથી બીદાર થઈ તે તરફ નજર કરવા લાગ્યાં, તો અભાગણી પરીનને લડકતી ડોળા ખાતી ભારી પગલે અંદર આવતાં તેઓએ જોઈ.

હીરાંબાઈ વીજળી વેગે તેની પડખે દોડી પોહચી અને હોમી પણ ઝડફથી તે તરફ ગયો. ચોમેરનાં દુઃખના માહભારત મારાથી આ કોમળ છોકરી એવી તો નાતવાન બની ગેઇ હતી કે હાંફતી હાંફતી નજદીકનાં સોફા પર ફસડાઇ પડી અને આંસુઓનાં ધોધમાર દર્યાવ રડવા લાગી. હીરાંબાઇએ તેને સંચારો આપતાં પોતાની ગોદમાં વાહલથી દાબી રાખી.

અરેરે! આ તજાએલી અને હીણપસ્તીની હડધુતનો જાબજા ગેર-ઇન્સાફ પામેલી અભાગણી બાળા દુઃખનું જફા કારક અને દયાજનક ચીત્ર જેવીજ લાગતી હતી! ખમી ન શકાય એવા દુઃખનાં માહભારત બોજા હેઠળ થોડાજ દીવસમાં તે એટલી હદ સુધીની કચડાઈ ગેઈ હતી કે આગ-ળની તનદરોસ્ત, સ્વરૂપમાન પરીન. અને હાલની નાતવાન અને મો'ત જેવા ફીકકા ચહેરાની પરીન વચ્ચે આસમાન જમીન જેટલો માહભારત અંતર પડી ગયો હતો. દુઃખનાં ચોમેર તરફનાં ઓચીંટ હુમ્લાથી તે ગોયા દીવાની બની રહી હતી!

પહેલી હરોલમાં તેનું દર્દમંદ જીગર એટલી હદ સુધીનું ગુંગળાતું હતું કે પરીન કાંઈ બી બોલી શકી નહીં; આયંદે તે લડડતી જબાંને બોલી "પેલા જ—જાંહાંગીરે મને-મને હડધુત કીધી ને—ને-હું ચાલી ગેઈ."

"કાંઈ નહીંરે દીકરી! તુંને મારી આંખપર રાખસ! મુઆ નશાબંદાએ આંવા કારસ્તાંન કીધાં તો બળા લેતી. તું મને તારી માયેજ ગણજે, દીકરી!"

"ને આએ ઘેરમાં તું હમારી મોહબતવંતી પનાહ હેઠળ સુખ ને સંતોષ વચ્ચેજ રહેસે એવી ખાત્રીથીજ તું અહીંજ રહેજે, બહેન." હોમીએ પરીનનો હાથ માયાથી ધરી દીલસોજી બતાવી.

"તમારા હેશાંનનો બદલો હું વાળવાને તદન અશકત છેઉ" તે નાતવાન અને ફીકકું હસ્તાં ધીમેથી બોલી. "હું રાતોરાત પેલાનાં ઘરમાંથી નીકળી નાંજાંમાય આગળ ગઇતી, ત્યાંથી ભુતખાનાંમાં જઈ મારી અસલની આયા હસમતને મલી આવી ને તાંહાંથી-તાહાંથી હું તમુને છેલ્લી સ—સલામ છ—છ—છેલ્લી ભેટવા ને જ જ—જસીને છેલ્લી વખત જોવા આવીછ" અને આગલી પાછલી યાદ આવતાં તે ધ્રોધમાર રડવા પડી.

"છેલ્લી ભેટવા? એટલે! તું શું અહીંથી કાંહાં જવાની? નારે બા. હવે તો તુને મારી આંખપરજ મારી દીકરી કરીને રાખસ જો! એમ ના બોલ! ના રડ, દીકરી, ના રડ, ચાલ, જરા બુકબાચક મોંહનામાં નાંખ, નહીં તો ચાહ બીસ્કીટ લે કે જીવ ઠરે, દીકરી."

પણ પરીને—કાંઇબી લેવા ના પાડી. તે કેટલાક દીવસોની દુઃખનાં મારાથી, ઉજાગરાને લીધે એવી નાતવાન બની હતી, અને આજે સાંજની તેની ઉપર પડેલી જફાથી દીવાનીની અદાથો 'પરીન-પેલેસ'માંથી ભુતખાનામાં, અને તેમાંથી હોમીને ઘરે ચાલી આવતાં તે એટલી તો થાકીને લુસ થઇ ગઈ હતી, કે ભલા હોમીએ તેને વધુ હુસ્યાર રાખવા બ્રાન્ડી સોડાનો દોઝ આપ્યો.

"બાઈ, જસી કેમ છે—કાં છે? હવે ખાસ્તીભર્યું તો નહીં હોસે!" બેકરારી અને અધીરાઇથી પરીને પુછ્યું.

"જેમ છે એમજ બેભાનીમાં છે. કોઇવાર લવારો—બકારો કરેછ તો કોઇવાર શાંત રેહેછ! એનાથી ખરાબ કેસ મારા હાથમાંથી સારા થયલા છે તો એનો કેસબી સુધરવાની હું વકી રાખું છ." હોમીએ તેને ધીરજ આપી.

"ઓ! હું કેવી આભારી છેઉં! વાહલા બાઈ! તમારો આભાર હું કેમ ભુલસ! બસ મને છેલ્લીવાર—એકવાર એને જોવા દેઓ! હું અહીંથીતહીં રખડતી રઝલતી છેક મોડી રાતે તમુને કંટાળો આપવા પણ છેલ્લીવાર એને જોવા આવીછ—મને ખુદા ખાતર લઈ જાઓ."

"નારે દીકરી! ઉતાવલ શું છે! જરા જીવ ઠરે ને સહવારે જોજે કાંહાં નાહું ગીયુંચજે! હાલ તો જીભરૂં જરા અલેટાઇ જા."

"ઓ નહીં! નહીં! મારો સુખન એટલો કબુલ રાખો. મને છેલ્લી ઘડીએ એને એકવાર એકાંતમાં મળવા દેઓ! મારો—મારો જીવ ભરાઈ રહયોછ ખુદા ખાતર મને લઈ જાઓ!" અને પરીન દયકાં ખાઇ રડવા પડી.

હીરાંબાઇએ તેને શાંત કીધી અને તેને જસી આગળ ઉપર લઈ જવા માટે હોમીને આગ્રહ કીધો, અને પરીન સોફા ઉપરથી ઉઠી અને હોમીનો હાથ પકડી તે ધીમે કદમે જસીને જોવા ઉપર ગેઈ. તે અભાગણીથી બરાબર ચલાતું વટીક ન હતું અને તેનાં પગ અને હાથ ઠરઠર ધ્રુજતા હતા એટલી બધી તે નાતવાન થઈ ગઈ હતી.

હોમી તેને છેક ઉપરનાં મજલા ઉપરનાં એક ઓરડામાં લઈ ગયો જ્યાં એક બીછાંણુંપર હાલચાલ કર્યા વગર ઉજલો પુની જેવો જસી

આંખ મીચી ઉંઘમાં પડયો હતો. હોમીએ તેની આગળ ખાસ એક આયા રાખી હતી તેને ઇસારત કરી હોમીએ ઓરડાની બાહર જવા કહ્યું, અને ઘણુંાંજ અળગાં કદમે તે પરીનને લઇ જસીનાં બીછાંણાંની લગોલગ જઈ પુગ્યો, અને માયાથી પરીનનાં કાનમાં ધીમેથી બોલ્યો. "બેહન ! એ હાલ લોપણમાં છે, માટે ખુદા ખાતર જરા શાંત ને સાવધજ રેહજે."

પૈસાપર મરી રહેલો અને જુઠી જાનફેશાનીની ફીદાગીરી બતાવનાર આ લાલચુ અને બદમાસ, તથા ધનનાં ઢગલા ઉપર ધનાઢ્ય અને માલેતુજાર હાલતમાં શેઠયો થઈ બેસવાનો ફાંકો રાખી બેહેલો, આ કંગાલ પોર્યો મોત જીવત વચ્ચે ડોળા ખાતો બેફામીમા પડયો હતો. સ્યાહીનાં બરબાદીભર્યા ભયાનક ને અભાગ્યા દીવસ પછી છેક તેજ દીવસે પરીને તેને આવી ડામાડોળ સ્થીતી વચ્ચે પડેલો દીઠો. અરે ! જે બદકાર જફાકાર લાલચુ જુવાનનાં ભુંડાં કારસ્તાનથીજ 'પરીન પેલેસ'નો ભલો અને પરોપકારી માલેક ઓચીંતી રીતે આ જેહાન છોડી ચાલી ગયો હતો, તથા જે ભુંડાની લુચ્છાઈ અને દગાઇથી પરીનનાં સુખનું સત્યાનાશ વલ્યું હતું, અને તે આ દુન્યામાં અરથી વિનાની રખડતી લાચાર બની રેહી હતી, તેજ બદમાસ અને પાપી જુવાનને જોવાને તલપી પરીન અધીરતાની તાપથી ગોયા બળતી જોવાથી, હોમીનું દીલ ગોયા દયાથી દાઝી જવા લાગ્યું અને આ બેવફા તથા બેવચની પોર્યા ઉપર નિર્દોષ પટંગ્યાં પેરે આ ભોળી છોકરીનાં દર્દમંદ જીગરમાં સાચી જાન ફેશાનીની મજબુટ લાગણી હજીબી જારી રહેલી જોઈ હોમી ઘણો તાજુબ થયો.

જસીનાં મોંત જેવા ફીકકા ચહેરા ઉપર આ દુ:ખી અબળાએ પોતાની ચશ્મ ટાંકી અને તેનું હૈયું ભરાઈ આવ્યું, મગર પોતાનાં રડવાથી તે ઉંઘમાંથી બીદાર થાય એમ ધારી તેને પોતાનાં હોઠ મજબુત દાબી રાખ્યા. તેને દયાની નજરથી હોમી તરફ જોઇ અસારત કીધી અને હોમી તેની મતલબ પામી જવાથી તે ઓરડામાંથી ધીમે કદમે બહાર નીકલી બારણું બંધ કરી નીચે પોતાની માતા આગળ આવ્યો.

પરીન બીછાણાં આગળ ગઈ, વાંકી વળી અને બે ચાર પળ ધ્યાનથી જસીનો ચહેરો જોતી ઉભી, અને પોતાની છાટી ભરાઈ આવેલી હોવાથી ત્યાંથી ખસી ગઈ અને બીછાણાંની બાજુપર આવેલી ટેબલ નજદીક ખુરસીપર ફસડાઇ પડી. ધોધમાર આંસુએ રડવા પડી દુ:ખથી તે ગોયા દીવાની બની રહી હતી. ટેબલ ઉપર કાગજ પડેલું જોઇ તે કાગજ પોતા તરફ ખેંચ્યું અને રડતી ચશ્મોએ તેની ઉપર થોડીક પળ કાંઈ લખ્યું

અને તેની ઘડી વાલી જસીનાં બીછાંણાં નજદીક ભોંયપર નાંખી, ખુરસી ઉપરથી તે ઉઠી અને ધીમાં કદમે નજદીક જઇ વાંકી વળી તેનાં એવક્રા, ઠંડા અને ફીકકા રૂખસાપર એક છેલ્લી ચુમી લીધી. દીવાનાની અહાથી પાછલી બાજુના નાનાં દાદરનું બારણું હતું તે ધીમેથી ઉઘાડયું અને છેવટની એક રડતી ચશ્મ તે બીછાંણાં તરફ ટાંકી અને ઘેલી માફક પાછલે દાદરથી ગુપચુપ નાઠી! અરેરે! તે વખતે દુઃખથી તે ઘેલી થએલી અભાગણીના જીગરમાં દુઃખની કેવી તીક્ષણ લાગણી થતી હતી તેનું વર્ણન કરવાની આ કમીની કલમમાં ગોયા મુદલજ તાકાટ નથી!

---

# પ્રકરણ ૫૪ મું.

## દુઃખી જીંદગીનો અકાળ અંત.

પરીનને જસીવાલા ઓરડામાં એકલી મુકી આવી ભલો હોમી હીરાંબાઇ આગળ આવ્યો, અને પરીનની દુઃખથી ગોયા દીવાની જેવી સ્થીતી જોઈ ઘણોજ હયરાન ને પરેશાન બની રહયો. નાઉમેદ અને નામુરાદથી આ જુવાન બાળાનું જીગર ગોયા ભાંગી ભુકો થઈ ગયું હતું, અને ઓચીંત આવી પડેલા માહાભારત દુઃખથી તેનાં અશાંત મન ઉપર એવો તો બોજો આવી પડયો હતો કે હીરાંબાઇ તથા હોમી સાથની તેની વાતચીત કરવાની ઢપપરથી આ દુઃખી છોકરી ગોયા મગજથી બેમગજ બની ગયલી હોવાની આ બંને ભલાં મા-દીકરાં ચીંતા રાખવાં પડયાં, અને પોતાની મગજની આવી તમામ અશાંત હાલત વચ્ચે રખેને કાંઈ પોતાની દુઃખી અને બોજાસમાન લાગતી જંજાલભરી જીંદગીની દોરી એકદમ ટુંકી કરી નાખવા કશું અવિચારી અને પ્રાણઘાતક પગલું ભરે તેની ધાસ્તીથી તેઓ હદથી જયાદા ચીંતાતુર રહયાં.

પાંચ મીનીટ—દસ મીનીટ વહી ગઈ પણ પરીન પાછી નીચે ન આવવાથી આ ભલાં મા દીકરાં આપસઆપસમાં પરીનને લગતીજ વાતો કરવા મંડયા. પંદર મીનીટ—આયંદે અરધો કલાકબી થઈ ગએલો હોવાથી હોમીની માતા બેબાખલી પડી અને જસીનાં બીછાંણાં આગળ આયા રાખી હતી, તે હવડાં તેજ ઓરડામાં હોવાથી ઉપર જઈ જસીનાં ઓરડામાં પરીન શું કરતી હતી તે જોવા મોકલી.

બીજી પાંચ મીનીટ વહી ગેઇ ને આયા હાંફલી ફાંફલી દોડતી અંદર આવી અને જસીના બીછાંણાંના ઓરડામાં પરીન ન હતી, એમ જણાવાથી બંને મા દીકરાં ધાસ્તીથો ચોંકી ઉઠયાં, અને હોમી પોતાની માતાને ત્યાંજ રાખી પોતે ઉપર પરીનની તલ્લાસ કરવા દોડયો-ઉડયો, અને હીરાંબાઇ ચીંતાતુર સ્થીતીથી બંને હાથ જોડી ઓરડામાં હોમીનાં પાછા ફરવાની અત્યારતુરતાથી રાહ જોતી આમતેમ ફરવા લાગી.

હોમી ફીકકા પડી ગએલા ચહેરા સાથ દોડતો પાછો અંદર આવ્યો, અને ચીંતાથી પુકારી ઉઠયો, "માયજી! માયજી! પરીન તો આએ ચીઠી લખીને કેઠે જતી રેહીછ. પાછલે દાદરનું બારણું અળગું હોવાથી તાંહાંથી એ ચાલી ગઈ. ઓ ખોદા! રખે એ કાંઈ જીવપર કરે! જુઓની, આએ ચીઠી ભોંયપર નાખી ગેઇછ" અને પોતાનાં હાથમાંની ચીઠી ઝડફથી વાંચી સંભળાવી.

"મારી પરનાં દુઃખ ને આફતથી હું દીવાની થઈ ગેઈછિ ને આવી કંગાળ હાલતમાં રેહવાને બદલે હું જીવપર કરી મરી ગેઈછિ! ખુદા! મારો બદલો ભુંડાં પર વાળે! પરીન."

"અરે ફીટરે! હવે શું કર્યે, દીકરા!" તે ભલી માતા રડમસ થઈ બોલી. "મરેરે! હું ધારતીતીજ કે બીચારી જીવ પર રખે કરે! દીકરા, આવી મોડી રાતે કાંહાં સોધ કર્યે? મરેરે! હવે કેમ કર્યે-શું કર્યે—"

"માયજી મને જવા દેઓ! સરજતમાં હોશે તો કદાચ મને મલસે! જીવ પર કરવા લખ્યુંચ તો પહેલાં નદી તરફ દોડી જાઉં! અરે ખુદા! આએ દુઃખી છોકરીને તેની આફતમાંથી બચાવજે" અને એમ બોલતાં સમેત પોતાનો ઓવરકોટ પેહડી લીધો, અને વીજળી વેગે ત્યાંથી બહાર દોડી ગયો.

* * * *

સહવારનું પોહર પડયુ. આકાશ ઘેરાએલું હોવાથી તથા સુર્ય વાદળાં તળે છુપેલો હોવાથી દીવસ ગમીના ઘેરાવાએ ઝાંખો પડયો હોય એવો દીસ્તો હતો.

"પરીન પેલેસ" નો માલેક જાંહાંગીર ડાઇનીંગ-રૂમમાં આંખ ચોલતો ચા પીવા માટે આવી બેઠો હતો. આ બુરાને બદમાશોની સંગતે દારૂનો નાશકારક લખ લાગ્યો હોવાથી મોડી રાત વેર દારૂની લહેરમા ચકચુર રેહેવાથી તેની આંખો લાલ થઈ આવી હતી.

આ બદમાશ જુવાન હજી તો ચા હોઠ સાથે લગાડે તેવામાં પરીનની આયા રડતી રડતી અંદર આવી બોલી ઉઠી "શેઠ શેઠ મારી બાઇએ તો–તો–ઓ મારી બાઈ રે—"

"શું છે? તારી બાઇએ શું કીધું?" કાંઈ બી બુરું બનેલું હોવાની તર્ક કરતાં ઉંચે દમે જાંહાંગીરે પુછ્યું.

"બાઈ તો રાતે પેલા પુલ નજદીકના રસ્તા ઉપરથી ઘેલાંપણાંમાં નદીમાં–નદીમાં–દુબીને મ–મ–મરી–ઓ મારી બાઇરે! કેવી ભલી મારી—"

"હેં શું! દુબી ગઈ? આપઘાત કીધો?"

"બાઈ બધાં આગળ બોલીતી કે હું તો હવે આપઘાત કરી મરી જવસ ને એમજ કીધું રે–રાતે અહીંથી જતી રહી ને–ને–ભુતખાનામાં પોતાની જુની આયા હસમતને મલવા ગઇ, તાંહાંથી હોરમજી શેઠનાં બાઈ આગળ ગેઈ ને પેલા લુચ્ચા પોર્યાને જોવા ઉપર એકલી ગેઈ ને તાંહાંથી ઘેલાંપણામાં નજર ચોરાવી નાસી જઈ રાત્રે નદીમાં નંખાવી દીધું–અરે મારી બાઈ—"

"પણ કેમ જાણ્યું કે એ દુબી ગેઈ?" ખરૂંનરૂં કરવા જાંહાંગીરે સવાલ કીધો,

"બાઈ નદીના કીનારા પર જોરથી ગેઈ તારે મોટા શેઠને કોઇ ઓલખતા એ મારી જાતના મુસલમાનોએ પરીન બાઇને તાંહાં જોઇ. તે લોક એને બરાબર પીછાણતા હોવાથી બાઇને મધરાતે તાંહાં જોઈ અજબ અજબ થયા ને થોડોક વખત ઉભા રેહી ચાલી ગીયા ને તાહાર પછીજ બાઈ નાકાંપર પોતાના રૂમાલ ને ચીઠી મુકી અંદર દુબી ગેઈ ને થોડે દુર જુંફ્રીમાં વસ્તા આદમીઓએ પાણીમાં પરવાનો અવાજ સાંભળ્યો ખરો, પણ તે વાર કોઇએ કનવાર કીધી નહીં. સહવારનાં પોહરમાં હોરમજી ડાકટર શેઠે તાંહાં બધે તલાસ કીધી ને બાઇની ચીઠી ને રૂમાલ મલ્યો તે પરથી ધાર્યું કે બાઇ દુબી ગેઈ હોસે. આસેપાસે પુછપરછ કીધી ને બાઇને શોધવાની દોડાદોડી ચાલી પણ નદીમાં પુર ભરતી હોવાથી બાઇ કોણ જાણે કાં ઘસડાઈ ગેઇ હોસે–ઓ મારી બાઈ રે બાઇ."

તેના ભાગા તુટા ખુલાસાથી જાંહાંગીરે પારખ્યું કે ગેઇ રાતની તેની સાથની બોલાચાલીથી પરીને ગુસ્સામાં અને ઘેલાંપણામાં આપઘાત કીધેલો હોવો જોઇએ. પોતાની વધુ ખાત્રી કરવા તે ચા પી તુર્તજ ઉઠયો અને ગાડી જોતરાવી નદી તરફ તે હંકરાવી.

કીનારા આગળ લોકનું ટોળું ઉભેલું જોઇ જાંહાંગીર ગાડીમાંથી ઉતરી તેઓ તરફ ઝડફથી ગયા, અને પરીન માટે પરપુછ કરવા પડયો.

---

## પ્રકરણ ૫૫ મું.

" ચાહે કીસીકા ગર તુ બુરા, વોહ બુરાઈ તેરી બુરાઇ હયે;
યા બની આદમ જીસને બદી કીઈ, આગે ઉસકે આઇ હયે.
બીજ તું જઇસા બોવેગા, બસ ઝાડ બી વઇસા હોવેગા;
નેકી મીઠા ફુલ હએ, બુરાઇ કડવા ફુલ, અએ ભાઈ હયે."

અભાગણી પરીને પોતાની જીંદગીથી કંટાલી આયંદે આપઘાત કીધો એવી વાત દરેકને કાને જવાથી ઘણાકોનાં જીવ રંજીદા થયા અને કીનારા ઉપર પુછપરછ માટે લોકનું ટોળું વધતુંજ ચાલ્યું. હોમી ડોકટર પોતાનાં જઇફ ડોકટર જાંહાંગીર સાથ ત્યાં ઉભો હતો, અને ફરામરોજ સોલીસીતરબી મેરવાનદારૂ પંથકી સાથ વાત કરતા ઉભા હતા. પરીનની જુની દાસી હસમત જે ભુતખાનામાં વસતી હતી અને જેને પરીનને જસી સાથ લગન કરવા સામે ચેતવણી આપી હતી તેનેબી ખબર થવાથી ત્યાં દોડી આવી રડાકુટ કરતી હતી.

મધરાતે પરીનને તે તરફ બે મુસલમાનો જેઓ પરીનને અને મરનાર સપલશાહને સારી રવેશે પીછાણુતા હતા તેઓએ જોઈ હતી અને તેઓને જ્યારે આ બુરા બનાવની અચાનક ખબર થઈ ત્યારે પોતાની વાતને સાહદત તરીકે બતાવવા કીનારે આવ્યા હતા, અને મરનાર પરીનને તેઓએ કીનારે જોઇ હતી, તે બાબે દરેકને જણાવવા લાગ્યા અને દરેકની ખાત્રી થઈ કે પરીને આપઘાતજ કીધેલો હોવો જોઇએ! વળી તેનો રૂમાલ અને તેનાંજ હાથની ચીઠ્ઠી—કે જેમાં આપઘાત કરવા માટે જણાવ્યું હતું તે બે ચીજથીબી ખાત્રી થતી હતી કે આ અભાગણી છોડીએ દુઃખથી કંટાળી તે નદીમાં નખાવી દીધું હતું! હશમતને મળવા આગલી રાતે આ દુઃખી છોકરી ગઈ ત્યારે તેની આગળબી પોતે પોતાની જીંદગીનો છેડો લાવશે એમ જે જણાવ્યું હતું અને તેજ માફક ભલા હોમીને અને તેની માતા હીરાંબાઇ આગળબી તેણીએ આજ માફક જણાવેલું હોવાથી દરેકની ખાત્રી

થઇ કે આ દુઃખી છોડીએ કંટાળીને જીવપર કીધું હતું. હોમીએ અને ફરામરોજ સોલીસીતર તેની લાશનો પત્તો મેળવવા છેક દુરવેર માણસો મોકલ્યાં. મગર મરનારની લાસ કમનશીએ તેઓને હાથ લાગી નહીં. છેક દુર કીનારાપરથી મરનારના નામનું માથુંબાનુ મલી આવ્યું, અને તેથી દુર મરનારની લાસની તલ્લાસ કરવા ગયલા એક આદમીને મરનારે પહડેલી કાલી સાડીનો ફાટી ગએલો થોડો ભાગ હાથ લાગ્યો અને મરનારે આપઘાતજ કીધો હતો એમ બધાંની ખાત્રી થઈ. જે વખતે મરનારે નખાની દીધું તે વેળા નદીમાં પુર ભરતી હોવાથી પાણીના પ્રવાહમાં આ અભાગણી છોકરી એકદમ ઘસડાઈ જઈ ખડકો સાથે અફળાઈ કીંકાઈ ઘણેજ દુર તેની લાસ પાણીના જોસબંધ પ્રવાહ સાથ ઘસડાઈ એકાદ દર્યામાં ઘસડાઇ ગઈ હોય એમ ઘણાંકોએ અનુમાન બાંધ્યું. જમનાં અને ગંગા નદીનાં પાણી અત્રે એકઠાં થઈ ભરતીના વખતમાં એટલાં જોરથી નીરંતર વેહતાં હતાં અને તે બંને નદીનાં જોડાઇ ગયલાં પાણી ઉછાળાં મારતાં માઇલો વેર વીજળી વેગે વેહતાં એકાદ મોટી નદીમાં યા દર્યામાં મલી જતાં હતાં, અને પાણીનાં જોરથી મરનારની લાસ બી જોર સમેટ કયાંની કયાં માઈલોનાં માઇલો દુર નીકળી ગયલી હોવી જોઇએ એમજ અનુભવીઓએ તર્ક કીધી, તોબી પોતાનાં ખર્ચે હોમીએ છેક દુર વેર કીનારે કીનારે સંખ્યાબંધ આદમીઓને તલ્લાસ કરવા મોકલ્યાં, મગર તેઓમાંનાં એકાદ ને ભરતીનાં પાણી ઓસરવાથી મરનારનું માથુંબાનું તથા સાડીનો ફાટેલો કેટલોક ભાગ મલવા સીવાય તેની લાસ હાથ લાગી નહીં.

હોમી તથા ફરામરોજ સોલીસીટર વીગેરેને જાહાંગીરે ત્યાં ઉભેલા જોવાથી પોતે પેહલી હરોળમાં તો તરખાયો, કાંકે પરીનનાં આપઘાત કરવાનું મુળ કારણ તેજ બદમાસ, દગલબાજ હતો એમ સર્વને જાહેર થયું હતું, અને તેથી જીગરનાં ઉંડાણથી તો તે બીહતો હતો છતાં બી બાહરથી હોય નહીં એમ ડોળ ઘાલી મરનારને લગતી પુછપરછ કરવા પડયો. મરનારે શું ચીઠી લખી હતી તે પોતાનાં હાથમાં ધરી વાંચી અને ચીઠીની છેવટે આ અભાગણીએ "ખુદા! મારો બદલો ભુંડાંપર વાળે" એવા શ્રાપ લખ્યા હતા તે વાંચવા સમેટ તેનાં જીગરમાં કંપારી છુટવા લાગી.

બુઢ્ઢી હસમત જે અત્યાર વેર રડતી હતી, તેની નજર જાહાંગીર પર પડવાથી તે એકદમ ઉભી થઇ જનુનમાં બોલી, "ઓ શેઠ! આએ તેં બધું નખોદ વાયું જો! તારે લીધેચ મારી બાય જેવી ગરીબ બાઈ મરી ગેઈ રે મારા બાપ—વરી નફ્ફટ નાખે અહીં આયો—તું એનો ખુની છે ખુની."

"ચપ! એવી જુઠી બકવા બંધ કર! તું કોણને એમ બોલેછ તે જાણેછ કે? મેં તો એની સાથ ભલાઈ કીધી પણ એજ પોતે રાજીખુશીથી ચાલી ગેઈ—"

"લુટારા, લફંગા જુઠા! રાતે મારી એ બાઇ રડતી આવી ને મને બધું કહયું! સમજ્યો! મોટા શેઠની જે મરતી વખતે ખાહેસ હતી, તે કાંય નહીં પાર પાડી? મારી બાઇને તારી ચાકરડી તરીકે રેહવા તેં કાંય કહયું? ઓ લુચ્ચા! તેનુંજ બધું હાફ કરી ચાંપી જઈ વરી તેનેજ બીચારીને આવી હાલતે પોંહચારી! સારૂં ગામ તારીપર ફુકેચ- આખું ગામ તારીપર પથરાનો મારો ચલાવે તો તે બી થોરો છે! તુંજ મારી બાઇનો ખુની છે."

ફરામરોજ સોલીસીતર વચ્ચે આવ્યો અને હસમતને બોલતાં અટકાવી, મગર હોમી, જે આટલો વખત વેર ચુપ ઉભો રહી સર્વ માજરનું જોતો હતો તે જનુનથી ધસી આવ્યો, અને બોલ્યો! "હસમત બોલેછ તે બરાબર છે, મી૦ ફરામરોજ!" અને જાંહાંગીર તરફ ફરી ગુસ્સામાં તે બોલ્યો. "મરનારની જીંદગીની ધુળધાંણી કરવાનું મુળ કારણ તુંજ છે, બદમાસ! તારે લીધેજ એ દીવાની થઈ ગેઈ ને ઘેલાપણામાં આવું અવિચારી કામ કીધુંછ! મરનારના બાદશાહી બાપની ખાહેશને માન આપી તેં મરનારને તેનો થોડો ઘણો ફાલો આપવાની ઓફર કીધી હોતે, જોકે મરનારે એવા હરામના પૈસાની એક કોડીબી નહીં લેવાનો પકો વિચાર કીધો તો, તોબી તેં જો આપ્યો હોતે તો આવો અંત આવતે નહીં! જે ભોલી અને નીપકપટ અને પૈસાની ચેલમેલ વચ્ચે ઉછરેલી સાલેસ છોકરી જમાનાની ગીરદેશથી તારે આસ્યાળે અવતારે આવી પડી તો તેને તારી એક સાચી બેહન તરીકે તારી પડખે રાખી મરનાર સપલશાહનું રૂહ પેલી જેહાનમાં ખુશ કરી, લોકોની પ્રસંસા પામી ભલામાં ખપવાને બદલે તું તેને તારી એક કમીની ચાકરદી તરીકે વહીનરૂં કરવા તારા મેહલમાં રેહવા માટે નજીસ અને હલકી ઓફર કીધી, તે માટે તારી આવી હલકી વર્તણુક માટે જગની લ્યાનટ તારી પર પડે તો તેબી થોડી છે! રાસકલ, બદમાસ! હરામની દોલત તેં હાથ કરી, હકદારનો હક લુટી તેની જીંદગીનો અંત તારે હાથે લાવી તું તેનો તેનો ખુની ઠર્યોચ તો યાદ રાખજે દગલબાજ લુચ્ચા કે આ મરનારનો કેહર અને શ્રાપ પેલી જેહાંનમાંથીબી તારી પર વરસસે ને તારાં કરતુક હયાંજ જોશે! જા! બદમાસ! તારૂં અહીં કામ નથીજ! તારા જેવા હલકા હીચકારા સાથ વાત કરવાનું હું મહાભારત અપમાન સમજુંછ—ચાલી જા અંહીથી બદમાસ."

હોમી જનુનથી એટલો તો તપી આવી લાલ થઇ જાંહાંગીરનાં આંગ પર ધસવા જતો હતો કે કાંઇ બુરો બનાવ બને તેનો ડર કરી જઇફ ડોકટર જાહાંગીર વચ્ચે આવ્યા, અને હોમીને પકડી બાજુ કીધો.

અને જાંહાંગીર! આ તાણાનાં તીર તેની છાટીમાં એવા તો કાટીલ ઝેર જેવા ખુંટયા કે તેનાં આખાં આંગમાં ધાસ્તીથી ધ્રુજરી છુટવા લાગી, તેનું મગજ ગોયા ભમવા લાગ્યું, તેનાં હોઠ ધ્રુજવા લાગ્યા, તોબી લડડતી જબાંને પોતાની હુસ્યારી બતાવવા આ હીચકારો તોતરો બોબરો થઇ બોલ્યો! "મ-મ-મને ઇનસલ્ટ કીધું છ-ને 'ડીફેમ' કીધોછ તેનો હું બદલો લેવસ-બચા-મુજી! હું તુંને-તુંને ક-ક-કોરટ મારફતે પ-પ-પુછી શકસ. તુંને મ-મ-મારા પૈસાનાં જોરથી જ-જ-જેલમાં મોકલસ, સમજ્યો." એમ બોલી તે ગુસ્સાથી ત્યાંથી ચાલી ગયો અને તેની ગાડી દુર ઉભી હતી તેમાં બેસી ગયો. ધાસ્તીથી ગોયા તેને ઠંડીનાં લખલખાં ચઢી આવ્યાં. મરનાર પરીનને લગતી ખબર મેલવવા તે ત્યાંયે આવજ ન હોતે તો વધુ બેહતર થતે એમ તે ધારવા લાગ્યો. તેનું મગજ ભમવા લાગ્યું અને તેની આંખોની સામે મરનાર પરીનનો છેલ્લી બોલાચાલી વેળાનો ઝનુની અને વીકાલ ચહેરો દીસ્યા કરવાથી તે ધાસ્તીથી તન બદનથી ધ્રુજવા પડયો! છેલ્લી બોલાચાલી વેળા જનુનનાં આવેશમાં મરનાર પરીન જે દીલ ધ્રુજાવનારા શબ્દો બોલી ગઈ હતી કે જો તે જીવતી રેહશે તો તેની પુઠ પકડશે અને મરી જશે તો ભુટ થઇનેબી તેનો પીછો ન છોડશે એ ચેટવણીનાં શબ્દો તે વેળા ગુસ્સાની ગરમીમાં આ બદમાસે તમામ તુચ્છકારથી હસી કાઢયા હતા, મગર આ વેળા આ મરનાર છોકરીનાં બોલ તેને યાદ આવી તેને કાને જાણે કે અડડયા કરતા હોય તેવી રીતે તેની યાદ થતાં આ લુચ્છો, દગલબાઝ ધાસ્તીથી ગોયા કમકમવા અનેધ્રુજવા પડયો. તેની ખાત્રી થઇ હતી કે તેની સાથની સખ્ત બોલાચાલીનાં મુળ કારણનેજ લીધે આ ભલી છોકરીએ દુઃખથી દીવાની બની આપઘાત કીધો હતો, અને હવે તે મરણ પામેલી હોવાથી તેનાં ચેતવણી ભર્યાં જનુની શબ્દો મુજબ મરી ગએલીબી ભુટ થઇને શું તે આ બદમાસ, દગલબાજની પુઠ પકડશે!

આ અવનીમાં જો મરણ પામેલાંઓ પોતાનાં કીનાનો કેહેર વરસાવવા ભુટ થઇનેબી આવતાં હોય તો પરીનબી પેલી જેહાનમાંથી પોતાનાં કીનાનો કેહેર આ દગલબાજ લુચ્છાપર વરસાવવા શું આવશે? ઓ! આ બધા ભયાનક ખ્યાલો તેનાં હાડેહાડ ધ્રુજાવતા હતા તે ગભરાટભર વિચારોની ગીરફતારીમાં ગોયા ઘેલો દીવાનો બની રહ્યો, અને આ જફા

કારક વિચારો ભુલી જવા બીજે કેડે પોતાનું મન લગાડવાની જોકે તે જીગર તોડ પ્રયત્ન કરયા લાગ્યો, તોબી મરનાર પરીનનો જનુની અને વીકાલ ચહેરોજ તેની નજરો આગળ આવી ઉભો રેહતો હતો.

બુરાં બદમાશો જેઓ ભલાંઓનાં સર્વોત્તમ સુખનું સત્યાનાસ વાળવામાંજ પોતાની પાપી મોજ સમજે તો તેઓને આયંદે શાંતી કે કરાર ગમે તેવી પૈસાની ચેહલમેહલ છતાંબી કદીબી મળી શકતી નથી!

---

# પ્રકરણ ૫૬ મું.

## નાંજાનું છેહલું છટકું.

મરનાર પરીનને ઘેલાંપણામાં આપઘાત કરીને મરણ પામ્યાને ચાર દીવસ વહી ગયા! મરનારની લાસ હાથ લાગે એવા ઇરાદાથી ડૉ૦ હોમીએ તેમજ ફ્રામરોજ સોલીસીટરે બીજાઓની સહાયતાથી ઘણીબી જુસ્તેજુ કરાવી, મગર આ મરનાર અભાગણી બાળાની લાસ નદીનાં ભરતીનાં પાણીનાં પ્રવાહ સાથ કોણ જાણે કયાં ઘસડાઇ ગેઈ હોશે, યાતો માછલીઓએ તેનો ભક્ષ કીધો હોશે તે કોઈ કહી શકયું નહીં.

મરનાર જેવી ભોલી ભલી અને સાલેસ હતી તેમજ પરોપકારી હતી, અને ગરીબોમાં પોતાનાં છુટા હાથે છુપાછુપ દરેક પ્રકારની મદદ કરવા માટે તે એટલી બધી તો પલોટાઈ અને પંકાઈ ગએલી હતી, કે તેનાં અચાનક અને અકાળ ગમખ્વાર મો'તની માહભારત ખોટથી કેટલાંક ગરીબોનું નખોદ વલી જવાથી આ મરનાર પરોપકારી અબળા માટે તેઓનો મોટો ભાગ ગમોની શોકાગ્નીમાં ગોયા બળીજળી ગયો. મરનારની ભલાઇને લગતીજ વાતો બસ તેઓ વચ્ચે ખુબ જોસમાં ચરચાયા કીધી.

ચાર દીન પાણીના રેળા માફક જોતજોતામાં વહી ગયા.

એક સાંજે 'પરીન પેલેસ'ના બાગમાં જાંહાંગીર પોતાનાં બુરા મીત્રો સાથ વ્હીસ્કી—સોડાથી પોતાનો ગમ વીસરાવતો હતો, તેવામાં નખરાંબાજ અને મતલબી નાંજા પોતાનાં પુર ઠઠેરામાં ત્યાં ઓચીંતી હસતી હસતી આવી ઉભી. આ કવાબમાં હાડકું કયાં એકાએક આવી ખુંટયું તેની ગુંચવણમાં જાંહાંગીર પેહલી હરોળમાં તો ગુંચવાયા કીધો. આ બદમાસ

ગણુત્રીબાજ ઝેરી નાગણને ત્યાં આવી ઉભેલી જોઇ તેને બેહદ અણગમો અને અભાવ બરવા થયો. તે સારી રવેશે જાણી ચુકયો હતો કે આ દગલબાજ, પ્રપંચી ઝેરી નાગણનાં ઓચીંટ 'પરીન પેલેસ'માં આવ્યા પછીથીજ 'પરીન પેલેસ'ના બાદશાહી ખવાસનાં ભલા માલેક મરનાર સપલશાહનો બરગસ્તે દહાડો આવ્યો હતો, અને તે શેતાન અને મક્કરખોરીનાં બુરા અને અપસુકનભર્યાં ઉંધાં પગલાંથી મરનાર સપલસાહનાં સુખનો સુર્ય અસ્ત પામી દરેક પ્રકારનાં સુખનું સત્યાનાશ વળ્યું હતું. વળી એજ બાહરથી મીઠી મગર જીગરથી ખારીલી, કપટી અને ઝેરી અબળાનાં બુરા હાથેજ શાહદીની સાજવારીમાં તમામ આબાદીની ગોયા બરબાદી થવા ઉપ્રાંત 'પરીન પેલેસ' ગોયા સીહા ગમીમાં ગીરફ્તાર થઇ ગયો હતો, અને તેજ ઝેરી વેરસી નાગણને લીધેજ પરીનનાં સર્વોતમ સુખનું સત્યાનાશ વળી ગયું હતું અને તે ઉપ્રાંત તેનું ચલકતું ભવીષ સીહા અંધકારમા ફેરવાઈ ગયું હતું, અને આખરે મુશ્કેલીની લાચારી વચ્ચે દીવાની બની પોતાની જીંદગીનો અકાળ અંત લાવવામાં આએ બદમાસ, દગલબાજનો મોટો હાથ હતો. અને તે બુરી અબળા નાંજોનખરાં કરતી, મીઠાસથી હસતી તેની સાંમે ઓચીંતી આવી ઉભી ત્યારે વીજલી વેગે તેનાં અશાંત મનમાં આવા બુરા દીલ ધ્રુજાવનારા ખ્યાલો અને જફાકારક બનાવો એક પછી એક ઝડપથી પસાર થઈ ગયા, અને તેની નાશકારક જીવલેણ અસરોથી થોડીક પળ તો તે જીગરનાં ઉંડાણથી કમકમી ધ્રુજવા લાગ્યો.

આ લુચ્ચી ગણત્રીબાજ ઝેરી નાગણે પોતાની ઝેરી ફુંકથી અનેકને જમીનદોસ્ત કરી નાખ્યાં હતાં, તો તેવી પ્રપંચની જાલમાં તે રખે ફસી પડે તેની ધાસ્તીથી ગોયા તે ધ્રુજવા લાગ્યો. તેનાં જેવી કપટી ઝેરી નાગણ સાથ સંબંધ રાખતાં જેમ 'પરીન પેલેસ'ના આગલા પરોપકારી અને બાદશાહી ખવાસના ભલા માલેકની બદબખ્તી અને ગમખ્વાર મોંત ઓચીંત આવ્યાં હતાં, તો જાંહાંગીરબી જો તેની સાથ સંબંધ રાખે તો તેની હાલતબી રખે તેવી બુરીથઈ પડે તેની ધાસ્તીથી તે ધ્રુજવા પડયો અને અને એમ આ નાચીઝ ઓરતને 'પરીન પેલેસ'માં પોતાના અપસુકનભર્યાં ભુડાં અને શ્રાપસાન થઇ પડેલાં પગલાં મેલતાં અટકાવી તેને પોતા આગળથી દુરજ રાખવાનાં અનેક સંકેટ મનમાં યોજવા લાગ્યો.

આ લુચ્ચી ઠગ હસ્તી હસ્તી, નખરાં કરતી શા માટે ત્યાં આવી હતી તે જાંહાંગીર સારી રવેશે જાણતો હતો, અને તેને કેવી રીતે ત્યાંથી લીલું નારીએળ આપી ખેરવવી તેનાં વિચારોમાં તે વિંટલાઈ ગયો.

આ લુચ્છો પોર્યો શરૂઆતથી મરનાર સપલશાહની ગંજાવર દોલત ઉપર તાંપી રહેલો હોવાથી ને દોલત એકહાથ કરી લેવાનાં નીચ સંકેટમાં પેહલી હરોલમાં તો તેને ભોલી પરીનને પોતાની તરફ ખેંચવા તેમજ જીતવાની મીથ્યા પ્રયત્ન કીધી, મગર તેમાં તે હડધુતની હીણપસ્તી વચ્ચે તમામ નિષ્ફળ થવાથી, તથા પરીન જસી સાથ પરણવાની હઠ લઈ બેસવાથી ગંજાવર દોલત તેનાં હાથમાંથી ગએલી ધારી આ બદમાસ પોર્યો બેહદ હયરાન અને પરેશાન બન્યો હતો, અને પોતાને માથે ચડેલાં કરજનાં ટોપલા કેમ ફીટાડવા તેના વિચારમાં ગોથા તે દીવાનો બની રહયો હતો, તેજ વેળા તેની પડખે આ ગણત્રીબાજ અબળા નાંજાંમાય આવી અને તેની હાલતથી વાકેફ થઇ મરનાર સપલશાહની દોલત તેનેજ અપાવવા આ લુચ્છીએ તેને આશા આપી બીડું ઝડફયું, અને જો જાંહાંગીર બે માસમાં 'પરીન પેલેસ'નો માલેક થાય તો વીસ હજાર રૂપ્યા નાંજાંને આપવાની તેઓ વચ્ચે લખતની રૂહે સરત થઈ હતી, અને હવે જ્યારે તે લાખોની દોલતનો માલેક થઈ બેઠો ત્યારે કરાર પ્રમાણે વીસ હજાર રૂપ્યા લેવાજ આ નખરાંબાજ અબળા જાણે કે જાંહાંગીરને આંજી નાંખવાની હોય એવી ફીસમથીજ ખુબ ઠેકેરો કરી હસ્તી આવી ઉભી રહી હતી, એમ જાંહાંગીરે જાણ્યું તો ખરૂં પણ 'ગરજ સરી કે વૈદ વેરી'ની કેહતી મુજબ અમલ કરનારો આ લુચ્છો ઠગ હવે સંધી ગરજ સરી રહેલી હોવાથી, તથા પોતે લખેપતી થઇ ગએલો હોવાથી, તેની આવી ફીસમની ધનાઢ્ય હાલત નાંજાંમાયથી કાંઈ જરા બી થઈ ન હતી, મગર સરજતનાં ભેદભર્યા સંજોગોથી, ફીસમતની ગેબી કરામતથી તે કરીમે કારસાજનાં અંદીઠ હાથેજ થઈ હતી, એમ કહીને આ ઓરતને ત્યાંથી ખેરવવાનો પક્કો નીશ્ચય કરતો એકદમ ઉઠયો અને હસ્તે ચહેરે બોલી ઉઠયો,

"ઓહો! કોણ નાંજાંમાય કે? આઇ સી! મેં તુંને ઓરખી નહીં જો! યારો જરા તમે અહીંજ બેસસો હું એવણ સાથ સહેજ ગુફતેગુ કરી આંઉં છ" એમ બોલી પોતાનાં મીત્રોને છોડી તે બાગની બીજી તરફ ગયો, અને નાંજાં તેની પુઠે હસ્તી ઉમેદભર ચાલી.

એક બાંજટ ઉપર બેસતાં જાંહાંગીર બોલ્યો "વેલ! નાંજાં! કાંઈ એકાએક આવવું પડયું?"

"ઓ જીભરૂં, જાંહાંગીર" આ ઝેરી નાગણે પોતાનો મીઠાસભર્યો ઢોંગ શરૂ કીધો અને બંને હાથે ઓવરણાં લઇ હર્ખથી બોલી, "મરૂં! મરૂં! જીભરૂં તું લખેપતી થયો તેની હું મારાં જીગરનાં ખરાં ઉંડાણથી

મુબારકબાદી આપવા આવીછ! કેમ! મેં કહયુંતું કે એ મહીનામાં મારો ભલો જાંગલો લખોપતી બનસે તે મેં બનાવ્યો કેની? હા-હા હા-હા-હા" અને તે ખડખડ હસી પડી.

"ખુદાની ખુશીનું થયુ ને થશેજ, નાંજાં! નાચીઝ ઇનસાનથી આ અવનીમાં તેના અણદીઠ હાથ વગર કશું બી બનતુ નથીજ. મારી આવી હાલત માટે તું ભલાઈ ખાટવા માગેછ તેમ હું ધારતો નથી. એ તો જે મારી હાલત થઈ તે મારાં કીસમતેજ થઈ ને ખુદાએજ કીધી" જાંહાંગીરે રોકડું પરખાવ્યું જેથી નાજાં સમજી તો ગઇ મગર બીજી રીતે છટકું માંડતાં તે બોલી.

"હવે જે હોય તે. પણ તારાં એવાં ભાયગ માટે હું મારાં જીગરોજાનથી ખુશી છેઉં! વાહલા જાંગલા! તું કાંઈ બીહતો નાં કે હુ લખત પ્રમાણે વીશ હજાર રૂપ્યા લેવા વાસ્તે આવીછ-એટલી નજીવી રૂપરડી તો જીભરૂં તું જાંગલાપરથી ઓવારી નાંખું જો! આહ! કેવો ગંજાવર બાદશાહી મેહલ અને નોકર નફરોની ધમચકરી વચ્ચે કેવું રાજકરતા રાજા તરીકે રેહવાનું! તુંને તેમ ગમતું તો હોસેજ! મરે મને બી કેવું એમ ગમેછ જો, પણ મુવું નશીબજ અભાગ્યું છે તે—

"એટલે! નાંજાં, તું શું ભરમમાં બોલેછ તે હું સમજી સકતો નથી-"

"નહીં સમજતો! અરે ફીટરે! તું તો મારો વાહલો જાંગલો ભોલો ભટાકજ રહી ગીયો જો! મને જો મારી ઉમેદ પાર પડે તો તારા વીસ હજાર રૂપ્યા મારે લેવા બી નથી જો! આએ લખત" તેને ગજવામાંથી કાગજયું કાઢી જાંહાંગીરને બતાવ્યું "હું આએ લખત ઓય ફ્રારવા તૈયાર છેઉં, પણ મારી ઉમેદ પાર પડે તોજ તો."

"એટલે તું શું ઉમેદ ચાહેછ? ને કોણની તરફથી?"

"તારી તરફથી વાહલા જાંહાંગીર! મારી ભલી દુઆથી તારી આવી ચઢની હાલત થઇ તો તેવી હાલતમાં સાથી તરીકે રેહવાની મારી લાંબા વખતની ઉમેદ છે! આહ! આવા બાદશાહી રોનકદાર મહેલમાં રાજકરતી રાણી તરીકે રેહવા અને નોકરો નફરો ઉપર સાહેબી કરતી શેઠાણી તરીકે ભપકો રાખવા મને મરે કેવું ગમેછ જો! જાંહાંગીર, વાહલા જાંગલા જો! આએ મારા ઢંઢેરામાં કેવી રાણી જેવી દમામદાર દેખાઉંછ! અરે! આ એજ મારા ગોરા ચહેરાપર ભલાભલાઓ મરી ફીટી મારે હાથની માંગણી કરવા બાહર પડેલા, પણ મેં બધાંને રોકડું પરખાવ્યું કાંયકે-કાંયકે તું

જાગામે મને ઘણો પસંદ પડેછ! વાહલા જાંહાંગીર! સમજ! આએ રોનકદાર મેહલ અને આએ ગંજાવર દોલત જે સખકતીને હાથે તુને મલીછ તો તેજ સખકતીનો હાથ તારાં હાથમાં હમેશનો લઇ સુખી કર! લે! આએ વીસ હજારનું ચીઠ્ઠરૂં તો તારી પરથી ઓવારનીવાર કરૂંછ! બસ મારી ઉમેદ પાર પાડ! તુ—તું મને તારી–તારી મ–મ–મોહરદાર તરીકે રાખ!" એમ બોલતાં પેલું કાગજ જાંહાંગીરનાં હાથમાં મેલ્યું અને તેની વધુ નજદીક આવી તેનાં હાથ માયાથી પોતાનાં હાથમાં લેવાની પ્રયત્ન કીધી, મગર એકાદ ઝેરી સર્પે દંખ માર્યો હોય એવી અદાથી ચોંકી તે બે પગલાં પાછલ હટી લુચ્ચી અને મતલબી નાંજાંનું કોહું ધીકકાર સમેટ જોતો ઉભો.

---

## પ્રકરણ ૫૭ મું.

" અરે શું માનવનો અભીમાન—પલકમાં ટળી જશે રે,
ખરે જેમ પીપલ ઉપર પાન—પલકમાં ખરી જશે રે:
પલકમાં ખરી જશે રે—માટીમાં મલી જશે રે—"

ગણત્રીબાજ અને મતલબી નાંજાંએ મરનાર સપલશાહ સાથ પરણવાનાં હવાઈ ખ્યાલમાં જેમ જાલ બીછાવી પાછલથી મરનારની હડધુતની હીણપસ્તીમાં આવી પડી હતી, તેમજ જાંહાંગીર જેવા ચીકાસદાર બીલ્લુને પોતાની મોહજાલમાં ફસાવવાની તેણીએ નીચ યુકતી રચી હતી, મગર આ દેશખાઈ દરવાજા ખાંધે મારેલા ચપરખંધા જાંહાંગીર આગળ તેનું કાંઈ વળી શકયું નહીં.

નાંજાંની મીઠાસથી હસીહસીને બોલવાની મતલબ તે પામી ગયો. તેનો ચહેરો જનુનથી લાલ થઇ તપી આવ્યો, અને ગુસ્સામાં આવી પેલું વીસ હજાર આપવાની કબુલાતને લગતું કાગજ તેની નજરો સાંમે ફાડી તોડી નાખી તે નેણુ ફેરવી બોલ્યો! "કંગાલ ઓરત! તારા મીઠા શબ્દોનાં ઓઠાં તળે કાટીલ ઝેરનો સમાવેશ છે! તારી મોહબત વેર અને દગાથી ભરેલી છે! કમીની કંગાલ! તું મને પેહલેથીજ બે.લોબટાક ને બોચ્યું ધારતી'લી ને તેથી તારૂં કામ આશાનીથી પાર ઉતારવા મને તારી ફરેબી

જાલમાં ફસાવવા તું દાદીશેઠની દીકરી માફક ઠઠેરો કરી આવી છે તે મને સર્વે માલમ છે, સમજી! તારા જેવી નીચ ઓરતને મોહરદાર તરીકે બનાવવાનાં કરતાં દોજખનાં ઉંડા સીહા ગારમાંથી એકાદ કપીંણુ દોજખની દેવી સાથ વસવાટ કરવાનું હું વધુ પસંદ કરૂં! ઝેરી નાગણ! 'પરીન પેલેસ'નાં માલેકોનું સત્યાનાશ વલ્યું તે તારાથીજ! પેલી અભાગણી છોકરીનાં સુખનાં સુર્યને અસ્ત કરી ગોયા તેને આ જેહાનમાંથી ઉઠાંગરી કરાવવાની ફર્જ પાડનારી તુંજ ઝેરી વેરસી ઓરત હતી, તો તેજ ઝેરી ઓરત ચંદરોજમાં મનેબી એવીજ હાલતે પુગાડે. જેઓનું તેં ખાનને તેઓનુંજ નખોદ જ્યારે બદફેલીનાં કર્તુકથી વાળી નાખ્યું તેમ મારૂંબી તું સત્યાનાશ વાળે તેની અગાહી અને અગમચેતીની ચોંકાવનારી યાદથી ડરી તારા જેવી નાચીઝ મકકારે ઓરતથી સો ડગલાં દુરજ રહેવું વધુ ફાયદાકારક છે! આએ છેલ્લીજ વાર તેં 'પરીન પેલેસ'મા તારાં ભુંડાં અને અપશુકનભર્યાં પગલાં મેલી તેને નાપાક કીધો છે એમ યાદ રાખજે, ને હવે પછી તારી સીહા સુરત અત્રે નહીં આવે તેની સંભાળ લેજે! મારી જે ચઢતી હાલત થઇ તો તે માટે મારે તે કીરતારની લાખોલાખ શુકરગુજારી કરવાની અને નહીં કે તારા જેવી નાચીઝ કંગાળ ઓરતનાં હેશાનમાં ડુબી જવું! જા! અહીંથી! તારૂં આ લખત ફારીતોરી નાખી દીધુંચ! તુને કાલ ને કાલ પાંચ એક હજાર તારીપર ખાસ ઉપકાર કરી મોકલી આપસ તે લઇ તારૂં કાળું મોંનું સદાનું અલાહબાદમાંથી નાબુદ કરજે સમજી! ચાલ! જા! અહીંથી."

આ તો વકકી ન રાખેલા ઓચીંત બનવાથી નાંજાં તો ગોયા હરણ-ફાર થઇ ગઇ! બદમાસ જાંહાંગીરમાં શેરને માથે સવાશેરની કીસમનુ જોરાવર પાણી હતું એમ તેણીએ હમણાં જાણીને તાજુબીથી કોહું ટીકવા લાગી. તે જાંહાંગીરને તદનજ ઓલ્યેગપાટ, મુર્ખો, અને કમઅકકલી સમ-જતી આવી હતી, અતે પોતાની કર્તુકની બીછાવેલી દેહસ્તનાક જાળમાં એકાદ મગતરાં મીસાલ બોલ બોલતાં આસાનીથી ફસાઇ જશે એવીજ આશાએ રાખી આ ગણત્રીબાજ પકકી ઓરતે તેને આંજી નાખવા, અને તેની નજરે પોતાને મનોહર અને દીલકશ દેખાડવા ખુબ ઠઠેરો કરી આવી હતી, મગર જાંહાંગીરનાં હીણપસ્તીભર્યાં હડધુતનાં ગરમાગરમ શબ્દોની અગ્નીમાં ગોયા તે જાણે કે બળી જળી જતી હોય એવી કીસમથી દંગ થઇ ગભરાટ સમેત ગાફેલ જેવી વાચા વિનાનાં પ્રાણી મીસાલ જ્યાં ઉભી હતી ત્યાંજ ચીટકી બેઠી. તેને આંજી નાખવા આ ઢોંગી સ્ત્રીએ પેલી

વીસ હજારની કબુલાત વાળી ચીઠી જાંહાંગીરના હાથમાં આપલી, તે કશીબી રીતની દયા કે દાઝ વગર ફાડી તોડી નાંખી હતી, અને વળી આ લુચ્ચો પોતાની ગરજ સરી રહેલી હોવાથી હડેલી ઉપર ચાંદ દેખાડવાની ઇચ્છાઇ કરતો તેણીને માત્ર પાંચજ હજાર રૂપ્યા આપવાનો ઇરાદો જણાવ્યો હતો, જે સાંભળી પોતે કીધેલી ગફલતીથી આ બદમાશ ઓરત જીગરનાં ઉંડા-ણુથી કચવાટ કરતી હદથી જ્યાદા પરેશાન બની નામોશીમાં ગીરફતાર થઇ.

હવેજ તે આયના મીસાલ સાફ જોવા લાગી કે આ બદમાસને હાથ કરવા અને જેર કરી પોતાની હથેલીપર નચાવવા અને પોતાની મનની મુરાદ પાર પાડવા પોતાના હાથમાં સહેજબી સત્તા કે જોર ફાજલ રહયાં હતાં નહીં. આ બદમાસના હાથમાં ગોયા પોતાને વેચાયલી તેને જોઇ! તેનાં દર્દમંદ જીગરમાં દરેક મુરાદો મરણ પામી અને પોતાનાં મનનું સમાધાન કરી ફફડી ચટકી મીજાજથી બોલી "ઠીક! ઠીક! ગરજ સરી કે વૈદ વેરી! મેંજ તારી હાલત સુધારી અને હવે તુંજ મને હડધુત કરેચની! મુઆ હરામખોર! કંઇ નહીં! એવી ચાલે કુતરને મોતે મરસે સમજ્યો ને એવી હાયનાં ને હરામનાં પૈસા તુંને પૈએ પૈ ફુટી નીકળસે! મુઆ દેવેનામ દેવ! મુઆ હુંબી જોઉંછ કે આએ હરામની દોલત તું કેમ જેરવેછ! બસ્તે ભરાયા તારીપર ખોદાનો કેહર ને શ્રાપ વરસજો ને પેલી' દુકતી માફક તુંબી રજલતો રવડતો થઇ કુવો તળાવ પુરીનેજ મરજે! લ્યાનત પરે મુઆ હરામખોર ચોઓઓર" એમ બોલતી ઝેરી સર્પની અદાથી ગુસ્સા સમેત ત્યાંથી ધસારાબંધ સડસડાત ચાલી ગઇ. પોતાની નીચ મતલબ પાર પાડવા ભલાંઓનાં સુખનું સત્યાનાશ વાળી નાંખી, આ બદમાસ બુરાને ધનનાં ધગલા પર બેસાડવાની બુરાઇનાં નતીજામાં આ બદફેલ ઓરતને આયંદે ધુળની ધુળજ બરકત તરીકે મળેલી જોઇ નાંજાં હદથી જ્યાદા નાસીપાસ અને નાઉમેદ થઇ અને જીગરોનાં ઉંડાણુથી નીકળતા નિશ્વાસ સાથ અનેક અપસુકનભર્યા શબ્દો ઓચરતી બદમાશ જાંહાંગીરને અનેક પ્રકારનાં બુરા શ્રાપની બદ દુઆ ઇચ્છતી પરીન પેલેસ'માંથી સદાનીબાહર પડી.

અને જાંહાંગીર! ધરતી માથે લઇ બેઠેલો આ લખોપતી અને ધનાઢય દગલબાજ અને બદફેલ શેઠયો જે 'પરીન પેલેસ'નાં આગલા ભલા માલેક મરનાર સપલશાહનાં કદમ તળેની ખાક વટીકની કીંમતની સરખામણીમાં પણ અંકાઇ શકાતો ન હતો, તે બદમાસ દગલબાજ પોતાની ફત્તેહ માટે ગરૂરથી ધીકકારભરી રીતે હસ્યો અને પોતાનાં બુરા મીત્રો, તેની આતુરતાથી રાહ જોતાં ડોકાં તાણ્યા કરતા હતા, તેઓ તરફ ઝ ફથી

જઈ પુગ્યો, અને પોતાની ફ-તેહ માટે અભીમાની બની વ્હીસકી-સોડાનાં ગ્લાસની સલામતીઓપર સલામતી લેવા આ બુરો બદમાસ ચકચુર બન્યો!

બદકાર, મગરૂર જુવાન! હાલ તો તું હરામનાં પૈસા ઉપર મકકરખુંદી કરી, ગોયા દુન્યા જીતવાનો ને માહટ કરવાનો ફાંકો રાખતો અભીમાનીની ફુંકમાં ફુગાઇ-ફુગાઈ જાય છે, મગર જેવું બદફેલીનું બી તેં તારે હાથે વાવવાની સરકશી અને હેમાકાત કરી છે, તેનાં અકારાં અને કારમી ફળ તુંને આયંદે લાઇલાજ ચાખવાની ફરજ પડશે, અને દુન્યાઈ દોર અને મોજ શોખને વશ કરવાનાં હવાઈ ખ્યાલો પળકમાં ઉડી જઈ, તારી ભુંડી કરણીનાં ભુંડા બદલામાં આયંદે હજારોહજાર કંગાળ મોતે મરવાનું તું પસંદ કરશે તેનો, અહંકાર અને ગરૂરીની ધુંધમાં અને પૈસાની ગરમીમાં મસ્ત બનેલા બદમાસ જુવાન, તુંને સહેજ પણ અંશે હાલ તો ખ્યાલ કે ખનરો થતો નથીંજ, કાંકે હરામની દોલતના રેલછેલથી ખુદ ખુદાઈ કરામતી ખુદરતને વીસરી જઈ સેતાનનીજ બુરી સંગત સાંધવામા તારી મોજ અને ધરમ તેં માનો લીધો છે! આ બદમાસ પોર્યાનાં દુઃખના ઓટની હાલતો સુખની ભરતી થઈ છે, મગર એનીજ ભુંડી કરણીએ ભરતીની તમામ ઓટ થઈ 'કર ને જો' નાં કરણીનાં સર્વો-તમ કાયદા મુજબ આ બુરો પોતાની દરેક તકસીરની માહભારત શીક્ષા કેવી રવેશે ભોગવશે તે આપણે બીજા ભાગમાં સારી રવેશે જાણી શકીશું!

